# જોડણી

ઈ. સ. ૧૯૦૫ ના જુલાઈ માસમાં અમદાવાદમાં મળેલી

સાહિત્ય પરિષદ્ આગળ

વાંચેલો

નિબંધ.

રચનાર

નરસિંહરાવ ભોળાનાથ બી. એ; સી. એસ.

---

અમદાવાદઃ

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ.

---

ઈ. સ. ૧૯૦૬. સંવત. ૧૯૬૩.

# પ્રસ્તાવના.

જોડણી વિશેના આ નિબન્ધની ઉત્પત્તિનો ઇતિહાસ તથા એ વિશે કેટલોક ખુલાસો આ સ્થળે આવશ્યક છે.

ઈ. સ. ૧૮૮૧–૮૨ ના શુમારમાં મ્હારા મનમાં ચાલૂ પ્રચારની જોડણીની અવ્યવસ્થા વિશે કેટલાક વિચાર ઉત્પન્ન થયા;–ખાસ કરીને 'મ્હારું,' 'મ્હોટું' ઇત્યાદિમાં હકારનું અદર્શન અને 'આવ્ય,' 'લખ્ય,' ઇત્યાદિના લઘુપ્રયત્ન યકારનો અસ્વીકાર એ બે ખામીઓએ ધ્યાન ખેંચ્યું. અને થોડીક ટૂંકી નોંધ કરી રાખી. અંતે ઈ. સ. ૧૮૮૬ થી ૮૮ સૂધીમાં 'જોડણી' વિશેનું મ્હારું પ્રથમનું લઘુ પુસ્તક લખાયું અને ૧૮૮૮ માં પ્રસિદ્ધ થયું. એ પુસ્તકે તત્કાળ તો કેટલીક મુદત સૂધી આ વિષયની ચર્ચા ઉત્પન્ન કરી ગુજરાતી સાક્ષર મંડળમાં કાંઈક ખળભળાટ કર્યો.

ઈ. સ. ૧૯૦૫ ના જુલાઈમાં સાહિત્યપરિષદ્ ગુજરાત સાહિત્ય સભાના સ્તુત્ય અને અશ્રાન્ત પરિશ્રમથી ભરાઈ. એ પરિષદ્‌માં વાંચવા માટે નિબન્ધો લખવા સારું વિષયોની યાદી તૈયાર કરી સાહિત્ય સભા તરફથી કેટલાક મહિના પૂર્વેથી પત્ર લખાઈ આવ્યો હતો, ત્હેમાં એ સભાની જ પસંદગીથી વિષયો મૂકાયા હતા. અને જોડણીના વિષયને પ્રથમ મૂક્યો હતો. તે વિષય મ્હને અનુકૂળ હોવાથી મ્હેં ઉપાડી લીધો અને નિબન્ધ તૈયાર કરવાનું મ્હેં કબૂલ કર્યું. પરિષદ્ માટે નિબન્ધ રચતાં રચતાં ધાર્યા કરતાં મ્હોટું કદ થઈ ગયું. પણ આ વિષયના મહત્ત્વને માપે તથા અત્યાર સૂધીના એ વિષયના સાગ્ર ઇતિહાસ તથા મથનની આવશ્યકતા જોતાં, એ લંબાણ તે ખેદનું કારણ નથી.

ગુજરાત સાહિત્ય સભાએ આ રીતે મ્હારા વિચારો સાક્ષર વર્ગ આગળ સંપૂર્ણ વિસ્તારથી મૂકવાનો પ્રસંગ આપ્યો, તથા પરિષદ્‌માં મળેલા સજ્જનોએ સૌજન્યયુક્ત ધૈર્યથી તથા રસસૂચક ધ્યાનથી મ્હારા નિબન્ધનું શ્રવણ કર્યું તે માટે સભાનો તથા પરિષદ્‌નો અન્તઃકરણથી ઉપકાર માનું છું; વળી પરિષદ્‌નો ઉપકાર માનવાનું વિશેષ કારણ આ જોડણીના વિષય માટે કમિટી નીમી રિપોર્ટ મંગાવવાની મ્હારી સૂચના ઉપાડી લઈ તે રૂપનો ઠરાવ કર્યો તેથી ઉત્પન્ન થાયછે. એ પ્રસંગે તો મ્હારા નિબન્ધને અપવાદ રૂપે લાંબો કાળ આપ્યા છતાં પણ નિબન્ધના મુખ્ય ભાગ જ વાંચવામાં આવ્યા હતા; અને સંપૂર્ણ રૂપે તો છપાયા પછી જ નિવેદન કરવાનું રાખવું પડ્યું હતું. હવે તે સંપૂર્ણ રૂપે વિચારક વર્ગ આગળ આ નિબન્ધ મૂકયોછે. આશા છે કે આ સર્વ પ્રયાસનું સાફળમાં પરિણામ આવશે.

મુખ્ય ચર્ચાને અંગે અનેક ઉપાઙ્ગોને પરિશિષ્ટના ભાગમાં મૂક્યાં છે. હેમાંનાં કેટલાંક મહત્ત્વનાં છે. કલાભવનના જોડણી સંબન્ધી નિયમોનું સૂચન પ્રો. આણંદશંકરે પરિષદ્‌માં જોડણી વિશે વાંચેલા નિબન્ધથી મ્હને થયું; અને તેથી તે પછીથી પેદા થઈ સક્યા, તેથી

તે પરિશિષ્ટ (ख) ના પેટામાં (ख१) તરીકે મૂકવા પડ્યાછે. અને તે વિશે નિબન્ધમાં અવલોકન કશું કરી સકાયું નથી. પરંતુ હેમાં બહુ અવલોકનને યોગ્ય વાતો નથી, અને જે છે તે વિશે મ્હારા વિચારનું અનુમાન અત્યાર સુધી થયેલા અવલોકનના પ્રકાશથી થઈ જ સકશે.

ચવર્ગના પ્રાકૃત ઉચ્ચાર વિશે આ નિબન્ધમાં ચર્ચા કરીછે ત્હાં પ્રાકૃત ઉચ્ચારના આસ્તિત્વ વિશે એક પ્રમાણ નોંધવું રહી ગયાથી અહિં મૂકું છું. " હા જ તો " એ વાક્યને ઝડપથી બોલવાને પરિણામે 'હાસ્તો' એમ વાતચીતની ભાષામાં રૂઢ રૂપ થઈ ગયેલું છે; હેમાં જનો સ થવાનું કારણ જ ના પ્રાકૃત ઉચ્ચારમાં છે. સંસ્કૃત ઉચ્ચાર હોત તો કેટલાક સંસ્કૃત ઉચ્ચાર કરનારાઓ 'હાય્ તો' જેવું કહેછે તે રૂપ જ રૂહેત. 'હાસ્તો' એ બહુ પ્રચરિત છે, તો તે પ્રાકૃત ઉચ્ચારની તેટલી જ પ્રચરિતતાની કાંઇક સૂચના કરેછે.

પરિષદ્‌માં જોડણી વિશે ચર્ચા બીજા ગૃહસ્થોએ કરી હતી અને પ્રમુખસ્થાન પામેલા મ્હારા જૂના મિત્ર રા. ગોવર્ધનભાઇયે પોતાના આરમ્ભના તેમ જ વિશેષે ઉપસંહારક ભાષણમાં આ વિષયને બહુ આગ્રહથી ડ્હોળ્યો હતો. એ બનાવને સંબન્ધે મ્હેં વસન્તના ભાદ્રપદ સં. ૧૯૬૧ ના અંકમાં 'સાહિત્ય પરિષદ્‌માં જોડણી' એ મથાળાથી એક લેખ લખ્યો છે તે તરફ સુજ્ઞ વાચકનું લક્ષ ખેંચુંછું. એ લેખ તરફ પરિષદ્‌ની સૂચનાથી સાહિત્ય સભાએ નીમેલી કમિટીનું ખાસ ધ્યાન જશે એમ આશા છે.

પરિષદ્‌નો આરમ્ભ કરતાં રા. ગોવર્ધનભાઇયે આ વિષય સંબન્ધે જે વિચાર દર્શાવ્યા હતા તેથી પ્રેરાઈને મ્હારો નિબન્ધ વાંચતા પ્હેલાં કેટલાક પ્રાસ્તાવિક વિચાર મ્હેં બતાવ્યા હતા તે વડે આ પ્રસ્તાવનાની સમાપ્તિ અને નિબન્ધનો આરમ્ભ કરવાનું હું ઉચિત ધારુંછું. નીચે પ્રમાણે મ્હેં કહેલું હતું:—

" પ્રમુખ સાહેબ અને વિદ્વાન્ સજ્જનો!

" આ ચર્ચા માત્ર કરીને પાંડિત્યદર્શનથી સંતોષ પામવામાં સાર્થક્ય નથી. આ પ્રશ્ન માત્ર ચર્ચાને જ પાત્ર થઈ અટકવા કરતાં વધારે યોગ્યતા વાળો છે. કર્તવ્યને માર્ગ હેમાં આપવાનો અવકાશ છે. મ્હને કાલ્ય જ ખબર પડી કે આ પરિષદ્‌ની કાર્યમર્યાદા આ વખત સંકુચિત રૂપની રાખી છે અને કોઇ રીત્યના ઠરાવ કાયમ રૂપે કરવાનું કામ આ પરિષદ્‌ના વ્યાપારની બ્હાર આ વખત રાખ્યુંછે. તેથી જરાક મ્હને નિરાશા જેવું થયુંછે કે આ ચર્ચાને અન્તે એક મહત્ત્વની સૂચના હું કરવાનો છું તે બહુધા પ્રથમ દર્શને નિરર્થક થઈ પડશે. પરંતુ છેક તેમ નહિં થાય એમ આશા છે. હું સૂચના કરવાનો છું એ વાતથી એકદમ ગભરાઈ જવાનું કારણ નથી. હું એમ નથી ઠરાવ માગવાનો કે—મ્હારી પદ્ધતિ ના સ્વીકારે તે 'નાત્ય બ્હાર'. ખરું જોતાં હું કશા ઠરાવની માગણી જ નથી કરવાનો. માત્ર એટલું જ કે આ વિષય ફલહીન ચર્ચા ને બદલે કાંઇક કાર્યની માગણી આપોઆપ કરી લેછે-અને આ વિષય હજી સુધી નિર્ણયની દશાને નથી પ્હોંચ્યો અને પ્હોંચવો એ

ઇષ્ટ છે એમ સર્વત્ર સ્વીકારાયુંછે-રા. રમણભાઇયે જ ગઈ કાલ્ય એ વિચાર રજૂ કર્યો હતો; જો આમ છે તો કાંઇક મર્યાદિત કૃતિ-સિદ્ધાન્ત બાંધવા જેવી સાહસની નહિં પણ કર્તવ્ય માગી લેછે તેટલી જ કૃતિ-કરવી એ આપણી ફરજ છે. અને હું જે સૂચના મૂકવાનો છું તે આ ક્ષણે ઉઘાડી ના પાડતાં હેનું સ્થળ આવતા સુધી આપ સર્વને તે માટે

વાટય જોતા રાખવાનું પસંદ કરુંછું તેટલી અમર્યાદાની ક્ષમા કરશો.

ગઇ કાલ્ય આપણને તાલભંગમાં તાલબન્ધ જોવાનું ઊંડું તત્ત્વદર્શન મળ્યુંછે. હેનું પ્રત્યક્ષ ઉદાહરણ આપણા લોકપ્રિય પ્રમુખની આ વિષય સંબન્ધની વૃત્તિમાં છે,—વિષય સંબન્ધે જ નહિં પણ વિષય ચર્ચનાર પુરુષોને સંબન્ધે વિશેષ. એ હેમની ઉદાર વૃત્તિને લીધે આ વિષયમાં હમારા બે વચ્ચે બાહ્ય દર્શને તાલભંગ છતાં, અન્તર્ગત-વિચાર તેમ જ હૃદયમાં, વિશેષે હૃદયમાં, હૃદયભાવમાં—અસાધારણ તાલબન્ધ જ છે. અને તેથી એકબીજાને તાળી આપી તાળીની પીડા ભૂલી જઈ તાલબન્ધનો આનન્દ અનુભવી સકિયે છિયે.

એ આપણા પ્રમુખ-મ્હને પ્રમુખ કહીને નામ દેવાને બદલે ગોવર્ધનભાઇ નામમાં તાલબન્ધ વધારે લાગે છે, માટે તેમજ બોલીશ-ગોવર્ધનભાઇનું એ તાલબન્ધનું અવલોકન ગંભીર તત્ત્વદર્શન તેમ જ કવિત્વના રંગથી રંગાયલું હોઈ આનન્દ આપે છે. અને હેના બળે chaos માં પણ-બ્રહ્માંડરચનાની પૂર્વની અવ્યવસ્થામાં પણ-તાલબન્ધ જોઈ સકાશે. પરંતુ એ વૃત્તિનો ખરો પ્રદેશ કવિત્વ અને તત્ત્વદર્શનમાં છે.-Constructive Science ના પ્રદેશમાં હેને પૂર્ણ અવકાશ આપીશું તો અનર્થ થશે, એટલું યાદ રાખવાનું છે. અને આ જોડણીના વિષયમાં માત્ર તત્ત્વદર્શનમાં રમી રહી તાલબન્ધ સાંભળવામાં જ નિમગ્ન રહેવાનું નથી-પણ Practical વ્યવહાર માર્ગની-શાસ્ત્રસેવા કરવાની જરૂર છે.

તાલબન્ધનું આ તારતમ્યનું સ્વરૂપ ગોવર્ધનભાઇ પોતે જ જોશે અને સ્વીકારશે એમ મ્હને સંપૂર્ણ શ્રદ્ધા છે.

એ જ કારણથી કાંઇક હેવા જ કારણથી-સંક્રાન્તિકાળને નામે બધી અવ્યવસ્થાની તરફ ઉદાસીન દૃષ્ટિ રાખવી એ પણ અનિષ્ટ છે. સંક્રાન્તિકાળનું નિમિત્ત તો-ખાસ હાવા વિષયમાં-અનિયમિત કાળ સુધી આગળ આણી સકાશે. સંક્રાન્તિકાળ છે માટે આપણે હાથ જોડીને બેશી રહેવું એમ ગોવર્ધનભાઇનો પણ હેતુ નહિં હોય. દરદી માંદગીમાંથી આરોગ્યાવસ્થામાં આવતો હોય તે વખતે-અને માંદગીમાં હોય ત્હારે પણ-હજી તો સંક્રાન્તિકાળમાં છે માટે ઓસડ જ ના આપિયે તો અનર્થ થાય. સારા વૈદ્યનું કર્તવ્ય એ જ છે કે પ્રકૃતિને યોગ્ય પ્રણાળીમાં દોરવી. તે જ રીતે આ જોડણીના વિષયમાં પણ સંક્રાન્તિકાળને નામે નિશ્ચેષ્ટ ના રહેતાં, સારા વૈદ્યની પેઠે ભાષાની ચિકિત્સા કરવી એ આપણો ધર્મ છે-અને પ્રકૃતિને યોગ્ય પ્રણાળીમાં દોરવાનો પ્રયત્ન કરવો એ જ ખરો માર્ગ છે.

માટે હવે નિબન્ધ હાથમાં લઉં છું."

# અર્પણ.

જે યુવકમંડળે, પોતાના અપૂર્વ ઉત્સાહ, પરિશ્રમ, અને યોજનાશક્તિ વડે ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં પ્રથમ જ પરિષદ્‌નો સમારમ્ભ આદરી પાર પાડયો, અને એ પરિષદ્‌ની આગળ આ મ્હારા અતિપ્રિય વિષય ઉપરનો નિબન્ધ વાંચવાનો પ્રસંગ આપ્યો, તે સાહિત્યસભાના યુવકમંડળને આભાર સાથે આ નિબન્ધ અર્પણ કરુંછું.

રત્નાગિરિ
૨૦ મી ઓગસ્ટ ૧૯૦૬.

નરસિંહરાવ ભોળાનાથ.

# અનુક્રમણિકા.

---

# શુદ્ધિપત્ર.

( મહત્ત્વની ભૂલ્યોનું જ. )

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૮ | ૧૮૬૨ | ૧૮૭૨ |
| ૫ | પેરા ૧ | | હાંશિયામાં " ઇ. સ. ૧૮૮૮૧ નું મ્હારું જોડણીનું પુસ્તક" –એમ વિષય–સંજ્ઞા બાજૂ ઉપર મૂકવી. |
| ૬ | ૧૩ | નિમયસરય | નિયમસર ય |
| ૮ | ૯ | winch | which |
| ૧૩ | ૩ | મૈં | મ્હેં |
| ૨૫ | ૨૩ | મૂશ્કેલીઓ | મુશ્કેલિયો |
| ૨૭ | છેલ્લી વિષય સંજ્ઞા | માયલો | સમાયલો |
| ૪૦ | ફૂટ નોટ ‡ પં. ૨ | પેટા (ङ) | પેરા (ङ) |
| ૪૧ | ફૂટનોટ § પેરા ૩ | लह्णं | लण्हं |
| ,, | ,, | नह्नं | नन्हं |
| ,, | ,, | ह्न | न्ह |
| ,, | ,, | ( જોડણી પૃ. ૨૨ ) | (જોડણી પૃ. ૧૫ તથા ૨૨) |
| ૪૧ | ફૂટનોટ § પં. ૪ | घ | घ |
| ,, | ,, પં. ૮ | गद्हो | गद्दहो |
| ,, | ,, ,, | गद्दहेडो | गद्दहडो |
| ૪૩ | ૭ | રૂપો | રૂપો. |
| ,, | ,, | अह्मारं | अम्हारं |
| ૫૨ | ફૂટ નોટ * પં. ૧ | આરમ્ભતા | આરમ્ભાતા |
| ૫૪ | ૨૩ | પ્રશ્ન છે. | પ્રશ્ન છે, |
| ૫૫ | ફૂટ નોટ + પં. ૧ | છઈ | છઇ |
| ,, | ,, પં. ૩ | લુપ્ત | ત્હેનો અકાર |
| ૫૮ | ૧૬ | ૧૮૮૭ | ૧૮૯૭ |
| ૫૮ | છેલ્લી વિષય સંજ્ઞા | ઇત્યાદિ | ઇત્યાદિ; |
| ૫૯ | ૨૦ | વ્યવહારમાં | વ્યવહારમાં. |
| ૭૧ | ૬ | પરઠો | પરડો |
| ,, | ,, | પઠ્ઠો | પડ્ડો |
| ,, | ૨ | પયઠો | પયડો |
| ,, | ફૂટ નોટ § પં. ૧ | यदतो | वदतो |

| | | | |
|---|---|---|---|
| ૭૬ | ૨૫ | ઉકાર હ્રસ્વ ગણ્યો છે | ઉકાર ઇકાર હ્રસ્વ ગણ્યા છે |
| ૮૫ | ૧૪ | ૮૭૧ ૭૨ | ૧૮૭૧-૭૨ |
| ૮૭ | ૬ | સોમોલો | સોમાલો |
| ૮૯ | ૨૩ | અથવા ઇચ | અથવા હમેશાં ઇચ |
| ૯૦ | ૬ | ધણીએ | ધણીએ |
| ૯૫ | ૧૭ | તેત્રીસે | તેત્રીસ |
| પરિશિષ્ટ— | | | |
| પૃ. ૧ | ૧૦ | બોલતા | બોલાતા |
| ૧૫ | ફૂટનોટ પં. ૩ | फं | फंसो |
| ,, | ,, ૪ | अं | अंसु |
| ૧૭ | ૭ | અંક | અઁક |
| ,, | ,, | જંગલ | જઁગલ |
| ૨૩ | છેલ્લી પંક્તિ | માધવલાલ હરિલાલ દેશાઈ | (સહી)માધવલાલ હરિલાલ દેસાઈ |
| ૨૬ | ,, | છોટાલાલ નરભેરામ | (સહી) છોટાલાલ નરભેરામ |

---

## શુદ્ધિપત્રની પુરવણી.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ટાઇટલ પેજ | ૯ | પ્રિન્ટિંગ | પ્રિંટિંગ. |
| ( પરિશિષ્ટ ) | | | |
| ૨૨ | ૧ | वाग्मु: | सं. वाग्मु: |
| ,, | ૫ | મુકો | મૂકો. |
| ,, | ૬ | મુકી | મૂકી. |

# જોડણી.



**ઉપોદ્ઘાત.**

આ વિષય પ્રાચીન છે તેમ જ નવીન છે. આજથી ત્રીસ ઉપરાંત વર્ષ ઉપર એ પ્રશ્ન ઉત્પન્ન થઈ ચર્ચાયો હતો; વળી તે પછી સોળેક વર્ષે હેની ચર્ચા ફરી જાગૃત થઈ, કેટલાંક વર્ષ ઘૂંટાઈ, ક્ષણવાર શાન્ત પડી; અને વળી હાલમાં કેટલાક પ્રસંગોને લીધે એ ચર્ચા પાછી ચકડોળે ચઢીછે. આ તેમ બીજાં અનેક કારણોથી જણાયછે કે આ વિષય ક્ષણિક મહત્ત્વનો નથી; કોઇ પણ પ્રકારનું વાજબી સમાધાન પામ્યા વિના એ પ્રશ્ન શાન્ત થવાનો નથી; બળે કરીને ગૂંગળાવી નાંખવાનો પ્રયત્ન થશે તો પણ હેના જીવનબળે કરીને, phœnix પક્ષીની પેઠે ફરી ફરી સજીવન થઈને, આપણી સમક્ષ ઊભો રૂહેશે. માટે સર્વ દૂરદર્શી વિદ્વાનોની ફરજ છે કે એ પ્રશ્નને શાન્ત, નિર્વિકાર મનથી અને સત્યશોધક દૃષ્ટિથી તેમ જ ખરી વ્યવહારકુશલતાથી તપાસવો અને સારી વ્યવસ્થાના કાયમ પાયા ઉપર મૂકવો. એમ કરવામાં એટલું જ યાદ રાખવાનું છે કે વ્યવહારકુશલતાની આગળ સત્યનાં ઊંચાં તત્ત્વોનું બલિદાન અયોગ્ય રીતે આપવાનું નથી; માટે જ ખરી વ્યવહારકુશલતા એમ શબ્દ વાપર્યોછે. ભાષા જેવા સ્વતન્ત્ર વિષયમાં આ ધોરણ ખાસ સાચવવાનું છે; સંસારવ્યવહાર, જનસમાજના આચારાદિક સંકુલ વિષયોમાં જે વ્યવહારકુશલતાને સ્થાન અપાય તે ભાષા, સાહિત્ય, વગેરે જેવા વિષયોમાં ના જ મળે.

**ઈતિહાસ.**

આ વિષયની ચર્ચામાં ઊતરતા પ્હેલાં હેનો ઇતિહાસ જરાક વિગતથી તપાસવાથી સરલતા થશે. છેક ઈ. સ. ૧૮૬૨ ની પૂર્વે પણ જોડણીની અવ્યવસ્થા માટે પુકાર હતો. એ સાલના ગુજરાત શાળાપત્રમાં મરહૂમ વિદ્વાન્ **નવલરામભાઇ** લખેછેઃ—

§ "જોડણીને નિયમિત કરવાને ઘણા પ્રયત્ન થયા છતાં આજ પર્યન્ત અનિશ્ચિત ને અનિશ્ચિત ચાલી આવેછે એ વાત સહુને જાણીતી છે. જુદા જુદા ગ્રન્થકારો જુદી જુદી રીતે લખેછે ત્હેની તો વાત આઘે મૂકી, કેળવણી ખાતામાં જ જોડણી શીખવવાનો કાંઇ ઢંગધડો જણાતો નથી."

**ઈ. સ. ૧૮૭૨ માં થયેલા બુકકમિટીના નિયમો.**

તો તો શાળાખાતા તરફથી તે સમયે જોડણીના નિયમો ગમે ત્હેવા પણ ઘડાઈને પ્રચરિત કરવાનો પ્રયત્ન થયેલો હતો. પરંતુ એ નિયમોનો અમલ એ ખાતાની ચોપડિયોમાં જ યથાઘટિત થયો ન્હોતો. એ અવ્યવસ્થા તરફ અધિકારિયોનું ધ્યાન ખેંચવાની દરકાર કોઇ ડેપ્યુટી

---

§ નવલગ્રંથાવલી ભાગ ૩ જો પૃષ્ઠ. ૩. (વાંચનમાળાની જોડણી.)

ઇન્સ્પેક્ટર જેવા ઉપરી અમલદારે પણ ન્હોતી કરી, તે વખતે એક સાધારણ નિશાળના મહેતાજીની હિમ્મતે તે ખોટ પૂરી પાડી હતી. એ મહેતાજીનું નામ આ વિષયના ઇતિહાસમાં નોંધાવાના માનને સર્વથા પાત્ર છે. **બારેજાના** મહેતાજી **પુરુષોત્તમ મુગટરામે** ઈ. સ. ૧૮૭૨ ના આરમ્ભમાં પોતાના ડેપ્યુટી સાહેબની મારફતે સાતમી ચોપડીમાં પરસ્પરવિરુદ્ધ જોડણીઓ ક્યહાં ક્યહાં છે ત્હેનું એક પત્રક રજૂ કર્યું હતું, અને પોતાની અરજીમાં એ બાબતની સઘળી હરકતો જાહેર કરી હતી.એ ઉપરથી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ડૉ. **બ્યૂલરે** ( તે વખતે મિ. **બ્યૂલર** હતા ત્હેમણે ) **નવલરામભાઇને** એ સર્વ ભૂલ્યો સુધારવાનો હુકમ કર્યો હતો. પરંતુ તે હુકમ અમલમાં આણતાં **નવલરામભાઇને** ઘણી અડચણ પડી હતી; જોડણીના નિયમોમાં જ કેટલીક ગૂંચવણ જણાઈ હતી. અને તે પ્રસંગને સંબન્ધે જોડણીના નિયમનું અર્થગ્રહણ એ મથાળાથી સવિસ્તર ચર્ચા એઓએ કરી હતી; * અને તે ઉપરાંત હકાર ( મ્હોટું, હેતું, ઇત્યાદિમાં ), અનુસ્વારના બે ઉચ્ચાર ( કાન્ત, કાંતવું, ઇત્યાદિમાંના ), અને મહાપ્રાણનું દ્વિત્વ ( પથ્થર, પત્થર, ઇત્યાદિમાં ), એ ત્રણ પ્રશ્નો વિશે સ્વતન્ત્ર ચર્ચા ( એ નિયમોમાં ના આવ્યાથી ) કરી હતી.

એ બુકકમિટીના રચેલા નિયમો સવિસ્તર અહિં ઉતારતાં લંબાણ થાય એમ છે, તેથી પરિશિષ્ટ તરીકે જોડ્યાછે.† હેમાંના કેટલાક નિયમોનાં પરિણામ ખાસ ધ્યાન ખેંચે હેવાં છે ત્હેનું નિદર્શન માત્ર કરુંછું:—

૧ 'દાશી' નહિં પણ 'દાસી' લખવું;
'વના' નહિં પણ 'વિના' લખવું;

§ ૨ 'માર્ગશીર્ષ' ને બદલે 'માગશર' લખવું;
'ક્ષેત્ર' ને બદલે 'ખેતર' લખવું;
'ગૃહ' ને બદલે 'ઘર' લખવું.

૩ 'વિદ્વાન્,' 'જગત્,' વગેરેને બદલે,
'વિદ્વાન,' 'જગત' વગેરે લખવું.

---

* નવલગ્રંથાવળી. ભાગ ૩ જો પૃષ્ઠ. ૬ થી ૩૩ સુધી.

† પરિશિષ્ટ ( **क** ).

§ આ જોડણીનો વિષય નથી, પણ ભાષાનો વિષય છે. તે ઉપર **નવલરામભાઇની** ચર્ચા વિચારપૂર્ણ હોવાથી નીચે ઉતારુંછું:—

' હવે આ નિયમનો અર્થ તો ચોખ્ખો થયો, પણ હજી એક મ્હોટી તકરાર બાકી છે. શું આવે પ્રસંગે આપણે અપભ્રંશ રૂપ જ કબુલ કરવું, અને શુદ્ધ બોલનારને ગુજરાતીમાં અશુદ્ધ બોલો છો એમ બોલવું ? માર્ગશીર્ષ ન બોલવું એમ કહ્યું તે તો ઠીક છે, કેમકે ગુજરાતી વિદ્વાનોમાં પણ એવું તો કોઇ જ બોલતું હશે; પણ શું એ નિયમને અનુસરી આપણે ભાદ્રપદ, આશ્વિન, વગેરે શુદ્ધોચ્ચારણ કરનારાને ખોટા કહેવા ? શું સોનાને સુવર્ણ કહેવા ન દેવું ? કુવાને કૂપ, વાવને વાપી, અચરજને આશ્ચર્ય, રાતને રાત્રિ, સુરજને

(પણ હવે સાક્ષર વર્ગનું વલણુ મૂળ સંસ્કૃત પ્રમાણે લખવા તરફ છે, અને તે ઉચિત જ છે.)

૪. ગુજરાતી શબ્દો ગુજરાતના ઘણા ભાગમાં બોલાતા હોય તે પ્રમાણે લખવા.

આ ઠેકાણે ગુજરાતી એટલે તદ્ભવ શબ્દ એમ તાત્પર્ય છે. આ નિયમને આધારે સર્વ અલ્પદેશી ઉચ્ચાર ત્યાજ્ય થશે; અને બહુદેશી ઉચ્ચાર સ્વીકાર્ય ગણાશે. તે ધોરણુનો ઉપયોગ કરવામાં માત્ર, અવલોકનનો અભાવ, કેટલોક અયોગ્ય આગ્રહ, વગેરે કારણુને લીધે વૃથા મતભેદ હાલ ઉત્પન્ન થતો જણાયછે.

૭ તથા ૧૦. નદીઓ અથવા નદિયો;

લખીએ, લખિયે; ઇત્યાદિ લખવું.

૮ તથા ૧૦. ડોસો—ડોશી;

પીરસવું-પીરસ્યું; બેસવું બેશીને; એમ

લખવું.

---

સૂર્ય, નાચને નૃત્ય, વગેરે જે શબ્દનાં બબ્બે રૂપ ભાષામાં ચાલેછે તેનું શું કરવું ? એમાંથી અપભ્રંશ રૂપ જ કબુલ રાખવું એવો કમિટીનો વિચાર હોય એમ અમને લાગતું નથી. કેમકે આશ્ચર્ય, સૂર્ય વગેરે કેટલાક શબ્દ વાંચનમાળામાં જ દાખલ કીધાછે. એ નિયમનો જે ઉપલક અર્થ આ નીકળે છે તે જો કબુલ કરીએ તો જૂના અને નવા સઘળા ગ્રંથકારોના પાનાપર ઠેકાણે ઠેકાણે હડતાળ ફેરવવી પડે, અને કેમ બોલવું તે શીખવા સારૂં વિદ્વાનોને વાણીઆની દુકાને મોકલવા પડે. આવો ગાંડો નિયમ બુકકમિટી બાંધે જ નહિં, અને બાંધે તો માન્ય થાય પણ નહિં.

કમિટીના શબ્દમાંથી જે અર્થ નીકળેછે તે તેના મનનો નથી એમ આપણે ઉપર સમજાવ્યું, અને તેની વધારે સાબીતી એક બીજી જાતના વિચાર ઉપરથી મળેછે. એ જોડણીના નિયમ કહેવાયછે ખરા, પણ જે કમિટી ભેગી થઈ હતી તેની મતલબ જોડણીના નિયમ બાંધવા કરતાં કાંઈક વધારે હતી, અને તેથી એ નિયમોમાં જોડણીની બાબત કરતાં કાંઈક બીજું પણ આવી ગયુંછે. જેમકે પાંચમો નિયમ ફક્ત જોડણી લખનારને શા કામનો છે ? એક જ અર્થના ભાવમાં જૂદા જૂદા શબ્દ બોલાયછે કે નહિં તેનું જોડણી લખનારને કંઇ પણ કામ છે ? એ બિચારાને જે શબ્દ લખાવે તે લખવાનો છે તેમાં એને આટલી બધી માથાફોડ શા માટે જોઇએ ? પણ બારીકીથી જોઇશું તો એ નિયમ જોડણી કરનારને સારૂં બાંધ્યો જ નથી, અને જો તે જાણી જોઈ ને એ માથાફોડમાં પડવા ચહાયછે તો એની મરજી. એ નિયમ તો ગ્રંથકારને કામનો છે ખરો. તેમ જ આ બીજા નિયમ વિષે કેટલુંએક સમજવાનું છે. એ નિયમ કમિટીએ પોતાના ગ્રંથકારપણાના કામમાં પોતાને જ મદદ કરવાને સારૂં બાંધ્યો છે. એટલે ટૂંકામાં કહીએ તો વાંચનમાળા લખતી વખતે એ કમિટીએ વિચાર કીધો કે વાંચનમાળામાં આપણે આ નિયમને અનુસરી

આ બુકકમિટીના નિયમો, કોઇ અતકર્ય કારણોને લીધે, કેળવણીખાતામાં જ પળાયા નહિં, અને કાળે કરીને અવ્યવસ્થા વધ્યે ગઈ. નવલરામભાઇની સબળ ચર્ચાનું પણ કાંઈ પ્રત્યક્ષ ફળ થયું જણાતું નથી; જો કે આડકતરી રીત્યે હેની અસર વખતે લેખકવર્ગમાં થઈ હશે; પરંતુ તે બહુ સબળ થઈ જણાતી નથી.

ઈ. સ. ૧૮૭૨ માં આ નવલરામભાઇની ચર્ચા થઈ; અને ઈ. સ. ૧૮૭૩ ના જાન્યુઆરીમાં નર્મકોશ પૂર્ણ રૂપે પ્રસિદ્ધ થયો. છૂટક છૂટક ભાગ ઈ. સ. ૧૮૬૧ થી ૧૮૬૬ સુધીમાં બ્હાર પડયા હતા, પરંતુ ત્હેમાં વર્ણશુદ્ધિ વગેરેની સ્થાપના બરોબર હેમણે કરી ન્હોતી. એ વસ્તુ ઉપર લક્ષ રાખી ફેરફાર કરવાનું ૧૮૬૯ ની સાલથી શરૂ કર્યું અને એ સર્વનું પરિણામ ઈ. સ. ૧૮૭૩ માં કોશમાં આવ્યું. હેમાં એઓએ લેખનપદ્ધતિનાં અમુક તત્ત્વ સ્વીકાર્યાંછે. હેમાં જોકે ગુજરાતી ભાષાના પ્રાકૃત ભાષા જોડેના ઐતિહાસિક સંબન્ધનું સંપૂર્ણ અંશે ગ્રહણ કરવામાં આવ્યું જણાતું નથી, તેમ જ ઉચ્ચારને સંબન્ધે વર્ણોની સ્થિતિ, માપ, ઇત્યાદિ વિષયમાં કાંઇક વિચિત્રતા, અવિશદતા અને ગડબડાટ થઈ ગયાં-

**કવિ નર્મદાશંકરના નિયમો.**

---

શબ્દ પસંદ કરવા. આ રીતે આ નિયમ સમજતાં બધે ઠેકાણે અજવાળું થઈ જાયછે. આપણે જાણીએ છઇએ કે જે હોપના નામથી ઓળખાતી વાંચનમાળાએ પાછળથી ચાલતી આવેલી ભાષાશૈલીમાં એક મ્હોટો ફેરફાર કરવાનો આરંભ કીધો હતો, અને તેની અસર આજ પર્યંત ઘણાના લખાણમાં માલમ પડેછે. પાછલી વાંચનમાળા પ્રૌઢ શૈલી અને સંસ્કૃતમય વાણીમાં નિમગ્ન હતી. આ વાંચનમાળા તેને બીલકુલ હસી કહાડવા લાગી અને બજારમાં બોલાતી, ચોરામાં સમજાતી, અને ઘરમાં ગવાતી જે ગુજરાતી ભાષા તે જ ખરી ગુજરાતી છે એવો સિદ્ધાંત નિર્ભયપણે પ્રગટ કરવા લાગી. એ સિદ્ધાંત કેટલે દરજ્જે ખરો છે ને તપાસવાનું અત્રે આપણું કામ નથી, પણ એ તો નિશ્ચય છે કે વાંચનમાળાની ચોપડીઓમાં તો સરળતા જોઇએ જ. અને તેને માટે આ નિયમ જે તેઓએ બાંધ્યો હતો તે ખરેખર વાજબી જ હતો. કદાપિ એ વાત ખરી છે કે છઠ્ઠી ને સાતમી ચોપડીમાં ભાષા વધારે ચઢતી લેવી જોઇતી હતી, તો પણ સામાન્ય રીતે જોતાં એ નિયમ કોઇ રીતે વાંધો ઉઠાવવા જેવો નથી. જે ઠેકાણે વાંચનમાળામાં એ નિયમનું ઉલંઘન કીધુંછે, એટલે સૂરજને ઠેકાણે સૂર્ય, અચરજને ઠેકાણે આશ્ચર્ય વગેરે જે શુદ્ધ રૂપ લખ્યાં છે, તે ઠેકાણે તે કોઇને પણ નાપસંદ પડે એમ અમને લાગતું નથી. એથી ઉલટું ઘણાએકનો વિચાર તો એમ છે કે એથી પણ ભાષાનો ચઢાવો ઉપલી ચોપડીઓમાં રાખવો જોઇતો હતો. માટે એ તો હવે નિર્વિવાદ સિદ્ધ થયું કે એ નિયમ કમિટીએ પોતાને જ સારૂં બાંધ્યો હતો, અને એ-માંથી વિરુદ્ધ કોઇ ઠેકાણે કીધેલું જણાયછે ત્યાં સમજીને જ તેમ કીધુંછે.

આ નિયમ ખરેખરૂં જોતાં જોડણી લખનારને કામનો જ નથી, કેમકે એને તો જે લખાવે તે લખવાનું કામ છે. તે છતાં કોઈ પ્રસંગે ગૂંચવણ પડે એમ ધારી આ વિવેચન અમે કીધુંછે, અને તે કમીટીએ પોતાને સારૂં જ એ નિયમ બાંધ્યોછે એ વાત આઘી મૂકી એક સર્વોપયોગી નિયમ તે ઉપરથી કહાડીએ તો આ પ્રમાણે નીકળેછે:—

**जो कोइ शुद्ध रूपे अने कोइ घणा अपभ्रंश रूपे एक शब्दने बोलताहोय, तो ते शब्दने बेमांथी मरजीमां आवे ते रीते लखवो.**

છે, અને નિયમોની રચનામાં કાંઇક કઢંગાઈ આવીછે, તથાપિ લેખનશુદ્ધિ વિશે ઉત્સાહપૂર્વક મનન અભ્યાસ વગેરે બળ કામમાં આણ્યાંછે અને પરિણામે સ્વીકારેલાં સ્વરૂપો કેટલાંક બહુધા સત્ય માર્ગ તરફ ગયેલાં છે. ડકારના બે ઉચ્ચાર હેમણે સ્વીકાર્યાછે (જો-કે સંસ્કૃતમાં મૂર્ધન્યતર ઉચ્ચારણ નથી એમ માનવામાં ભૂલ્ય થઈ છે); હકારના બે ઉચ્ચાર હેમણે જોયાછે અને તે દેખાડવાને ગમે ત્હેવો પણ પ્રયત્ન કર્યોછે; એકાર ઓ-કારના પ્હોળા ઉચ્ચાર પણ એ કબૂલ રાખેછે (જો કે હેની ઉત્પત્તિનું કારણ હકારના લોપમાં જુવેછે, પૂર્વસ્થ અઈ, અય્, અઉ, અવ્‌માં નથી જોતા–તે ભૂલ્ય છે), અને પ્હોળા ઉચ્ચાર "સુરતના નાગર બ્રાહ્મણો લેશ પણ કરતા નથી"–એમ એઓ કહેછે. ત્હેનો ફલિતાર્થ એ જ છે કે સુરતમાં પણ નાગર બ્રાહ્મણ શિવાય *બીજાઓ, તેમજ સુરત શિવાય ઇતર ગુજરાતના ભાગમાં (ભાવનગર તરફ કેટલાએક કવચિત્ પ્હોળું ઉચ્ચારણ કરેછે એમ એઓ કહેછે તે ઉપરાંત) બધા પ્હોળું ઉચ્ચારણ કરેછે. કવિ નર્મદના આ નિયમોનું દર્શન નર્મકોશ, મુખમુદ્રા, પૃ. ૩ અને તે પછીમાં સવિસ્તર આપ્યુંછે.

ત્યહાર પછી સોળ વર્ષ સૂધી આ જોડણીનો પ્રશ્ન નિદ્રાવસ્થામાં રહ્યો, અને જોડણી એમની એમ અનિયમિત રૂપમાં વ્હેતી ચાલી. ઈ. સ. ૧૮૮૮ ના આરમ્ભમાં 'જોડણી' વિશે મ્હેં પંચાવન પૃષ્ઠનું એક ન્હાનું પુસ્તક પ્રસિદ્ધ કરી એ વિષયના સર્વ સંદિગ્ધ પ્રદેશો વિશે ચર્ચા કરી: તે બહુધા વિદ્યાપ્રિય વર્ગની જાણમાં વાત હશે. હેમાં ફલિત કરેલી સૂચનાઓ નીચે પ્રમાણે હતી:—

**મુખ્ય મહત્ત્વની સૂચનાઓ—**

(૧) 'બ્હેન,' 'ન્હાનું,' 'હમે,' 'બ્હેરો,'–ઇત્યાદિ અનેક શબ્દોમાં **બોલાતો** હકાર વ્યુત્પત્ત્યનુસાર છે. અને ત્હેનું સ્થળ શબ્દના આરમ્ભ તરફ છે,–એટલે, વ્યંજનાદિ શબ્દમાં આદિવ્યંજન પછી, અને સ્વરાદિ શબ્દમાં આરમ્ભે જ. અને તે પ્રમાણે હકાર લખવામાં દાખલ થવો જોઇયે.

(૨) "કાઢવું,' 'પઢવું,' વગેરે વ્યુત્પત્તિમાંથી જ ઢ લઇ આવેલા શબ્દોમાં ઢ કાયમ રાખવો. ત્હેનો ડ્ હ્ ચીરી 'કહાડવું,' 'પ્હડવું,'-વગેરે કરવું નહિં. પરંતુ વ્યુત્પત્તિમાં ડ્ હ્ જૂદા જ આવ્યા હોય તો તો હેનો ઢ પણ ન કરવો;–જેમકે 'મ્હોડું,' 'લ્હોડું,' ('મોઢું,' 'લોઢું,'–નહિં).

(૩) લઘૂચ્ચારણ યકાર બોલાય છે; પણ ('આવ્ય,' 'આંખ્ય,' ઇત્યાદિ સ્થળોમાં) લખતા નથી, તે લખવો જોઇયે; કારણ તે કાંઈ ઘોલાઇયો નથી પણ વ્યુત્પત્તિના કાયદાથી વારસાના હકે આવીને બેઠોછે.

(૪) એકાર તથા ઓકારના બબ્બે ઉચ્ચાર ગુજરાતીમાં છે—

---

* આ બાબત સુરતના બીજા બ્રાહ્મણ વર્ગના લોકો તરફથી પણ મ્હને માલૂમ પડ્યુંછે કે નાગર બ્રાહ્મણો જ માત્ર પ્હોળા ઉચ્ચાર નથી કરતા; બીજા બ્રાહ્મણો કરેછે.

ઉદા૦—

સંસ્કૃત ઉચ્ચાર—વેલ, બોર; ઇત્યાદિ.

પ્રાકૃત ઉચ્ચાર—છેલ, કોઠી; ઇત્યાદિ.

તે સ્વીકારી યોગ્ય ચિહ્નથી દર્શાવવા જોઇયે.

(૫) 'સકવું.' 'સુણવું,' 'પોસાય,' વગેરે પ્રાકૃત દ્વારા આવેલા શબ્દોમાં **બોલાતો સ-કાર** સપ્રમાણ છે, અને સંસ્કૃત શકાર ઉપર (હાવા શબ્દોમાં) કૂદીને બેસવું એ ગુજરાતી શબ્દોના ત્રિવિધ સ્વરૂપનો અનાદર અથવા વૃથા પાંડિત્ય દર્શાવેછે.

પરંતુ 'બેસવું,'-'બેશીને,' 'ડોસો,'-'ડોશી,'- ઇત્યાદિ ઉદાહરણોમાં સકારનો શકાર થાય. છે તે નિયમાનુસાર હોઈ તે સ્થળે શકાર સ્વીકારવો જોઇયે.

**ગૌણ સૂચનાઓ—**

(૧) ગુજરાતીમાં તદ્ભવ શબ્દોમાં અનાદિ અસંયુક્ત લકારનો થયેલો ળકાર કાયમ રાખવો જોઇયે; હેનો કાલો લકાર કરી નાંખવો નહિં.

(૨). ર, ડ, ળ, અને (કદી) લ,-તેમ જ હકારનો અમુક નિયમપુરઃસર્ય થાયછે અને બોલાયછે (દોયડું,'ખાંયણી,' 'દયણું,' 'શેયડી,' 'બાગળી,'-ઇત્યાદિ).' તે લખવામાં વાપરવો.

(૩) 'છઠ્ઠો,' 'પથ્થર,' ઇત્યાદિમાં (તદ્ભવ શબ્દોમાં) મહાપ્રાણીનું દ્વિત્વ થઈ પ્રથમનો અલ્પપ્રાણ ના કરતાં મહાપ્રાણ જ રાખવો વધારે અનુકૂળ છે.

(૪) ગુજરાતીમાં—

(क) અનુસ્વારના બે ઉચ્ચાર છે:—

સંસ્કૃત—ઉદા૦ વંદન, શાંત, ઇત્યાદિ.

પ્રાકૃત—ઉદા૦ આંધળો, વીંછી, રૂંધવું, ખેંચવું, સોંપવું-ઇત્યાદિ.

(ख) ચ, છ, જ, ઝ, ના બબ્બે ઉચ્ચાર છે—

સંસ્કૃત—સુરત તરફ જેવો, શુદ્ધ તાલવ્ય; અને પ્રાકૃત-ચરોતર તરફ જેવો—
* અર્ધ તાલવ્ય.

(ग) ડ, ઢ ના બે ઉચ્ચાર છે.

મૂર્ધન્ય અને મૂર્ધન્યતર.

---

* તે પુસ્તકમાં મ્હેં હેને દન્ત્ય તાલવ્ય કહ્યોછે. પણ વિચાર કરતાં લાગેછે કે દન્તનો સંબન્ધ હેમાં નથી. તેથી અર્ધ તાલવ્ય નામ આપ્યુંછે.

(ख) યકાર, વકાર તથા હકારના બે ઉચ્ચાર છે—

લઘૂચ્ચારણ અને ગુરૂચ્ચારણ.

અને આ બધા બબ્બે ઉચ્ચાર સનિયમ છે તેથી ત્હેમનો હક કોઇ ચિહ્નની છાપથી દૃઢ કરી આપવો જોઇયે.

એ પુસ્તકમાં મ્હેં એમ પણ સ્થાપિત કર્યું હતું કે આ સર્વ સૂચનાઓ જોડણીનાં બે જ પરંતુ મહત્ત્વનાં બીજ ઉપર અવલમ્બીને રહીછે—

તે બીજ:—

(क) ચાલતો ઉચ્ચાર અનુસરવો;

અને (ख) ઉપરના (क) બીજને બાધ ના આવે તેમ વ્યુત્પત્તિને અનુસરવી.

આ પુસ્તક પ્રસિદ્ધ થયું તે જ સમયે ડાયરેકટર ઑફ્ પબ્લિક ઇનસ્ટ્રકશન ઉપર મ્હેં બે પ્રતો મોકલી તે સાથે એક પત્ર લખ્યો. એ પત્રમાં મ્હારા ઉદ્દેશ તથા પ્રયોજન વગેરેનો ઇશારો હોવાથી તે અવિસ્તર નીચે ઉતારવો ઇષ્ટ ગણુંછું:—

To,

THE DIRECTOR OF PUBLIC INSTRUCTION.

BOMBAY PRESIDENCY,

POONA.

*Camp Barsi Road, 5th January 1888.*

SIR,

Herewith I have the honour to forward 2 copies of "notes on the system of spelling in Gujarati," being observations and recommendations regarding the present mode of spelling in Gujarati.

separately by book-post.

2. In this small pamphlet I have attempted to show that there is room for improvement in the system of spelling at present obtaining in Gujarati literature, or rather that there is a want of system in the mode of spelling now prevalent; and that, in my humble opinion, it is feasible to frame a simple and correct system, based on certain principles which I have tried to establish. I have also indicated the desirability, and even the necessity of the compilation of a lexicon embodying all words spelt in accordance with these principles.

3. If my recommendations, which go a great deal in favour of phonetic spelling, are on that ground objected to as impracticable, I have simply to refer those that so object to the answers supplied in the accompanying treatise, and it would here suffice simply to state that an objection of this nature, originating from a knowledge of the impracticability of such a system in languages like English which are peculiar in the essential constitution of their words, does not hold good in the case of Gujarati which is derived essentially from Sanskrit-a langnage having a thorough system of phonetic spelling and in winch a concomitance of favourable circumstances renders the introduction or rather a complete introduction of phonetic spelling not very difficult.

4. It is not in the power of an individual to work changes in a language such as are recommended. A great deal has to be left to the silent working of the spirit of literature. But it has, I believe, at all times been considered advisable to keep this spirit under proper guidance. This was supplied by institutions like the French Academy in their own time and sphere of influence. Here and in relation to our vernaculars there exist no such institutions, and their place, I submit, may, for the present at least, legitimately be taken by the Educational department of the State.

5. With this view I have been bold to address myself to you on this subject. As I have said, it is beyond the power of an individual to introduce changes of system in a language, and my work would stop where I have left it, leaving the rest to be accomplished by such initiative as you might think fit to take in this matter after first consulting the members of the Gujarati Book Committee, if you think it desirable so to do.

I have the honour to be, Sir,
Your most obedient servant
Narsingrao Bholanath Divatia.

આ પત્રનું ફળ તત્કાળ શું થયું તે જાણ્યામાં નથી આવ્યું; કેટલીક મુદતે કાંઈક પરોક્ષ પરિણામ આવ્યું હતું તે આગળ ઉપર નોંધીશ. દરમ્યાન જોડણીની આ ચર્ચાએ ઇ. સ. ૧૮૮૮ માં અને તે પછી થોડાંક વર્ષ સૂધી સાક્ષર વર્ગમાં કાંઈક ખળભળાટ કર્યો. જુદા જુદા વિદ્વાનોના, ગૃહસ્થોના, પત્રના તન્ત્રીઓના, જુદા જુદા મત પ્રસિદ્ધ થવા લાગ્યા, ત્હેમાં કોઇ અનુકૂળ હતા તો કોઇ પ્રતિકૂળ હતા; પરંતુ એકંદર ફલિતાર્થ તો એ જણાયો કે, જોડણીની પદ્ધતિની મ્હારી સૂચનાઓ સર્વાંશે સ્વીકારવી ઇષ્ટ હો કે અનિષ્ટ હો, પરંતુ ચાલૂ સ્થિતિ અવ્યવસ્થિત છે એમ તો સર્વ તરફથી સ્પષ્ટ અથવા ગર્ભિત રીતે

સ્વીકારાયું. એટલું જ નહિ પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ લેખક વર્ગમાં–ખાસ કરીને નૂતન વર્ગમાં–આ નવી જોડણી પ્રમાણે શબ્દો લખાવા લાગ્યા અને એ વલણ અદ્યાપિ કાયમ છે. એક પારસી માસિકમાં એ પુસ્તકનું અવલોકન આવ્યું હતું ત્હેમાં એ પુસ્તકને "ગોખવા લાયક" એ વિશેષણ અપાયું હતું! એ કાંઈ બહુ અર્થવત્ વિશેષણ નથી. તેમજ એ અવલોકનમાં કેટલેક અંશે મતભેદ પણ હતો, પરંતુ પારસી લેખક વર્ગમાં પણ કાંઈક સારા ભાવની ઉત્પત્તિ થઈ હતી એટલી સૂચના માત્ર થઈ સકેછે.

સર્વથી ગમ્ભીર ચર્ચા ટૂંકાણમાં પણ વિચારગર્ભ રીતે મરહૂમ **નવલરામભાઇયે** કરી હતી તે ઉતારવી આવશ્યક છે:—*

"જોડણી સંબન્ધી આ તરુણ વિદ્વાનના વિચાર શા શા અને કે'વા પ્રકારના છે તે આ ન્હાની નોંધમાં દર્શાવી સકાતા નથી; પણ અત્રે એટલું જ કહિયે છિયે કે બધા ગમ્ભીર અને કેટલાક કેટલેક અંશે ગ્રહણ કરવા જોગ પણ છે. પરંતુ ત્હેનો ઘણો ભાગ આપણી હાલની જોડણીને નવી જૂની જ કરી નાંખે હેવો, અને વળી વધારે ખેદકારક તો એ છે કે તે ભાષાના પ્રાન્તભેદનો ઝઘડો હાલ જે સમી ગયેલો છે ત્હેને પાછો પુર જોસમાં સઘળી તરફ જાગૃત કરે હેવો છે. મળતી જોગવાઇએ જ હમે આ વિચારોનું વિવેચન કરવાનો ઇરાદો રાખિયે છિયે, પણ તે દરમ્યાન આ અંકમાં "ગુજરાતી ભાષાનું ઐક્ય" એ મથાળા નીચે કેટલીક હકીકતો લખી છે તે આ તરુણ નિબન્ધકારને તેમ જ બધાને હાલ વાંચી મૂકવાની વિનંતિ કરિયે છિયે. કેમકે આપણું ઐક્ય કોઇ પણ પ્રકારનું તૂટી માંહોમાંહ વિરોધ ન વધે હેવા ધોરણ ઉપર જ હમે સઘળા સંસાર વ્યવહારી સવાલોનો સિદ્ધાન્ત બાંધિયે છિયે, અને ત્હેમાં જ હમારી સમઝ પ્રમાણે છેવટ સિદ્ધિ રહેલી છે. હેને પછી સંરક્ષક મત કહો કે સમાધાનીનો મત કહો."

**નવલરામભાઇયે** ઇચ્છેલી સવિસ્તર ચર્ચાનો લાભ આપણને તે પછી મળી સક્યો નહિં–કેમકે એ પછી થોડા માસમાં જ હેમના મરણથી ગુજરાતી સાહિત્યને અસહ્ય ખોટ પડી. નહિં તો મ્હારી ખાતરી છે કે પરિણામે, હેમનો મતભેદ પણ ગમ્ભીરતા ના છોડતાં, મુખ્ય પ્રશ્નોને વિશે કાંઈક ઇષ્ટ ધોરણ ઉપર હેમના વિચાર આવત. આમ માનવાને આધાર છે. ઉપરની હેમની ટીકામાં મ્હારી સૂચનાઓનો સંપૂર્ણ ત્યાગ નથી, પરંતુ સ્વીકાર પણ જરાક સંકોચ સાથે છે. છતાં, હું આગળ ઉપર બતાવીશ તે પ્રમાણે, 'બોલવું તેમ લખવું' એ મૂળ ધોરણ હેમણે સ્વીકાર્ય ગણેલું છે, અને હેમાંથી નિકળતાં પરિણામ યોગ્ય મર્યાદામાં એઓ વધારે મનનથી અને દલીલોથી કબૂલ રાખત એમ જણાયછે. કેમકે 'બોલવું તેમ લખવું' એ તત્ત્વનો વ્યવહારમાં ઉપયોગ ના થાય, અને તે બને તેટલા પૂર્ણ વિસ્તારમાં, તો પછી એ તત્ત્વના સ્વીકારનું સાર્થકય ફળમાં કાંઈ ના રહ્યું. મ્હારી આ સંભવકલ્પના નિરાધાર નથી. ઈ. સ. ૧૮૮૮ માં મ્હારા પત્રના ઉત્તરમાં **નવલરામભાઇનો** પત્ર મ્હારી કને છે ત્હેમાં નીચે પ્રમાણે લખ્યુંછે:—

---

* ગુજરાત શાળાપત્ર પુ. ૨૭ મું અંક ૨ જો ફેબ્રુઆરી ૧૮૮૮ પૃ. ૩૫.

*Rajkote, 10th February 1888.*

MY DEAR MR. NARSINHRAW,

I hope you don't think me discourteous because I have not yet answered your letter of the 5th ultimo. That my silence does not proceed from any indifference to its valuable subject matter will be seen from the prompt notice I have taken of your pamphlet in the *Shala-patra*. The fact is, age is telling upon my constitution, and it leaves me little strength to attend to anything else besides the professional and literary work I ordinarily do.

* * * * *

"I thoroughly approve the scholarly manner in which you have handled the subject of Gujarati orthography, and *most of your suggestions I personally endorse*, but I don't think they are practical or such as will meet with general approval. But it will certainly create some agitation as you want, and I intend to do my best to keep it up.

* * * * *

Yours sincerely
Navalram Laxmiram.

Italics માં મૂકેલા શબ્દો ઉપર ધ્યાન ખેંચુંછું. અલબત હેમણે શાળાપત્રમાં કરેલી ટીકાનું બીજ એ પછીના વાકયમાં છે;—I don't think they are practical &c. પરંતુ આજથી પંદર વીસ વર્ષ ઉપર જે unpractical જણાતું હતું તે આજ છેક તેમ નથી, એ પ્રત્યક્ષ વાત છે. અલબત હજી કેટલાક વાંધા આવેછે અને મતભેદ દર્શાવાયછે; પરંતુ તે સર્વવ્યાપક નથી. અને મ્હારી સૂચનામાંથી કેટલીક તો સ્વીકારપાત્ર ગણાઇછે. આ કારણોથી **નવલરામભાઈના** મત સંબન્ધે ઉપર દર્શાવેલી આશા નિરાધાર નથી એમ કહુંછું. પરંતુ એ વિદ્વાન્ પોતાનું આ જીવનનું કર્તવ્ય પૂરું કરીને વધારે ઉત્તમ જીવનમાં પ્રવેશ પામ્યાછે, તો શોક, ખોટય આપણને પડયા ખાતે સ્વાભાવિક છે, પણ હેમની જાત્યને સંબન્ધે અનુચિત છે. પણ એ શોક હવે વૃથા છે. પરંતુ **નવલરામભાઈની** ટીકા તો સંપૂર્ણ રીતે મ્હારા પુસ્તકની વિષયમર્યાદા સમઝાઇને જ થઈ હતી; પણ તે સમયે થયેલી બીજા લોકોની ચર્ચામાં એ વિષયમર્યાદાના સ્વરૂપનું વિસ્મરણ થયેલું જોવામાં આવતું હતું એટલું કહેવાની જરૂર છે, જેથી કરીને હવેની ચર્ચાઓમાં તે રીત્યની સ્થિતિ ફરી ના આવે. ઉદાહરણ તરીકે મિ. ક. ર. **નાનજિયાણીએ** એક ચર્ચાપત્ર + ગુજરાત શાળાત્રપમાં મોકલ્યું હતું, હેમાં યદ્યપિ મ્હારા અભિપ્રાયો જોડે બહુધા એઓ સંમત જ હતા, તથાપિ એક તત્ત્વ ભૂલી જવાયું હતું, અને તે એ કે મ્હારી ચર્ચા ગુજરાતીમાં તત્સમ શબ્દો માટે નહિં પણ તદ્ભવ શબ્દોની જોડણી માટે જ આરમ્ભથી છે. એ વિસ્મરણને લીધે 'પત્થર' નહિં પણ 'પથ્થર' લખવું એ મ્હારી ભલામણમાં એઓ વાંધો લાવ્યા હતા કે એ રીત્યે તો, બંને મહાપ્રાણ લખીશું તો 'બુદ્ધિ' વગેરેમાં દ્ધ નહિં પણ એ ધ્ધ લખવા પડશે. આ ભ્રમ મ્હેં તે સમયે ચર્ચાપત્રનો જવાબ લખીને બતાવ્યો હતો. *

---

\+ ગુજરાત શાળાપત્ર પુ. ૨૯ મું અંક, ૧૨ મો, ડીસેંબર ઈ. સ. ૧૮૯૦ પૃ. ૨૬૯.

* ગુજરાત શાળાપત્ર પુ. ૩૦ મું અંક ૨ જો ફેબ્રુઆરી ૧૮૯૧ પૃ. ૪૨.

પરંતુ ચર્ચા મૂકી દઈને ઇતિહાસકથન ચાલૂ રાખિયે.

**રા. કેશવલાલ ધ્રુવના નિયમો. ઈ. સ. ૧૮૯૩.**

ઈ. સ. ૧૮૯૩ ની શુમારમાં મ્હોટો અંગ્રેજી ગુજરાતી કોશ પ્રસિદ્ધ કરવાની યોજના મિ. કાવસજી સંજાના એમ. એ. અને મી. રુસ્તમજી શેઠના બી એ, એઓએ કરેલી ત્હેમાં ગુજરાતી શબ્દોની જોડણી શી રાખવી એ પ્રશ્ન નિકળતાં એ વિશે કેટલાક નિયમો રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે યોજ્યા હતા. તે ખાસ ધ્યાનમાં લેવા લાયક હોવાથી આ નિબન્ધ જોડે ટાંકુંછું. § અને આ સ્થળે નોંધવાની જરૂર છે કે એ નિયમોમાંથી નં. ૧ થી ૯ સૂધીના નિયમોના વિષયો મ્હારા જોડણીના પુસ્તકમાં ચર્ચાયા જ નથી, પણ હેમાં ઘણે અંશે મ્હારો અભિપ્રાય અનુકૂળ જ થાય એમ છે; તે વાત જૂદી રાખી નિયમ ૧૦ થી ૨૧ સૂધી અર્થાત્ બાકીના સર્વ નિયમો મ્હારી પદ્ધતિને અનુકૂલ જ છે. અપવાદ માત્ર 'પથ્થર' ને બદલે 'પત્થર' લખવાનું ઠરાવનાર નિયમ ૧૯ માનો જ છે. પરંતુ હેમાં મ્હારો ખાસ દૃઢ પક્ષપાત એકે તરફ નથી તેથી એ બહુ મતભેદ ના જ ગણાય. તેમ જ લઘુ-પ્રયત્ન યકાર વિશે બહુ પ્રકટ રૂપે નિયમ નથી રચાયો: જે ઇશારો છે તે માત્ર નિયમ ૧૮ મામાંજ છે,–એટલો મ્હારી યોજનાથી તફાવત છે. એ નિયમ ૧૮ મામાં કહેછે:—

"જોરદાર સંયુક્તાક્ષર અને પોચા સંયુક્તાક્ષરનો ભેદ દર્શાવવો; ઉદા. આશ્ચર્ય, કર્યું."

પરંતુ આશા રાખું છું કે 'આંખ્ય,' 'આવ્ય,' 'લખ્ય,' ઇત્યાદિમાંના લઘૂચ્ચારણ યકારનો પણ સમાવેશ આ નિયમના પ્રદેશમાં રા. કેશવલાલ કરતા જ હશે. રા. કેશવલાલે પ્રાકૃત ભાષા-ઓનો અને વ્યાકરણનો અને ત્હેમના ગુજરાતી ભાષા તથા વ્યાકરણ સાથેના સંબન્ધનો ખાસ અભ્યાસ મનનશીલ રીત્યે અને ગમ્ભીર તર્કને માર્ગે કરેલો છે, એ હેમણે મુગ્ધા-વબોધઔક્તિક વિશે કરેલી ચર્ચા વગેરે ઉપરથી સુવિદિત છે: પરંતુ એ કરતાં વધારે હેમની વિદ્વત્તાનાં પ્રમાણો પ્રજાને હજી સૂધી દૃષ્ટિગોચર થવા દીધાં નથી એટલો ખેદનો વિષય છે. પણ કહેવાની મતલબ એ છે કે હેમના આ ખાસ વિદ્વત્તા તથા વિચારયુક્ત અભ્યાસના પ્રમાણમાં હેમના ઉપર કહેલા નિયમોને વજન સ્વાભાવિક રીતે મળેછે. પછી જૂજ જૂજ મતભેદનો સંભવ આ સામાન્ય વિચારને બાધ આણી સકશે નહિં. આ જ કારણથી વિશેષ ખેદ થાયછે કે હેમના નિયમો અમલમાં આણવાનો પ્રસંગ જ, કોશનું કામ પડી ભાગવાને લીધે, આવ્યો નહિં.

આ પછી એક બીજા પ્રસિદ્ધ અને લોકપ્રિય સાક્ષરના પ્રયાસ તરફ દૃષ્ટિ દોડેછે.

**રા. ગોવર્ધનરામ ત્રિપાઠીની ચર્ચા; ઈ. સ. ૧૮૯૬.**

ઈ. સ. * ૧૮૯૬ ના છેલ્લા ત્રિમાસના 'સમાલોચક'માં લેખન-પદ્ધતિ વિશે એક લેખ રા. ગોવર્ધનભાઈના હાથનો પ્રસિદ્ધ થયો હતો. હેમાં હેમના વ્યક્તિત્વની સંપૂર્ણ છાપ હતી તે કહેવાની જરૂર જ નથી. માત્ર હેમણે તારવેલા 'નિયમ' નું જ દર્શન કરીશું તો બસ છે. એ પણ આ નિબન્ધની જોડે ટાંકું છું. + એ નિયમોના ગુણ-

---

§ પરિશિષ્ટ (ख).

* 'સમાલોચક' પુ. ૧ લું અંક ૪ થો ઑકટોબર ૧૮૯૬, પૃ. ૧૩૯.

+ પરિશિષ્ટ (ग).

દોષની પરીક્ષા આવશ્યક હતી; તેથી * ઈ. સ. ૧૮૯૬ ના 'જ્ઞાનસુધા'માં સવિસ્તર ચર્ચા મ્હેં એ લખાણને સંબન્ધે કરી; ત્હેમાં હેમણે સૂચવેલાં ધોરણથી કશી સુવ્યવસ્થા આવી સકે એમ નથી એ દર્શાવવાનો યથામતિ પ્રયત્ન કર્યો હતો. હેના પ્રત્યુત્તર તરીકે વળી × 'સમાલોચક'માં હેમણે એક વિસ્તાર અને શ્રમયુક્ત લેખ પ્રસિદ્ધ કર્યો હતો; પરંતુ તેથી પ્રસ્તુત વિષય ઉપર વિશેષ અથવા નવો પ્રકાશ પડયો ન્હોતો તેથી એ વિશે વધારે નોંધની જરૂર જણાતી નથી.

**વર્નાક્યુલર સોસાઇટીની જાગૃતિ.**

રા. ગોવર્ધનભાઈની ચર્ચા ઈ. સ ૧૮૯૬ માં પ્રસિદ્ધ થઈ તે જ અરસામાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી આ વિષયમાં કાંઈક પ્રયાસ કરવાની જાગૃતિ ઉત્પન્ન થઈ હતી. ઑકટોબર નૉવ્હેમ્બર ૧૮૯૬ ના શુમારમાં એ સોસાઇટીએ ત્રણ ગૃહસ્થોની કમિટી નીમી ( રા. રમણભાઈ, મરહુમ માધવલાલ હરિલાલ દેસાઇ, અને રા. બા. લાલશંકરભાઈ ); અને એ કમિટીએ રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ વગેરે કેટલાક એ વિષયના અભ્યાસીઓની સલાહ લેવી એમ ઠરાવ્યું. આ પ્રવૃત્તિનું બીજ એ હતું કે ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશને રૂબરૂમાં કહેલું કે ગુજ. વ. સોસાઇટી ગુજરાતી શબ્દો ખરી જોડણી વાળા લખીને યાદી એઓ ઉપર મોકલી દે તો હવે થનારી વાંચનમાળાની આવૃત્તિયોમાં તથા બીજાં શાળા ખાતાનાં પુસ્તકોમાં શુદ્ધ જોડણી યોગ્ય લાગશે તો દાખલ કરવામાં આવશે. + ડાયરેકટર ઉપર ઇ. સ. ૧૮૮૮ માં 'જોડણી' ના પુસ્તક સાથે મ્હેં પત્ર લખ્યો હતો,—ઉપર દાખલ કરી ચૂકયોછું-તે ઉપરથી એ અમલદારે આ પગલું ભરેલું કે કેમ તે ખરી માહિતીને અભાવે તર્કનો વિષય રહેછે. આ ઉપરાંત ઇ. સ. ૧૮૯૩ માં ગુજ. વ. સોસાઇટી ઉપર મ્હેં એક ટૂંકો * પત્ર લખી સૂચના કરી હતી કે જોડણીને સુવ્યવસ્થિત કરાવવા માટે ડાયરેકટર ઉપર સોસાઇટી તરફથી પત્ર લખવો અને તે માટે એક યોગ્ય કમિટી નીમવાની ભલામણ કરવી; આ પત્ર સોસાઇટીને મ્હેં મોકલ્યો હતો કે નહિં તે સંદિગ્ધ છે; પણ જો મોકલ્યો હશે, તો વખતે હેનું પરિણામ પણ ઉપરના પ્રયાસમાં કેટલેક અંશે આવ્યું હોય. ગમે તેમ હોય, પણ ગુજ. વ. સોસાઇટીએ એ કમિટી નીમી તે પછી શું પરિણામ નીપજ્યું તે પ્રસિદ્ધિમાં આવ્યું નથી. પરંતુ તે પછી સવા વર્ષે સોસાઇટી તરફથી તથા શાળા ખાતા તરફથી એક ક્રમ આગળ ભરાયો જણાયછે. ચાલુ જોડણીવાળા શબ્દોનો સંગ્રહ કરી તે તે ઉપર જુદા જુદા વિદ્વાનોના અભિપ્રાય મંગાવવા, પછી છેવટ નિર્ણય કરવાને શાળા ખાતાના બે અધિકારીઓ ( રા. માધવલાલ હરિલાલ દેસાઇ તથા રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી ) તથા સોસાઇટીના બે મેમ્બરો ( રા. બા. લાલશંકરભાઇ તથા રા. રમણ-

* 'જ્ઞાનસુધા' પુ. ૧૦ મું અંક ૧૦-૧૧-૧૨. ઑકટોબર, નૉવ્હેમ્બર, ડીસેમ્બર ૧૮૯૬.

× 'સમાલોચક' પુસ્તક ૨ જું અંક ૪ થો, પુસ્તક ૩ જું અંક ૧ લો, ૨ જો, અને ૩ જો.

+ મ્હારી તા. ૭-૧૧-૯૬ ની ખાનગી ડાયરીની નોંધ ઉપરથી આ વૃત્તાન્ત લીધોછે.

* પરિશિષ્ટ (ઘ).

ભાઇ **મહીપતરામ**) એમ ચાર ગૃહસ્થોની કમિટી નીમી હતી, અને હેમનામાં મતભેદ થાય તો ડિરેક્ટરને જણાવવો. તે નિર્ણય થયા પછી ખરા શબ્દસંગ્રહ તરીકે પુસ્તક બ્હાર પાડવું, એમ ઠરેલું હતું. તે કમિટી તરફથી આવેલો પત્ર તથા હેને મેં આપેલો ઉત્તર એ બંને પત્રની નકલ આ નિબન્ધમાં દાખલ કરવાથી વિશેષ પ્રકાશ પડશે.§

**મરહૂમ માધવલાલ હરિલાલ દેસાઇની ચર્ચા.**

આ પ્રયાસ ચાલતો હતો તે વખતે મરહૂમ **મા**ધવલાલભાઇયે ગુજ. વ. સોસાઇટીની શબ્દકોશ કમિટીને બે પત્રો લખી છપાવ્યા હતા; તે પણ ધ્યાન ખેંચેછે. * હેમાંનો પ્રથમનો ડીસેમ્બર ૧૮૯૭ માં લખેલો છે, અને એકાર ઓકારના બે ઉચ્ચાર (સાંકડા તથા પ્હોળા) નો ભેદ ચિહ્નથી દર્શાવવાની, તેમજ અનુસ્વારના બે ઉચ્ચાર (પોચો તથા જોરદાર–એમ બે) નો ભેદ પણ ચિહ્નથી દર્શાવવાની, ભલામણ કરેલી છે. બીજો પત્ર મે ૧૮૮૮ માં લખેલો છે અને હેમાં મહાપ્રાણીના દ્વિત્વ વિશે ચર્ચા કરી 'પથ્થર' વગેરેને બદલે 'પત્થર' વગેરે લખવું એમ અભિપ્રાય મૂકયોછે. પ્રથમના પત્રમાં શબ્દકોશ કમિટીથી પોતે બ્હાર હોય એમ વચન આપ્યુંછે તે પત્ર ઉપર જણાવેલી કમિટીના બંધારણથી વિરુદ્ધ લાગેછે; તેમજ કન્સલ્ટિંગ કમિટી વિશે ઉલ્લેખ હેમણે કર્યોછે, તે કમિટી કેઈ તે જણાતું નથી. ગમે તેમ હો; પણ ગુજ. વ. સોસાઇટીએ આરંભેલા આ સત્કાર્યનો અન્તે શો પરિપાક થયો તે પ્રજાની જાણમાં આવ્યું નથી. માત્ર માર્ચ ૧૮૯૮ ના બુદ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ થયેલા પત્રવ્યવહાર ઉપરથી જણાયછે કે **મા**ધવલાલભાઇનો ડીસેમ્બર ૧૮૯૭ નો પત્ર (એકાર ઓકાર તથા અનુસ્વાર બાબતનો) અભિપ્રાય માટે સોસાઇટી તરફથી રા. **છો**ટાલાલ **ન**રભેરામ ઉપર મોકલવામાં આવ્યો હતો; અને તે ઉપર એ ગૃહસ્થે પરિણામે પ્રતિકૂળ મત મોકલ્યો હતો. તે સાથે એમ પણ જણાયછે કે **મા**ધવલાલભાઇયે પોતાનો પત્ર જુદા જુદા ગૃહસ્થો ઉપર મોકલવાને પરિણામે કેટલાક ગૃહસ્થો તરફથી સોસાઇટી ઉપર જવાબ આવવા લાગ્યા હતા. પરંતુ રા. **છો**ટાલાલ **ન**રભેરામ સિવાય બીજા કોઇના અભિપ્રાયો પ્રસિદ્ધિમાં મૂકાયા જણાતા નથી. તે ઉપરથી સોસાઇટીની કોશકમિટીના વલણનો કાંઇક ઇશારો જણાયછે; અને આ જોડણીના વિષયમાં **अकिञ्चिदपि कुर्वाणः सौख्यैर्दुःखान्यपोहति** એ રસિક વચનનો જાણે પ્રયોગાન્તર કરીને લેખનમાં વિષમતાઓ ના દાખલ કરી સૌખ્યવૃત્તિ વડે જોડણીની સુવ્યવસ્થાનું દુઃખ ટાળી કાંઈ પણ કૃતિ ના કરવાનો માર્ગ સ્વીકારાયો હશે એમ પરિણામની શૂન્યતાને લીધે અનુમાન થઈ સકશે. અસ્તુ. રા. **છો**ટાલાલ **ન**રભેરામનો પત્ર પરિશિષ્ટ રૂપે જોડયોછે.+ હેનો સાર માત્ર એટલો જ છે કે ઉચ્ચારના ભેદ વસ્તુસ્થિતિમાં છે તો ખરા અને તે એકાર ઓકાર અને અનુસ્વાર ઉપરાંત અનેક પ્રકારોમાં–પરંતુ એ અનેકતાને લીધે જ ચિહ્નો બહુબહુ યોજવાં પડશે, માટે તે વાત છોડી દેવી, અને કોશમાં તે તે શબ્દની જોડે કાઉંસમાં ચિહ્નો વડે ઉચ્ચારનાં

§ પરિશિષ્ટ (क) તથા (क ૧) જુવો.

* પરિશિષ્ટ (ख) તથા (ख ૧) જુવો.

+ પરિશિષ્ટ (ग)

સ્વરૂપ બતાવવાં. આ નિર્ણયની પરીક્ષા આગળ ઉપર કરીશું. મરહૂમ **માધવલાલભાઇના** બીજા પ્રયાસ પણ ઇતિહાસમાં નોંધ્યા વિના જવા નહિં દેવાય. ઈ. સ. ૧૮૯૭ ના ઑગસ્ટથી ઈ. સ. ૧૮૯૮ ના સેપ્ટેમ્બર સુધી શાળાપત્રમાં "હેમચન્દ્રની અપભ્રંશ ભાષા," "ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ" એ મથાળાંથી પોતાના અભિપ્રાયો હેમણે દર્શાવ્યાછે. હેમાંના ઘણા ખરા વિચારપૂર્ણ અને સ્વીકારવા લાયક છે. એ બધી ચર્ચામાંથી કેટલાક પ્રશ્નો વિશે મ્હેં ચર્ચા સુદર્શનના ૧૮૯૯ના માર્ચથી ઑગસ્ટ સેપ્ટેમ્બર ૧૯૦૦ સૂધીના અંકોમાં કરેલી છે. ત્ય્હાં વિગતવાર પરીક્ષા જોઈ સકાશે. અહિં એટલું જ નોંધુંછું કે મ્હારાથી સ્વતન્ત્ર રીત્યે, વ્યુત્પત્તિ અને ચાલતો ઉચ્ચાર એ બે તત્ત્વોનું તથા એ બે તત્ત્વોના પરસ્પર સંબન્ધનું યથાસ્થિત દર્શન હેમને થયેલું હેમાં જણાયછે, અને સ્પષ્ટ શબ્દોમાં સ્વીકાર્યુંછે.

**શાળા ખાતાના પ્રયાસ. ઈ. સ. ૧૯૦૪.**

આ પછી ૭ વર્ષ સૂધી આ વિષયમાં નિશ્ચેષ્ટતા રહી. પરંતુ ગુજરાતી સાહિત્યના અન્તર્વહેણમાં કેવળ નિશ્ચેષ્ટતા ન્હોતી. લેખક વર્ગમાં જોડણીનાં નવાં તત્ત્વો કેટલેક અંશે પ્રગટ રીતે સ્વીકારાવા લાગ્યાં તે કેટલાક લેખકોની જોડણી સબળ રીતે કહી આપેછે. પણ એટલા જ સરખા મહત્ત્વની વાત એ છે કે મરહૂમ **માધવલાલભાઇએ** ગુજરાત શાળાપત્રમાં પોતાનાં લખાણોમાં નવા ધોરણની જોડણી ઘણે ભાગે દાખલ કરી એ પદ્ધતિને અનુમોદન આપ્યું. પરંતુ આ સર્વ મૌનયુક્ત પ્રવાહ હતો; અને તે કારાણે મૂકતાં, જોડણી સંબન્ધે કોઇ ખાસ ઘોષણના અભાવને લીધે કહેવુંખરું જ છે કે એ ૭ વર્ષ વિરામનાં હતાં. અન્તે ઈ. સ. ૧૯૦૪ માં વાંચનમાળાના સંશોધનની યોજના શરૂ થઈ. તે પ્રસંગનો લાભ લઈને એ સંશોધન કમિટીના પ્રમુખ, મિ. કોવર્ન્ટન ઉપર મ્હેં મ્હારું ઈ. સ. ૧૮૮૮ વાળું જોડણીનું પુસ્તક મોકલી નીચે પ્રમાણે પત્ર લખ્યો:—

*Dhulia, 16th January 1904.*

To,

J. G. COVERTON, Esqr.

President, Vernacular Text Books Revision Committee.
POONA.

Sir,

As the Gujarati Text Books are going to be revised by your Committee I take the liberty to send by book-post a Note on Gujarati Spelling, published by me some years ago, and to suggest that the spelling of Gujarati words to be adopted in the series may be settled on a systematic, and scientific and rational basis.

2. My note will speak for itself. All I may state here is that it is a plea for something like phonetic spelling, a principle essentially congenial to the genius of the Gujarati (as of any other Indian vernacular) language, deriving as it does its formation from Sanskrit which is eminently phonetic in its system of

spelling. Of course I have made certain concessions wherever necessary. But it is the principle that requires to be recognised in practice.

3. And here I may be allowed to draw attention to the support practically received by my system from the Gujarat Sala Patra while it was conducted by the late R. S. Madhavlal H. Desai who, independently of my book, came to the same conclusion as myself, in the most important of my suggestions.

4. I may also mention that somehow or other the principles advocated by me have slowly and silently received acceptance in practice in several books in recent Gujarati literature; and it would be well to give the matter authentic recognition which can best be done by a responsible and influential body like the Educational Department of the State.

5. This responsibility was apparently recognised and understood in the preliminary attempts made by the Department when the G. V. Society of Ahmedabad was asked to assist in settling this vexed question of spelling. In doing this the Department impliedly recognized the unsettled state of spelling in the School series and the desirability of systematizing it.

6. In these circumstances I have ventured to trouble you with my proposals, under a sense of duty to my mother-tongue and with full hopes that the subject will receive the consideration which its importance deserves.

I have &c.

N. B. Divatia.

**રા. કમળાશંકર ત્રિવેદીની ચર્ચા.**

આ પત્ર તથા જોડણીનું પુસ્તક કમિટી આગળ વિચારને માટે મૂકવામાં આવશે એમ સભ્યતાથી ઉત્તર મળ્યો. પરંતુ અનુમાન થઈ સકેછે કે એ મ્હારી સૂચનાને પરિણામે એ કમિટીએ "જોડણીના કેટલાક પ્રશ્નના સંબન્ધમાં પ્રતિષ્ઠિત વિદ્વાનોના અભિપ્રાયો મંગાવ્યા હતા."× એ અભિપ્રાયો પ્રસિદ્ધિમાં આવ્યા નથી એટલી ખામી પડેછે. પરન્તુ એ સંબન્ધે રા. કમળાશંકર **પ્રાણશંકર ત્રિવેદીના** અભિપ્રાયનો લાભ આપણને મળ્યોછે. એ અભિપ્રાય શાળાપત્રના ઈ. સ. ૧૯૦૪ ના જુલાઈના અંકમાં પ્રગટ થયાછે. હેનો સાર એ જણાયછે કે "ગુજરાતી જોડણીના સર્વમાન્ય નિયમો અત્યાર સૂધી થઈ સક્યા નથી, તેમ જ થવા ઘણા સંભવિત નથી."પરન્તુ જોડણીના નિયમોનાં આધારભૂત બીજ હેમને મતે આ છેઃ—

× ગુજરાત શાળાપત્ર પુ. ૪૩ મું અંક ૭ મો જુલાઈ ૧૯૦૪ પૃ. ૨૧૩ મું

"૧. શિષ્ટ વર્ગના ઉચ્ચાર પ્રમાણે જોડણી કરવી; પરંતુ ઘણા લાંબા કાળથી રૂઢ થયેલાં રૂપોમાં ભાષાનું સ્વરૂપ જ બદલાઈ જાય હેવો ફેરફાર કરવો નહિં.

૨ જ્યહાં ઉચ્ચારથી શુદ્ધ રૂપનો નિર્ણય ન થાય ત્યહાં વ્યુત્પત્તિથી નિર્ણય કરવો."

આ ચર્ચા સંબન્ધે મ્હારા વિચાર તથા દલીલો 'વસન્ત' ના સંવત ૧૯૬૦ના ભાદ્રપદના અંકમાં સવિસ્તર લેખમાં મ્હેં જણાવ્યાં. આ પૂર્વે તા. ૨૫ મી જુલાઈ ૧૯૦૪ ને દિવસે અમદાવાદમાં વાંચનમાળાની સંશોધન કમિટી મળી હતી અને તે પ્રસંગે કેટલાક ગૃહસ્થો પણ હાજર રહ્યા હતા; જોડણીના નિયમનો ખરડો તૈયાર કરી ગુજરાતના થોડાક વિદ્વાનોના અભિપ્રાયો માગ્યા હતા; તે સર્વની ચર્ચા કરી છેવટે મુકરર કરેલા નિયમો ઑગસ્ટ ૧૯૦૪ માં 'બુદ્ધિપ્રકાશના' તન્ત્રીને મળેલા જણાયછે. એ નિયમો 'બુદ્ધિપ્રકાશના' સેપ્ટેમ્બર ૧૯૦૪ ના અંકમાં પ્રસિદ્ધ થયાછે. આ કમિટીની મીટિંગ જોઇયે ત્હેવી પ્રસિદ્ધિથી થઈ જણાતી નથી; તેમ જ થોડાક વિદ્વાનોના અભિપ્રાય આવેલા પણ પ્રગટ થયા નથી. આ સર્વ ન્યૂનતા માત્ર નોંધવી બસ છે. આ કમિટીના નિયમો કાંઇક કાચા રૂપમાં હતા એમ જણાયાથી કમિટીના પ્રેસિડેંટ ઉપર 'વસન્ત' માં પ્રસિદ્ધ કરેલી મ્હારી ચર્ચાની નકલ મોકલીને નીચે પ્રમાણે પત્ર મ્હેં લખ્યો:—

*Dhulia, 8th October 1904.*

To,

J. G. COVERNTON, ESQ.,

President, Vernacular Text Books Revision Committee.

POONA.

SIR,

In continuation of my letter dated 16th January 1904 (acknowledged under your No. 362, 19-1-04), I beg to send (separately by book post) a supplementary pamphlet on the subject of Gujarati Spelling.

2. It mainly traverses the criticism of my views, published in the Gujarat Sala-Patra of July 1904, but, I believe, it also illustrates further the main contentions advanced by me.

3. I find the subject had been placed before a committee of selected persons by you at Ahmedabad on 25th July 1904, and some tentative rules were drawn up then. These being not final, as I presume, I have ventured to send this pamphlet to you, especially as I am humbly of opinion that the subject has not really received the serious and careful consideration it deserves.

I have &c.
N. B. Divatia.

હાના ઉત્તરમાં રીતિ પ્રમાણે લખાઈ આવ્યું કે કમિટીની આગળ એ પત્ર તથા ચોપાનિયું મૂકયાંછે. અને ફળ એટલું થયું કે 'શબ્દનાં પદ' એ અર્થહીન વચનને સુધારીને 'એકાચ્' 'દ્વિસ્વર,' એમ લખ્યું, અને 'એ,' 'જ,' 'કે,' 'પણ' એ અવ્યયોને પ્રત્યયનું ખોટું નામ આપ્યું હતું તે ઠેકાણે પ્રત્યય શબ્દ તો કાઢી નાંખ્યો, પણ અવ્યય એમ નામ ના પાડયું; પણ એટલો એ માત્ર અતિ ગૌણ બાબતમાં સુધારો કર્યો; અને જોડણીના ધોરણને તો પૂર્વવત્ અથવા વધારે અસંસ્કૃત દશામાં જ રાખ્યું. એ કમિટીના કાચા નિયમો તથા છેવટના નિયમો *પરિશિષ્ટમાં મૂકયાછે. આ કમિટીએ કરેલા કાર્ય સિવાય બીજો પ્રયાસ જાણ્યામાં નથી. પરંતુ જાન્યુઆરી ૧૯૦૫ ના શાળાપત્રથી જણાયછે કે ઈ. સ. ૧૯૦૪ માં " ખાતા તરફથી જોડણીના નિયમો નક્કી કરવા સરકારે એક પરિષદ્ ( કૉન્ફરન્સ ) નીમી હતી. તેમ જ વિદ્વાનોના અભિપ્રાયો પણ મંગાવ્યા હતા. એ પરિષદે નક્કી કરેલા નિયમોને છેવટનું સ્વરૂપ પ્રો. (?) કૉવન્ટૅનની સભા ( કમિટી ) એ આપ્યુંછે. એ નિયમો ગયા નવેમ્બર માસના શાળા-પત્રમાં પ્રસિદ્ધ કર્યાછે." આ કૉન્ફરન્સના જન્મજીવન વગેરે વિશે પ્રજાજન અજ્ઞાનમાં છે. સરકારે નીમેલા કૉન્ફરન્સનું બંધારણ, હેની પ્રસિદ્ધિ વગેરે સ્વરૂપના અભાવને લીધે એ નામ જો અમદાવાદમાં મળેલી કમિટીને અપાયું હોય તો અર્થભ્રમ થવાનો ભય છે. અને વાસ્તવિક કૉન્ફરન્સ થયું હતું કે નહિં તે વિશે સંશય જ રહેછે.

અસ્તુ. પણ આ 'નિયમો' છેવટના થયા એમ સંભળતું નથી. એ ઉપર શંકાઓ 'બુદ્ધિ પ્રકાશ'ના ઈ. સ. ૧૯૦૪ ના ઑક્ટોબરના અંકમાં ચર્ચાપત્રથી રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતાએ કેટલીક જણાવીછે. હેમાં જો કે ઘણો ગૂંચવાડો થઈ ગયોછે, તથાપિ કેટલાક પ્રશ્નો તથા સૂચનાઓ મનન કરવા યોગ્ય છે. તેમ જ સંવત્ ૧૯૬૧ ના માર્ગશીર્ષના 'વસન્ત'-માં રા. નંદનાથ કેદારનાથ દીક્ષિતે જોડણી વિશે લેખ પ્રસિદ્ધ કર્યોછે તે તો સ્પષ્ટ રીતે, ડોશી, ભેંશી, હશી, ઇત્યાદિ માટે, તેમ જ 'હમે,' 'હેનું,' વગેરેમાંના હકારને યોગ્ય ચિહ્ન માટે ભલામણ કરે છે; અને લઘુપ્રયત્ન યકારનું અસ્તિત્વ 'આંખ્ય' વગેરેમાં સ્વીકારી 'આવ્ય' વગેરેમાં હેના સ્થલપરત્વે જ શંકા બતાવેછે. ×

વળી રા. કમળાશંકરે 'વસન્ત'ના સંવત્ ૧૯૬૧ ના કાર્તિકના અંકમાં હેમનો બચાવ આપ્યોછે. અને અન્તે હેનો પ્રત્યુત્તર મ્હેં સં. ૧૯૬૧ ના માઘ માસના 'વસન્ત'માં પ્રસિદ્ધ

---

* પરિશિષ્ટ (ज) તથા (ज १) જુવો.

× રા. નન્દનાથના લખાણમાં 'રહેવું કૈરવમાં ને ભજવા પાણ્ડવ'ને હેવી વૃત્તિનો ભાસ થાયછે. કમિટીના નૉવ્હેમ્બર ૧૯૦૪ના શાળાપત્રમાં છપાયલા નિયમોને એઓ સર્વથા માન્ય ગણેછે છતાં હેમાંના કેટલાક મહત્ત્વના પ્રશ્નો વિશે જ પોતે જૂદો નિર્ણય આપેછે; ઉદા૦— ડોશી, ભેંશીને, વગેરે લખવું. લઘુપ્રયત્ન હકાર માટે કાંઈક યોજના કરવી, વગેરે. વધારે આશ્ચર્ય તો એ છે કે મ્હારા પોતાના લેખો પણ કમિટીના આ નિયમોથી બહુ વિરુદ્ધ માર્ગ-ગામી નથી, એમ એઓ કહેછે. ગમે તો હું કમિટીના નિયમો નથી સમઝી સકયો, કે મ્હારી લેખનપદ્ધતિ શી છે તે હું જ નથી જાણતો !

કર્યોછે. આ સર્વ ઉપરથી એટલું જણાયછે કે આ વિષય નિર્ણયની દશાએ હજી સુધી પ્હોંચ્યો નથી. અને હેનો ઇતિહાસ અપૂર્ણ છે, અને આટલે વર્તમાનકાળ સૂધી આવીને અટકયોછે.

## વિષયચર્ચા.

**જોડણીના ઇતિહાસ નો ઉપસંહાર.**

આ ત્હારે આ કંટકમય વિષયનો ઇતિહાસ છે. હેમાં છેક ત્રીસ વર્ષ ઉપરાંતથી માંડીને આજ સુધીના જાણવાજોગ બનાવોનું આપણે સિંહાવલોકન કરી ગયા. એ અવલોકનથી ફલિત થતી નિષ્પત્તિનો હવે તપાસ કરવાની જરૂર છે. એ સિંહાવલોકનમાં આપણે જોયું કે છેક ઈ. સ. ૧૮૭૨ની પૂર્વે શાળાખાતાની બુકકમિટી તરફથી જોડણીના નિયમો પ્રસિદ્ધ થયા હતા: તે ઉપર ઈ. સ. ૧૮૭૨માં નવલરામભાઇયે સમર્થ અર્થાવલોકન કર્યું. એ નિયમનો અમલ વ્યવહારમાં—શાળાખાતામાં પણ—અનેક કારણોને લીધે યથાઘટિત ના આવ્યો. લગભગ એ જ શુમારમાં નર્મકોશમાં લેખનશુદ્ધિના નિયમોનું કાંઇક વિલક્ષણ રૂપમાં દર્શન થયું. પછી સોળે વર્ષે ઈ. સ. ૧૮૮૮માં મ્હેં 'જોડણું.'નું પુસ્તક પ્રસિદ્ધ કરી એ વિષય ફરીથી જાગ્રત કર્યો; હેને પરિણામે કાંઇક ખળભળાટ પસર્યો, કાંઇક વ્યવહારમાં પરોક્ષ રીતે અસર થઈ. પછી ઈ.સ. ૧૮૯૩ માં અંગ્રેજી ગુજરાતી કોશને સંબન્ધે રા. કેશવલાલ ધ્રુવના વિચારપૂર્ણ નિયમો ઘડાયા, પરંતુ દૈવની ગતિથી હેનો પ્રયોગ થવાનો પ્રસંગ જ ના આવ્યો. તે પછી રા. ગોવર્ધનભાઇયે ઈ. સ. ૧૮૯૬માં એ વિષય ચર્ચ્યો અને મ્હેં તે ચર્ચાનું અવલોકન કર્યું. તે જ વર્ષથી ૧૮૯૮ સુધીમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ—શાળાખાતાની પ્રેરણાથી અને હેના સંયોગે—કાંઇક પ્રયાસ આરમ્ભ્યો, પરંતુ, એ સરસ્વતીનદીનો પ્રવાહ સૂકા અરણ્યમાં જ લુપ્ત થઈ ગયો. આ સમયમાં માધવલાલભાઇયે શાળાપત્રદ્વારા અને બીજી રીત્યે જોડણીના સુધારાનો વ્યવહારમાં ઉપયોગ ઘણે દરજ્જે કરવા માંડયો,—પરંતુ હેમના અવસાનની સાથે ત્હેનું પણ અવસાન આવ્યું. આમ છ વર્ષ વીતી ગયાં, અને અન્તે ગઈ સાલ (ઈ. સ. ૧૯૦૪) ના આરમ્ભમાં વાંચનમાળાસંશોધન કમિટીને મ્હેં પત્ર લખી આ વિષય ફરીથી ચેતવ્યો, અને એ વર્ષના અન્તભાગમાં કાંઇક અધકચરા પ્રયાસાભાસ થઈ અપરિણામી સૂત્રો ઘડવાનું પરિણામ આવ્યું; અને હજી આ વિષય આમ અસમાધાનની દશામાં રહીને ચર્ચાના વમળમાં જ ગૂંચવાઈ રહ્યોછે.

**જોડણીના સર્વમાન્ય નિયમો છેક અસંભવિત નથી.**

આ ઇતિહાસદર્શનથી શું નજરે પડેછે, અને હેના બોધ શા છે તે જોઇયે. પ્રથમ તો એ જણાયછે કે જોડણીમાં અવ્યવસ્થા છે અને તે દૂર કરી કોઇક શાસ્ત્રીય તેમ જ વ્યાવહારિક ધોરણ ઉપર હેને સુસ્થાપિત કરવાની આવશ્યકતા અને ઇષ્ટતા છે;—એ વાત પાછલાં ત્રીસ બત્રીસ વર્ષથી સ્પષ્ટ અથવા ગર્ભિતરીતે સ્વીકારાતી આવીછે. વ્યવસ્થાની જરૂર છે એમ માનીને જ બધા પ્રયાસના આરમ્ભ થયેલા; છે તે બધું બરોબર છે, કશા ફેરફારની જરૂર નથી,—એમ ઠરાવવાનું હોત તો એ પ્ર-

યત્નની ઉત્પત્તિ જ ના થાત. જે છે તે સારૂં કે ખોટું—એ તપાસનો હેતુ હતો જ નહિં. સાક્ષર વર્ગના સામાજિક હૃદયની આ વૃત્તિ કોઇક સર્વમાન્ય ધોરણ ઉપર આવવાની ઇચ્છા સૂચવેછે, અને તેથી જ શિષ્ટ વ્યવહારમાં સર્વમાન્યતાનો, અનુકૂળ સંસ્થિતિના લાભે, કાંઇક સંભવ બતાવેછે. કેમકે સર્વમાન્યતા તો કોઇ પણ ભાષાને માટે સંભવિત નથી. માટે સાક્ષરભાષામાટે નિયમ જ ના થવા જોઇયે એમ ફલિત ના થાય.

**ઉચ્ચારાનુસાર લેખન.**

અને આપણી ગુજરાતી ભાષામાં આ વિષયમાં નિયમનું ધોરણ બહુ અંશે phonetic spelling—એટલે ઉચ્ચારાનુસાર લેખન—ના તત્ત્વ ઉપર જ અવલમ્બન રાખશે. બીજી પાશ્ચાત્ય ભાષાઓ જેવી ભાષાઓનું બંધારણ એ તત્ત્વને અનુકૂળ નથી; અંગ્રેજી, ફ્રેંચ, વગેરે આધુનિક યુરોપિયન ભાષાઓનું સ્વરૂપ જ જુદા પ્રકારનું છે, અને હેમાં ઉચ્ચારાનુસાર લેખનને પ્રવેશ આપતાં અત્યન્ત અસ્તવ્યસ્તતા, ભ્રમ, વગેરે અનિષ્ટ પરિણામ થવાનાં. ( કાંઇક આ ભાષાઓના ધોરણને જ લક્ષમાં રાખવાથી કેટલાક ગૃહસ્થો— ખાસ અંગ્રેજ ગૃહસ્થો—ગુજરાતીમાં એ તત્ત્વ દાખલ કરવામાં અકારણ ભય જુવેછે. ) લૅટિન, ગ્રીક, વગેરે કેટલીક પ્રાચીન ભાષાઓને એ બાધ આવતો નથી. ફારસી અને અરબીમાં કાંઇક એ તત્ત્વને વિરોધી અંશ છે. પરંતુ સંસ્કૃત તો સર્વાંશે ઉચ્ચારાનુલેખનને યોગ્ય બંધારણવાળી ભાષા છે. અને ગુજરાતી હેની પુત્રી ( અથવા પ્રાકૃત મારફત આવ્યાથી દૌહિત્રી ) હોવાને લીધે હેનું સ્વરૂપ પણ ઉચ્ચારાનુલેખનનું તત્ત્વ અનુકૂળ રીતે પોતામાં સમાવી સકે એમ છે: એટલું જ નહિં પણ હેનું ખાસ સ્વરૂપ જ એ તત્ત્વની માગણી કરેછે ને એ તત્ત્વનો વિનાશ થતો રોકવા માટે આક્રોશ કરેછે,—જો તે માટે આપણે શ્રવણશક્તિ વાપરિયે તો. સંસ્કૃતવર્ણો જ ગુજરાતીમાં દાખલ થયાછે; અને પાણિનિયે સ્થાપેલાં સ્થાનો જ હોઇ સકે—એ કાંઇક લક્ષ્યલક્ષણના સંબન્ધમાં સ્થાનવિપર્યાસ કરનારી દલીલમાં પણ આ ઉચ્ચારાનુલેખનના તત્ત્વનો ગર્ભિત અને પર્યાયાન્તરથી સ્વીકાર સમાયછે.

**પાશ્ચાત્ય ભાષાઓ અને આપણી ભાષાઓ વચ્ચે ઉચ્ચારાનુલેખન સંબન્ધે ભેદ.**

આ તત્ત્વનું દર્શન મરહૂમ નવલરામભાઈ ને સ્વાભાવિક રીતે થયેલું હોઇ હેમણે સ્પષ્ટ રીતે સ્વીકાર્યુંછે. બુકકમિટીના જોડણીના નિયમોનું અર્થગ્રહણ કરતાં એઓ લખેછે:—*

**ઉચ્ચારાનુલેખનનું તત્ત્વ વિદ્વાન્ ચિન્તકો-એ સ્વીકાર્યુંછે.**

"આ રીતની જોડણીની એક એવી અસર થઇછે કે કહેવું, કહે-છે, વગેરે જે જોડણી હાલ પસરીછે તે ઉપરથી ઉચ્ચાર પણ કેટલાએક વાંચનારાઓ ખોટા કરેછે અને કેટલાએક મહેતાજીઓ એવા ઉચ્ચાર શીખવવા એમ પોતાની ફરજ સમજેછે. બીજું **બોલવું તેમ જ લખવું એ જ આપણી લિપિનું લક્ષણ** છે તેમાં આ નિયમથી એક મોટો વિરોધ આવીને પડેછે." વળી બીજે સ્થળે:—‡"કેટલાએક બોલાયછે

* નવલગ્રંથાવલી ભા. ૩ જો પૃ૪. ૧૮.

‡ નવલગ્રંથાવલી ભાગ ૩ જો. પૃ૪. ૦૨.

તે પ્રમાણે જ લખવું એમ કહેછે. **અને ખરું જોતાં આપણી લિપિની રૂઢિને એ વિચાર જ અગત્યનો છે.**"

મ્હોટાં ટાઇપ મ્હેં મૂક્યાંછે, તે વાક્યની સ્પષ્ટતા સ્વતઃસિદ્ધ છે. અલબત એ તત્ત્વનો સર્વાંશે વ્યવહારમાં પ્રવેશ એઓ કરાવી સક્યા ન્હોતા, તે 'મ્હોટા' ને બદલે 'મોટા' વગેરે પ્રયોગોથી જણાયછે. પરંતુ તે કાળની સંસ્થિતિનું પરિણામ હતું. અને આ તત્ત્વ હેમણે સ્વીકાર્યું હતું તે તો ઉપરના વાક્યમાં હસ્તામલકવત્ પ્રત્યક્ષ છે. વિશેષ પુરાવો એ હકારના વિષયમાં જ હેમના પોતાના વચનમાં મળેછે. જોડણી વિશેની ચર્ચામાં પૂરવણી પ્રશ્નો વિશે બોલતાં હેમણે *મ્હારું, મ્હોડું, પ્હેલું, ન્હાનું, મ્હોટું, હમે, ત્હમે, વગેરે શબ્દોમાં હકાર વિશે સવિસ્તર ચર્ચા કરીછે ત્હેમાં હકારનું અસ્તિત્વ સ્વીકારી તે કોઇ પણ રીતે પ્રદર્શન કરવા તરફ મત આપ્યોછે,-માત્ર એ હકારના સ્થળનો નિર્ણય કરવામાં હેમણે જુદી રીતની ભલામણ કરીછે. આ સ્થળનિર્ણય માટે મ્હારા જોડણીના પુસ્તકમાં સાગ્ર અવલોકન કરીને વસ્તુસ્વરૂપ બતાવવાનો પ્રયત્ન કર્યોછે તે તે સ્થળે જોઈ લેવાની વિનંતી છે.

આ તત્ત્વનો સ્વીકાર કવિ **નર્મદાશંકરે** પણ સ્પષ્ટ શબ્દોમાં કરેલો છે. નર્મકોશ, મુખમુદ્રા પૃ. ૠમાં લખેછેઃ—

"લેખનશુદ્ધિ વિશે જ્યહારથી મ્હેં ગ્રન્થ લખવા માંડ્યા ત્યહારથી જ બોલવું ત્હેવું જ લખવું એ જ વિચારને મૂળ ધોરણ માનતો આવ્યો છઉં. બે ત્રણ વાર નિયમ પણ બાંધ્યા હતા પણ તે પ્રમાણે સર્વત્ર વર્તવા વિશે મ્હેં સ્પૃહા રાખી નથી. ત્રણેક વર્ષ થયાં જૂનાં પુસ્તકો વાંચવામાં ને શબ્દોની વ્યુત્પત્તિ શોધવામાં મ્હેં આનન્દ માન્યોછે તે ઉપરથી પણ મ્હારા પ્રથમ વિચારને પુષ્ટિ મળીછે કે બોલવું ત્હેવું જ લખવું. પછી રૂપાન્તર મૂળને મળતું આવતું હોય કે ના હોય".

હાને એક ફૂટનોટથી કાંઇક વિશિષ્ટતા અપાઇછે કે પરસ્પર સંગતિવ્યવહારની વૃદ્ધિ, ગ્રન્થકારોની સંખ્યામાં વધારો, અનેક કોશગ્રન્થની રચના, પ્રાન્તપ્રાન્તની ભાષાનું સંમિશ્રણ, વગેરે સ્થિતિ આવતા સુધી લેખનશુદ્ધિના અવિચળ નિયમ બન્ધાવા કઠણ છે. પરંતુ હવે કાલક્રમે એ બધી બાબતમાં દશા ફરીછે, તેતો જૂદી વાત છે, પણ ઉચ્ચારાનુસાર લેખનનું તત્ત્વ ઇષ્ટ ગણવામાં **નર્મદકવિ** પણ શામેલ થયાછે એ મુખ્યવાત ડગતી નથી. વળી એઓ સ્પષ્ટ લખેછેઃ—(નર્મકોશ, મુખમુદ્રા, પૃષ. ૠ) "વર્તમાનકાળમાં ઉચ્ચારણ પ્રમાણે જ લખવા ઉપર લક્ષ રાખ્યેથી લેખનશુદ્ધિ પોતાની મેળે જ યથાસ્થિત થશે."

આ મતે 'હવણાં' ને બદલે 'અહુણાં' વગેરે પ્રયોગો અયોગ્ય જ ગણાય, ને તે વાજબી છે.

મરહૂમ **માધવલાલ હરિલાલ દેસાઇયે** પણ આ ઉચ્ચારાનુલેખનનું તત્ત્વ સ્વીકાર્યું-

---

* નવલગ્રંથાવલી ભાગ ૩ જો. પૃષ ૨૭.

છે. મ્હારો, ત્હારો, વગેરે પ્રયોગોનો પક્ષ સ્વીકારવાનાં કારણો બતાવતાં એઓ એક સ્થળે *લખેછે:—

"એટલે ગુજરાતીમાંથી હ ને હાંકી કાઢવો એ અશાસ્ત્રીય છે. ઉચ્ચાર અને વ્યુત્પત્તિની વિરુદ્ધછે, અને તે કારણથી પસન્દ કરવા જેવું નથી. કોઇ પણ શબ્દની જોડણી નક્કી કરતાં ત્હેના ઉચ્ચાર પર પ્રથમ ધ્યાન આપવું જોઇયે, અને ઉચ્ચાર એક કરતાં વધારે થતો હોય ત્હારે વ્યુત્પત્તિ કયા ઉચ્ચારને ટેકો આપેછે તે જોવું જોઇયે. જ્યહાં ઉચ્ચાર અને વ્યુત્પત્તિ ચોખ્ખી રીતે મળતાં હોય ત્યહાં તો કોઇ રીત્યની તકરાર હોવી જ ન જોઇયે".

આ અભિપ્રાય ઉપર એઓ મ્હારાથી સ્વતન્ત્ર રીતે જ આવેલા જોઈને મ્હને એક રીતે સંતોષ થયો હતો, અને સુદર્શન (ડીસેમ્બર ૧૮૯૯) ના અંકમાં પૃષ્ઠ ૭૧મે આ ઉપર ઉતારેલા વચન વિશે મ્હેં આમ ઉદ્‌ગાર કર્યા હતા:—

"અન્તની પંક્તિયોમાં જોડણી વિશે જે તત્ત્વો (ચાલતો ઉચ્ચાર અને વ્યુત્પત્તિ) તથા તે તત્ત્વોના સંબન્ધ શાળાપત્રે સ્વીકાર્યાછે તે જોઈ મ્હને એક જાત્યનો આનન્દ થાયછે. કેમકે આજથી દસ વર્ષ ઉપર એ જ તત્ત્વોની હિમાયત મ્હેં કરી હતી અને જો કે તેથી આરમ્ભમાં કાંઇક ખળભળાટ ઉત્પન્ન થયો હતો, અને પછી વળી એ હિમાયત અરણ્યરુદિત થવાનો ભય જણાતો હતો, તોપણ કાલક્રમે શિષ્ટ લખાણોમાં એ તત્ત્વોનો આચારથી ધીમે ધીમે સ્વીકાર થઈ જઈ અન્તે શાળાપત્ર જેવા જવાબદારી વાળા માસિકમાં એ તત્ત્વો સ્પષ્ટપણે વિચારમાં તેમ આચારમાં પણ સ્વીકારવામાં આવ્યાંછે."

**ઉચ્ચારાનુલેખનનું તત્ત્વ કપટના તિરસ્કારમાંથી ઊપજેલું છે.**

સારાંશ એ કે ઉચ્ચારાનુલેખનનું તત્ત્વ તો વાસ્તવિક અને સ્વીકારયોગ્ય છે. અને હેમાં આશ્ચર્ય નથી. સત્ય, વ્યવહારમાં સત્યનો ઉપયોગ, પ્રમાણિકપણું, કપટનો તિરસ્કાર,— એ વૃત્તિ આ તત્ત્વના બીજમાં ગુપ્ત રૂપે રહીછે; એ વૃત્તિનું કૃતિમાં આવનારું સ્વરૂપ એ તત્ત્વછે. ખોટો વેસ ધારણ કરીને ઠગનારની જે સ્થિતિ તે ઉચ્ચારભિન્ન જોડણીમાં દેખા દેનાર શબ્દની સ્થિતિછે. બોલવું 'ડોશી', 'મ્હોટું' વગેરે અને લખવું 'ડોસી' 'મોટું' વગેરે એ આ રીતે એક જાત્યનું બુદ્ધિવિષયક કપટ જ છે.

**લખાતી જોડણીનો પ્રત્યાઘાત ઉચ્ચાર ઉપર થશે?**

**કૃત્રિમ જોડણીને જીતી સ્વાભાવિક ઉચ્ચાર પોતાનું બળ સ્થાપેછે.**

એ ખરું છે કે કાળે કરીને લખાતી જોડણીની અસર,—હેનો પ્રત્યાઘાત—ઉચ્ચાર ઉપર થવાનો સંભવછે. પરંતુ વસ્તુસ્થિતિ શું બતાવેછે? 'મોટું', 'મારું', 'બેસીને', 'ડોસી', ઇત્યાદિ રૂપો વાંચનમાળા વગેરેમાં આટલા વખતથી દાખલ થયા છતાં,—છોકરાં શીખવાના આરમ્ભકાળમાં તદ્રૂપ ખોટા ઉચ્ચાર કરેછે, તોપણ પરિણામે અને બોલવાના વ્યવહારમાં સ્વાભાવિક ઉચ્ચાર ઉપર જ પાછાં એ જાયછે—; અને મ્હોટી ઉમરના વર્ગમાં અદ્યાપિ વ્યવહારમાં તો હકાર શકારવાળા ઉચ્ચાર કાયમ રહ્યાછે. આ સ્થિતિ સહજ સૂચવેછે

* ગુજરાતશાળા પત્ર પુસ્તક ૩૭ મું. અંક ૫ મો, મે ૧૮૯૮ પૃષ્ઠ ૧૫૦.

કે કૃત્રિમ જોડણીનો પ્રત્યાઘાત ઉચ્ચાર ઉપર નથી થયો, અને હેતું કારણ એ ઉચ્ચારની સ્વાભાવિકતા અને વ્યુત્પત્ત્યનુસાર સ્વરૂપ એ જ. પછી હજી સમય જતે ઉચ્ચાર જ જોડણી જેવો થઈ જશે તો જુદી વાત છે, અને ત્હેમાં કાંઈ શોકનું કારણ નથી. પરંતુ હાલ જ્યહાં સૂધી એ પ્રત્યાઘાત થયો નથી–ખોટી જોડણીએ ખરા ઉચ્ચારને પોતાના સ્વરૂપમાં ભેળવ્યો નથી—ત્યહાં સૂધી ઉચ્ચાર પ્રમાણે જ જોડણી, વ્યુત્પત્તિથી ટેકો મળનારી જોડણી, પ્રયોગમાં આણવાનો ટૂંકો, સીધો, સત્યપર, પ્રમાણિક માર્ગ શા માટે ના સ્વીકારવો ?

**ઉચ્ચારાનુલેખન એ નવીન માર્ગ નથી.**

અને આ phonetic spelling—ઉચ્ચારાનુસાર જોડણી—તે કાંઇ આજ કાલ્યનો નવો ઊભો કરેલો માર્ગ નથી. હેનું તત્ત્વ તો આજથી તેત્રીસ વર્ષ ઉપર નવલરામભાઇયે અને કવિ નર્મદાશંકરે અસંદિગ્ધ શબ્દોમાં સ્વીકાર્યું હતું. અને વ્યવહારમાં પણ જૂના કાળથી બહુધા એ પ્રકાર પ્રચરિત હતો,—જો કે હેમાં વર્ણના સ્થળપરત્વે અનિયમિતપણું હતું. જૂના જમાનાના લોકો 'મહારૂં', 'માહારું', 'તેહેને', વગેરે ગમે તે રીતે લખી હકાર ગમે તે સ્થળે મૂકતા હતા, પરંતુ હકારનો સ્વીકાર કરતા હતા. હોપસાહેબની વાંચનમાળા દાખલ થઈ ત્હેની પૂર્વે આ પદ્ધતિ કાંઈક પ્રચારમાં હતી એમ જણાયછે. નવલરામભાઈની હકારની ચર્ચામાં લખેલું છે કે હકાર પોતાની પ્હેલાંના વ્યંજન જોડે જોડી દેવાની રીત્ય (બ્હેન, પ્હેલું—વગેરે જેવી) "ઓર્ડના વખતમાં કેટલાએક શબ્દોમાં ચાલવા માંડી હતી અને નર્મદાશંકરે તો હેને સર્વત્ર વાસ આપ્યોછે".*–તેમ જ અહ્મે, તહ્મે, ઇત્યાદિ લખવાની રીત્ય "ઓર્ડના વખતમાં ચાલતી, અને 'ગુર્જરી ગદ્યના પિતા' રણછોડદાસ ગિરધરભાઈની પ્રસાદી જણાયછે." †મ્હારા 'કુસુમમાળા' નામના કાવ્યસંગ્રહમાંની જોડણી વિશે લખતાં રા. બ. ગોપાળજી સુરભાઇએ એ પદ્ધતિને સંકુલ અને નિરુપયોગી કહેવાની સાથે કબૂલ કર્યું હતું કે હેમાંના કેટલાક પ્રકાર એક જમાના પૂર્વે (એ અભિપ્રાય ઈ. સ. ૧૮૮૯માં આપ્યો હતો તેથી આજથી આશરે એ જમાનાના શુમારમાં) પ્રચારમાં હતા.

તેમ જ, બુદ્ધિપ્રકાશ ચોપાનિયું જન્મ પામ્યું તે વખતનો લખાણનો નમૂનો આ પ્રમાણેછે:—

"આ ચોપાનીયું છાપનારાઓની એવી ખાતરી થઇછે, કે જે દેશમાં બોલીનું કંઈ ઠેકાણું નથી, તરેતરેવાર ચોપડી થએલી નથી, લોકોનું મન વિદ્યા તરફ લાગેલું નથી, ને તેને લીધે વિદ્યા એ શી વસ્તુ છે, તે ભણ્યાથી શા શા ફાએદા થાયછે, એવા દેશમાં સુળ-

---

* નવલ ગ્રંથાવળી ભાગ ૩ જો. પૃ. ૨૭.

નર્મદાશંકરે કોશના વખતથી મ્હારું, અમ્હે–ઇત્યાદિ રૂપ લખી હકારનું દર્શન અક્ષરની નીચે બિન્દુ મૂકીને ઠરાવ્યુંછે, પણ હેનું અસ્તિત્વ સ્વીકાર્યુંછે જ.

† નવલગ્રંથાવળી ભાગ ૩ જો. પૃ ૨૮

પગરણમાં કંઈ બુદ્ધિ ઉઘડે, લોકોના વહેમ જાય, ને વિદ્યા ભણવા તરફ ચીત લાગે, લોકોની આંખ્યો ઉઘડે, કે વિદ્યા તે શું છે, પથરા છે, દેખાળા છે શું? એવી એવી મ્હોટી મ્હોટી અનેક તરેનીવાતો માંહી આવે એવું ચોપાનીઉં થઆ વગર દેશમાં સુધારો થાઅ લોકો સમજીને ડાહ્યા શાણા વિચારવંત ગ્નાની વિદ્વાન થાઅ એવું થવું મુસ્કેલ છે".§

બુદ્ધિપ્રકાશ તા. ૧૫ મી મે ૧૮૫૦ ને દિવસે પ્રથમ નીકળ્યું હ્વેની પ્રસ્તાવનામાંથી આ ઉતારો છે. હેમાં 'વહેમ', 'મ્હોટી', 'આંખ્યો',-એ શબ્દો પ્રસ્તુત ચર્ચાને સંબન્ધે ધ્યાન ખેંચેછે. અલબત એ સમયમાં જોડણી અવ્યવસ્થિત હતી તે તો સ્પષ્ટ જ જણાયછે. પરંતુ ઉચ્ચારાનુસાર લખવાનો પ્રયત્ન તે વખતે હતો એ ઉઘાડું છે; પછી આધુનિક સાહિત્યના આરમ્ભકાળને લીધે લેખનપદ્ધતિમાં એકધારી વ્યવસ્થાનો અભાવ હતો તે જુદી વાતછે. કહેવાનો હેતુ એટલો છે કે હાલ જે વ્યવસ્થા માટે હું પ્રયાસ કરુંછું હ્વેમાંનાં બીજ કેવળ નવીન કલ્પનારૂપ નથી. તેમ જ ઉપરના પૅરૅગ્રાફ્માં કહી ગયા પ્રમાણે હજી પણ એ ઉચ્ચારો—હકાર, લઘૂચ્ચારણ યકાર, વગેરે—શિષ્ટ વર્ગના વ્યવહારમાંથી લુપ્ત થયા નથી. તો તે સ્થાપિત કરવામાં ડહાપણ તેમ જ સત્યાનુસરણ સમાયુંછે. ( પ્રસંગવશાત્ નોંધુંછું કે 'થઆ', 'થાઅ' એ પ્રયોગોમાં અકાર છે તે પૂર્વે પ્રાકૃતકાળમાં લઘુપ્રયત્ન યકારને સ્થળે અકાર લખાતો હતો હ્વેનો અવશેષ હોવાનો સંભવ છે. *પરંતુ તે પ્રકાર 'ભણ્યા' વગેરેમાં પણ દાખલ કરેલો જણાયછે. તેમ વળી 'થાઅ' એમ પણ જોડણી કરેલી દેખાયછે, તેથી વ્યવસ્થા બરોબર તે સમયમાં ન્હોતી એતો ખરું જ. પરંતુ ઉપર નીપજાવેલાં અનુમાનોને એથી બાધ નથી આવતો તે હમણાં જ કહી ગયોછું.

હકારને વિશે મરહૂમ ટેલર સાહેબનો હેવો વિચાર હતો કે-'પેહલો' વગેરે લખવું. અને ઉતાવળથી એ હકાર અર્ધો બોલાયછે માટે તે કાઢી નાંખવો અથવા આઘો ખસેડી નાંખવો ના જોઇએ'. +આમ કોઇ પણ રીતે હકારનું પ્રદર્શન કરવા તરફ મત તો હતો જ. પછી હેના સ્થળ સંબન્ધે મતભેદની જુદી વાત છે. ઉચ્ચારાનુલેખનનું તત્ત્વ સ્વીકારાયું હતું એટલું જોવાનું છે. અને હોપસાહેબે આ હકારનો ત્યાગ વાંચનમાળામાં કર્યો હ્વેનું કારણ

---

§ આ ઉતારો રા. રમણભાઈના 'ગુજરાતી સાહિત્યનું હાલનું વલણ' એ નિબન્ધમાંથી લીધોછે. ( કવિતા અને સાહિત્ય-પૃ. ૭૦૦ ), અને હેમાં જોડણી વગેરે યથાવત્ છે એમ રા. રમણભાઇયે તે સ્થળે કહ્યુંછે.

* **अवर्णो यश्रुतिः** સિદ્ધહેમચન્દ્ર ૮-૧-૧૮૦ ક, ગ, જ, ચ ઇત્યાદિનો, સ્વર પછી આવતાં, અસંયુક્ત હોય તો, અને અનાદિ હોય તો, લોપ થતાં શેષ રહેલો અવર્ણ, ( અર્થાત્ અ તથા આ ) લઘુપ્રયત્ન યકાર જેવો સંભળાયછે. એમ છે. એટલે **नगरम्** નું **नअरं**, **नयनम्** નું **नअणं** વગેરે થતાં હેમાંના અકારનો ઉચ્ચાર લઘૂચ્ચારણ ય જેવો થાયછે. તે ય અક્ષરના લખતાં અ અક્ષર જ લખાતો, પણ એ અનો આકાર કાંઇક જુદી રીત્યનો લખાતો, લઘુપ્રયત્ન યકાર છે એમ જણાવવાના હેતુથી, એમ કાંઇક ભાસ થાયછે.

+ નવલગ્રંથાવળી ભાગ ૩ જો. પૃ૪. ૨૪.

સોધીશું તો હેમાં પણ ઉચ્ચારાનુલેખનનું તત્ત્વ તો આવશે જ. હકાર ગુજરાતમાં સુરત શિવાય બીજે કહિં બોલાતો જ નથી એમ માનીને હકાર એઓએ કાઢી નાંખ્યો હતો. અર્થાત્ ગુજરાતના મ્હોટા ભાગમાં ઉચ્ચાર થાય તે પ્રમાણે લખવું એ તત્ત્વ તો સ્વીકારાયું જ. ભ્રમ માત્ર ઉચ્ચારના પ્રચારની વસ્તુસ્થિતિ બાબત થયો. કેમકે હકાર સર્વત્ર બોલાયછે જ. નવલરામભાઇયે આ વાત પોતાની ચર્ચામાં સવિસ્તર જણાવીછે.† અહિં ઉતારો કરીને લંબાણ થઈ જાય એમ છે.

પરંતુ આમ જોડણીની વ્યવસ્થા સુસ્થાપિત કરવાની સ્હામે કેટલાક લોકો જુદી જુદી તરેહના વાંધા આણેછે, એ વાંધાના વિશેષ સ્વરૂપમાં ઊતરતા પ્હેલાં હેનું સામાન્ય વર્ગીકરણ એ પ્રકારના વિભાગમાં આણી સકાયછેઃ—

**જોડણી વ્યવસ્થિત કરવા સ્હામે વાંધા**

(૧.) ઉચ્ચારભેદ (એકાર ઓકારના બબ્બે ઉચ્ચાર; ચ, છ, જ, ઝ, ના બબ્બે ઉચ્ચાર; ય, વ, હ ના બબ્બે ઉચ્ચાર; ડ, ઢ, ના બબ્બે ઉચ્ચાર; અનુસ્વારના બે ઉચ્ચારઃ એમ ઉચ્ચારભેદ) છે ખરા, પરંતુ તે લેખનપદ્ધતિમાં દર્શાવવાની જરૂર નથી અથવા એ ભેદનો નિર્ણય કરવામાં તેમ જ દર્શાવવામાં મુશ્કેલીઓ નડેછે. અને (૨) હેવા ઉચ્ચાર ભેદ જ છે નહિં.

**ઉચ્ચારભેદ-એકાર ઓકારના; ચ, છ, જ, ઝ, વગેરેના-છે જ નહિં, એ કલ્પિત વાંધો.**

હામાંનો બીજો વિભાગ તો વસ્તુસ્થિતિનો કેવળ અનાદર કરેછે અને આ પ્રશ્નનો ટૂંકામાં જ નિકાલ આણવા જાયછે. તેમ આપણે કરીશું તો કાં તો ખરી હાલત જોવાની આપણી અશક્તિ અથવા અનિચ્છા અને હેને પરિણામે અસરલતા સૂચિત થશે. ઉચ્ચારભેદ છે જ નહિં એમ કોઇ આગ્રહ રાખશે તો હેનો નિર્ણય એકની હા અને બીજાની નાથી થવાનો નથી. એ નિર્ણય કરવાની જરૂર જ હોય તો ખરો માર્ગ એ છે કે યોગ્ય વિદ્વાનોની કમિટી નીમાય અને તે જનસમુદાયમાં, શિક્ષિત શિષ્ટ વર્ગમાં ફરી, સૂચક પ્રશ્નો પૂછ્યા વિના, સહજ અવલોકન કરી વસ્તુસ્થિતિનો તપાસ કરીને જણાવે. એ કમિટીએ શા ધોરણે તપાસ કરવી, ક્યહાં ક્યહાં તપાસ કરવી, એ સર્વ ઝીણી પણ મહત્ત્વની વાતોનો વિસ્તાર આ સ્થળે કરવાની જરૂર નથી. પ્રસંગ આવે તો તે સર્વનો નિશ્ચય કરવાને અવકાશ ઘણો એ છે. રા. કમળાશંકરે આ વિષયમાં કાંઇક તપાસ કર્યાનું હેમના સંવત્ ૧૯૬૧ ના કાર્તિકના ‘વસન્ત’માં ચાલેલા લખાણથી જણાયછે; પરંતુ તે તપાસ યથાઘટિત થઈ સકી નથી એ હેમના લખાણથી જ જણાયછે અને સં. ૧૯૬૧ ના માઘના ‘વસન્ત’માં મ્હેં તે બતાવ્યું જ છે. માત્ર થોડાક જ ગૃહસ્થોને લખીને પૂછી, લખેલો અભિપ્રાય મંગાવ્યાથી સિદ્ધિ નથી,—એ ગૃહસ્થો આ વિષયમાં બધાએ અધિકારી હોય તોપણ લખેલા અભિપ્રાય મંગાવ્યા પછી પણ રૂબરૂ (તટસ્થ અથવા બધા મતના પ્રતિનિધિભૂત કમિટી આગળ) એ ગૃહસ્થોને પ્રશ્નમાળા—પૂછી પૂછી તારતમ્ય જોવું એ હાવી સર્વ તપાસનું આવશ્યક

---

† નવલ ગ્રંથાવલી ભાગ ૩ જો પૃ. ૨૬-૨૭.

અંગ છે, તો ઉચ્ચારના સ્વરૂપ જેવા ઝીણા વિષય માટે તો સવિશેષ રીતે આવશ્યક છે. પરંતુ એ અપૂર્ણ અને એકદેશી તપાસના ફળમાં પણ એટલું તો જણાઈ ગયુંછે કે શિષ્ટ વર્ગમાં પણ અમુક અક્ષરોના બબ્બે ઉચ્ચાર પ્રચરિત છે. પછી ત્હેને ગ્રામ્ય ઠરાવીને પતવી દેવાથી વિષયાન્તરતા સિવાય બીજું પરિણામ નથી આવતું.

પ્રથમના વિભાગ—ઉચ્ચારભેદ છે, પરંતુ નિર્ણય કરવામાં તથા દર્શાવવામાં મુશ્કેલીઓ નડેછે એ વાંધા-ની પરીક્ષા કરવામાં જોડણી વિરુદ્ધના મુખ્ય વાંધાઓના વિશેષ સ્વરૂપમાં ઊતરવાનો પ્રસંગ આવેછે, તો તે ક્રમ ઉપર હવે જવું પડશે.

**ઉચ્ચારભેદ છે પણ નિર્ણય કરવામાં તથા દર્શાવવામાં મુશ્કેલીઓ છે;—એ વાંધો.**

એ વાંધાઓ નીચે પ્રમાણે જણાયછે:—

(૧) અંગ્રેજી વગેરે ભાષાઓમાં phonetic spelling–ઉચ્ચારાનુસાર જોડણી સ્વીકારાઈ નથી.

(૨.) જોડણી જેવા વ્યાવહારિક વિષયમાં વ્યવસ્થા, નિયમ, વગેરે આણવાની શાસ્ત્રીયતા અસ્થાને આવેછે.

(૩.) ગુજરાતી ભાષામાં કોશ સુસ્થિત જોડણીવાળો જ્યહાં સૂધી નહિ થાય ત્યહાં સૂધી જોડણીની નિશ્ચિતતા નહિ આવી સકે.

(૪.) આ નવી પદ્ધતિની ભલામણને પરિણામે પ્રાન્તભેદનો ઝઘડો પુન: જાગૃત થવાનો ભય છે.

(૫.) ઉચ્ચારભેદ વિવિધ પ્રકારના છે તેથી તે દર્શાવવાને અનેકાનેક ચિહ્નો યોજવાં પડશે અને તે બહુ મુશ્કેલ વાત છે.

(૬) સર્વમાન્ય નિયમો થઈ સકશે નહિ.—

કેમકે–

(**क**) ઉચ્ચાર અનિશ્ચિત છે.

(**ख**) વ્યુત્પત્તિનું અજ્ઞાન અને જ્ઞાન પ્રાપ્ત કરવાની મૂશ્કેલીઓ છે.

અને–(**ग**) પ્રાન્તિક ઉચ્ચારભેદ.

**પ્રથમનો વાંધો લઇયે.—અંગ્રેજી** અને હેવી ભાષાઓમાં ઉચ્ચારાનુસાર લેખન નથી, તે માટે આપણી ભાષામાં તે પ્રકાર અશક્ય છે અથવા અનિષ્ટ છે, એ દલીલ યથાન્યાય નથી. ઉપર હું કહી ગયો જ છું કે એ પાશ્ચાત્ય ભાષાઓ તથા બીજી કેટલીક ભાષાઓનું જાતિબંધારણ જ જુદા પ્રકારનું છે, અને સંસ્કૃત અને ત્હેમાંથી ઉત્પન્ન થયેલી ભાષાઓનું બંધારણ જુદા પ્રકારનું છે.પ્રથમ કહેલી ભાષાઓને ઉચ્ચા-

**અંગ્રેજી વગેરે ભાષાઓમાં ઉચ્ચારાનુલેખન નથી.**

રાનુસાર લેખનનું તત્ત્વ પ્રતિકૂલ જેવું જ છે, અને પછી કહેલી ભાષાઓને એ તત્ત્વ પ્રતિકૂલ નથી એટલુંજ નહિં, અનુકૂલ છે એટલુંજ નહિં, પણ સ્વરૂપ જ એ ભાષાઓનું એ તત્ત્વ માગી લેછે. એ તત્ત્વનો સ્વીકાર ના થાય તો ઉલટી ભાષાના સ્વરૂપને પ્રતિકૂલતા આવે. મરહૂમ **નવલરામભાઈ**નો મત આ રીતિનો જ કાંઈક હતો તે "બોલવું તેમ જ લખવું એ જ આપણી લિપિનું લક્ષણ છે" એ હેમના વચનથી ઉપર હું સૂચવી જ ચૂક્યોછું. તેમજ આ પ્રશ્ન વિશે પાછલા ભાગમાં કહી ગયોછું તેટલું જ બસ છે. એક વાત ફક્ત ઉમેરીશ. અંગ્રેજી જેવી ભાષાઓમાં ઉચ્ચારાનુસાર લેખન કરવા જતાં શબ્દોનાં મૂળ જડવાં અશક્યવત્ થઈ જાય એમ છે, અને ચાલેછે તે જોડણી વ્યુત્પત્તિ દર્શાવવામાં બહુ મદદ આપેછે—એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. know (=જાણવું) શબ્દને ઉચ્ચાર પ્રમાણે લખવા જતાં હેની વ્યુત્પત્તિનું તથા સંસ્કૃત જ્ઞા ધાતુ જોડેના સંબન્ધનું દર્શન અશક્ય થવાનું. ફ્રેંચ ભાષામાં તો એથી પણ વિશેષ અન્ધકાર થઈ જવાનો ભય છે. eau (=પાણી)ના ઉચ્ચાર પ્રમાણે જોડણી કરે તો o એમ કરવી પડે. એટલે લૅટિન aqua ઉપરથી આવ્યાની વાત જાણવાનું સાધન તદ્દન નાબૂદ થાય. આથી ઉલટા પ્રકારની સ્થિતિ આપણી ભાષાની છે. આપણે તો 'પોળું' ને બદલે 'પ્હૉળું' લખિયે તો—ઉલટા વ્યુત્પત્તિ ઉપર સબળ પ્રકાશ પડવાનો, અને **સં. पृथुलम्**, પ્રા. **पहुलं** અને પછી પ્હઉલ, અને હામાં (અ ઉ હોવાને લીધે ઑ થવાથી) પ્હૉળું એ ક્રમની ઊંડી વીથિનું દર્શન મનોરંજક રીતે થવાનું. સારાંશ કે, અંગ્રેજી જેવી ભાષાઓમાં ઉચ્ચારાનુલેખનથી અનિષ્ટ ફળ થાયછે,—વ્યુત્પત્તિનો નાશ,—તે જ ધોરણે આપણી ભાષામાં એ તત્ત્વ આણ્યાથી ઇષ્ટ ફળ થાયછે,—વ્યુત્પત્તિનો પ્રકાશ.

**ઉચ્ચારાનુલેખનના સેવનથી ગુજરાતીમાં વ્યુત્પત્તિનું દર્શન સંભવેછે. અને અંગ્રેજી વગેરેમાં લુપ્ત થાયછે.**

બીજો વાંધો કાંઈક ગમ્ભીરતા, વ્યવહારકુશલતાના ગમ્ભીર વિચાર, ઉપર રચાયલો હોય એમ પ્રથમ ભાસ થાયછે. ભાષા તે કાંઈ ગણિત, કે ન્યાયશાસ્ત્ર (logic), કે ખગોળ, કે પદાર્થવિજ્ઞાન, કે હેવો વિષય નથી, કે હેમાં અચળ, એકધારા, નિયમો પ્રવર્તાવાય; મનુષ્યના નિત્યવ્યવહારનું સાધન ભાષા છે, તો હેમાં આમ નિયમોનાં બન્ધન આણવાં એ ડ્હાપણનું કામ નથી; હાવી દલીલો આ વાંધામાં જણાયછે §.

**જોડણી જેવા વ્યાવહારિક વિષયમાં નિયમની શાસ્ત્રીયતા અનુચિત છે; એ અયોગ્ય વાંધો.**

---

§ કાંઈક હાવી રીતની દલીલ ઈ. સ. ૧૮૮૮ ના જાન્યુઆરીના તા. ૪ થીના જ્ઞાનસુધા (સાપ્તાહિક) ના અંકમાં પ્રગટ થઈ હતી. "ગુજરાતી ચાલતી ભાષા છે," "સંસાર-વ્યવહાર અને વ્હેપારરોજગારનું લખાણ હેમાં થાય છે," "શબ્દો ઉતાવળે લખવાની જરૂર છે,"—હેવાં કારણો બતાવી મ્હારા 'જોડણી' વિશેના તે સાલમાં પ્રગટ થયેલા પુસ્તકમાં કરેલી સૂચનાઓ અસ્વીકાર્ય તરીકે જણાવી હતી. હેનો ઉત્તર એક ટૂંકા ચર્ચાપત્ર રૂપે તે જ સમયે મ્હેં આપેલો 'જ્ઞાનસુધા' માં 'જગાની તંગાસને લીધે' દાખલ ના થવાથી 'ગુજરાત ગેઝીટ પત્ર'માં મ્હેં મોકલ્યો હતો.

**એ વાંધામાં રહેલો તર્કદોષ.**

પરંતુ આ ગમ્ભીરાભાસી દલીલમાં સત્ય તત્ત્વ કેટલું છે તે તપાસિયે. પ્રથમ તો એ જ ભૂલ્ય થાયછે કે વિદ્યાનાં શાસ્ત્રના નિયમો તે જાણે કાંઇ એ નિયમોના વિષયની પૂર્વે ઉત્પન્ન થયેલી સ્વતન્ત્ર વસ્તુ ના હોય, અને પોતાના વિષયને પોતાના સ્વતન્ત્ર બળથી હલાવનાર ચલાવનાર શક્તિ ના હોય, એમ માની લેવાયછે; અને પ્રથમથી જ અસ્તિત્વમાં રહેલા એ વિષયોમાંથી હેમાં પ્રવર્તતાં તત્ત્વો તારવી કાઢી હેનું યથાઘટિત સ્વરૂપ દેખાય તે જ નિયમો છે, એ વાત વીસારી દેવાયછે.

**શાસ્ત્ર તે વ્યવહારથી સ્વતન્ત્ર અને વ્યવહારની પૂર્વે ઉત્પન્ન થયેલી વસ્તુ નથી.**

ભાષાનો જ દાખલો લઈશું તો, વ્યાકરણના નિયમ પ્રથમ રચાયા અને પછી ભાષા ચાલી એમ નથી, પરંતુ ભાષાનું અવલોકન કરી હેમાં વ્યાપી રહેલા નિયમોનું રચનાયુક્ત દર્શન કરાવવા ભાષા પછી વ્યાકરણ ઉત્પન્ન થયું એમ છે. Scientific–શાસ્ત્રીય, System–વ્યવસ્થા એ શબ્દોથી ભડકવાનું નથી; હાવા વિષયમાં શાસ્ત્રીયતા, વ્યવસ્થા, સંભવે જ નહિં; એ તો બન્ધનરૂપ થઈ પડે; શાસ્ત્રીયતા અને વ્યવહાર એ એની વચ્ચે તો વિરોધ જ છે;—આમ ભ્રમ રાખવાનો નથી. શાસ્ત્ર તે વ્યવહારથી સ્વતન્ત્ર વસ્તુ નથી. વ્યવહારની નીતિ ( practical politics ) અને શાસ્ત્ર એ પરસ્પર વિરોધી વસ્તુઓ નથી. વ્યવહારમાંથી જ શાસ્ત્રનાં તત્ત્વ ઉપજાવી કઢાયછે. વ્યવહારમાં તો compromise લે–મૂક, ત્યાગસ્વીકારનું તત્ત્વ હોય અને શાસ્ત્ર તો અવિચલ હોઈ હેમાં એ તત્ત્વ પ્રવેશ ના પામે એમ પણ શંકા કાઢવાનું કારણ નથી. પ્રસ્તુત શાસ્ત્રોમાં એ ત્યાગસ્વીકારનું તત્ત્વ પણ પ્રવર્તેછે. નિયમોના અપવાદ, પ્રતિપ્રસવ ( અપવાદના અપવાદ ), વિકલ્પ, ઇત્યાદિ પ્રકારો એ આ compromise–ત્યાગસ્વીકાર–ના તત્ત્વનાં જ સ્વરૂપો છે. શાસ્ત્રમાં એ તત્ત્વનો સ્વીકાર ના હોય તો સૃષ્ટિમાં જે વિવિધતાનું દર્શન છે હેને બદલે એકરૂપતાની જ અપેક્ષા રખાત. સૃષ્ટિની વિવિધતામાં નિયમોના અપવાદ અને હેમાં વળી સનિયમતા, પેટાનિયમો, વગેરે તત્ત્વોની પ્રવૃત્તિ સુવિદિત છે. સામાન્ય નિયમ એક પ્રકારનો હોય, પરંતુ કાંઇ પ્રતિબન્ધક અંશ બીજો પેસે એટલે તે નિયમ ના પ્રવર્તતાં બીજું પરિણામ ઉત્પન્ન થાય–આ પ્રકારનો શાસ્ત્ર સ્વીકાર કરે જ છે, ( વ્યવહાર ઉપરથી શાસ્ત્ર ઉત્પન્ન થાયછે એ ક્રમને લીધે જ ), અને એ પ્રકારમાં compromise નું તત્ત્વ જ સમાયલું છે.

**પરિપૂર્ણ કોશનો અભાવ.**

ત્રીજો વાંધો યોગ્ય કોશના અભાવ બાબતનો છે. પરંતુ હામાં પ્રથમ કોશ થાય અને પછી જોડણીનો નિર્ણય થાય એ ક્રમ ઉલટો થાયછે. Putting the cart before the horse—ગાડીને અવળી બાજૂએ ઘોડો જોડવા જેવું થાયછે. તેમ જ, કોશ રચવો ખરો પણ હેમાં શબ્દોની જોડણી શી રાખવી તે માટે તો કાંઇક નિયમ કરવા જ પડવાના, એ વિચારીશું તો, કોશ હોય તો જોડણીનો નિર્ણય થાય, આમ પરિણામશૂન્યતાવાળો અન્યોન્યાશ્રય ઉત્પન્ન થાયછે.

**એ વાંધામાં આયલો અન્યોન્યાશ્રય દોષ.**

હામાં આભાસનું તત્ત્વ હોય તે બાદ કરીશું, અને એમ ગણીશું કે કોશમાં જોડણી લખાઈ તે સામાન્ય વર્ગને સ્વીકારવા માટે નિશ્ચિત સાધન મળે, અને કોશમાંની જોડણી તો કાંઇ નિયમાનુસાર કરવાની જ, એટલું જ કહેવાનું

તાત્પર્ય આ વાંધા લાવનારાઓનું છે. તો એ તો એ વચનમાંથી જ ફલિત થયું કે કોશમાં જોડણી શી રાખવી તે માટે નિયમ સ્થાપિત કરવા જ પડશે અને તે કોશ રચવાની પૂર્વે જોડણીનાં શાસ્ત્રીય તત્ત્વની પરીક્ષા કરી તે પ્રમાણે નિયમ સ્વીકારવાની પ્રથમ આવશ્યકતા છે. એ માટેનો પ્રયાસ વ્યર્થ છે એમ બતાવવા માટે બહુધા કોશના અભાવની દલીલ આગળ કરવામાં આવેછે, અને ત્હારે જ હેમાં આભાસહીન અન્યોન્યાશ્રય દોષ આવેછે. એ દોષ ઉત્પન્ન થવાનું કારણ એ છે કે જોડણીના નિયમોની વ્યવસ્થા તે કોશની રચના માટેના એક મુખ્ય સાધન તરીકે હોઈ સાધકવર્ગને માટે છે, અને કોશ તો તે પછીથી વ્યવહારમાં પ્રયોગ કરવાને સ્થૂલ રૂપે માર્ગદર્શન કરનાર વસ્તુ સિદ્ધ પદાર્થનો ઉપયોગ કરનાર વર્ગને માટે છે, આ વિષય અને પાત્રાદિકની મર્યાદાનું અયોગ્ય મિશ્રણ અથવા વિસ્મરણ થઈ જાયછે. બાકી જોડણીના નિયમોની સુવ્યવસ્થાને અને નિર્ણયને અન્તે વ્યવહાર માટે નિશ્ચિતતા આણવાને અર્થે સુવ્યવસ્થિત કોશની આવશ્યકતા તો મ્હેં પ્રથમથી જ ઈ. સ. ૧૮૮૮ વાળા પુસ્તકમાં સ્વીકારીછે અને જોરથી દર્શાવીછે. ટૂંકામાં;—નિશ્ચિતતા માટે કોશ, પરંતુ નિર્ણય માટે નિયમોની પરીક્ષા અને વ્યવસ્થા,—અને પ્રથમ નિર્ણય સાધવા પછી હેને પરિણામે નિશ્ચિતતા, એ આ પ્રશ્નનું ખરું સ્વરૂપ છે.

**પ્રથમ જોડણીની વ્યવસ્થા અને પછી કોશ,—એ ખરો ક્રમ છે.**

ચોથો વાંધો—પ્રાન્તભેદના ઝગડાનો છે. આ વાંધો પણ પ્રથમાભાસે મ્હોટો છે. પરંતુ વિચાર કરતાં જણાશે કે એ તદ્દન અનિવાર્ય છે એમ નથી. જો આ જોડણીના પ્રશ્નનો કશો પણ નિર્ણય કરવો હોય, તો તો એ વાંધા માટે કાંઈક રસ્તો કાઢ્યા વિના છૂટકો નથી. નહિં તો પછી કશું પણ ના કરવું એ માર્ગ જ અવશિષ્ટ રહેવાનો. અલબત, ગુજરાતમાં જુદા જુદા પ્રાન્તોમાં અમુક શબ્દોના ઉચ્ચાર જુદી જુદી રીતે થાયછે, એ ખરી વાત છે. પરંતુ ત્હારે કરવું શું? શિષ્ટ લખાણ માટે જોડણી એક તો સ્વીકારવી કે નહિં? અને તે માટે હાવે પ્રસંગે ધોરણ એ જ રાખવું પડશે કે જે ઉચ્ચાર બહુ ભાગમાં શિષ્ટવર્ગમાં પ્રચરિત હોય, અને તે વ્યુત્પત્ત્યનુસાર હોય તે સ્વીકારવો. બહુમતનું તત્ત્વ બીજા વિષયોમાં જેમ વપરાયછે તેમ હામાં પણ વાપરવું પડશે. પ્રાન્તભેદના ઝગડાનો બાધોડ ઊભો થયોછે તે પણ કાંઈક સમઝફેરને લીધે. હમારા પ્રાન્તનો ઉચ્ચાર ખરો અને ત્હમારા પ્રાન્તનો ખોટો—એમ બનવાનો પ્રસંગ છે એમ માની લેવામાં આવેછે. પરંતુ એક પ્રાન્ત સ્હામે બીજો એમ નહિં, પરંતુ મ્હોટા ભાગ આગળ ન્હાના ભાગનો સ્વાભાવિક અનાદર-એમ પરિણામ આણવાનું છે.

**પ્રાન્તભેદનો ઝગડો**

**બહુ ભાગમાં પ્રચરિત ઉચ્ચાર સ્વીકારવો.**

આ સંબન્ધે આપણી પૂર્વે થયેલા વિચારશીલ વિદ્વાનોનો અભિપ્રાય જોતાં પણ આ

**ઈ. સ. ૧૮૭૨ માં બુકકમિટીએ બહુદેશી ઉચ્ચારના સ્વીકારનું ધોરણ કબૂલ રાખ્યું છે.**

વાંધાની વિરુદ્ધ જ પ્રમાણ મળેછે. ઈ. સ. ૧૮૭૨ પ્હેલાં શાળાખાતાની બુકકમિટીએ ઘડેલા નિયમો માંનો ૪ થો નિયમ નીચે પ્રમાણે છેઃ—

"ગુજરાતી શબ્દો ગુજરાતના ઘણા ભાગમાં જે પ્રમાણે બોલાતા હોય તે પ્રમાણે લખવા".

જે વ્યવસ્થા માટે હું આટલા વખતથી મથન કરુંછું તે વ્યવસ્થા મ્હારી પોતાની નથી, પણ હેના અંકુર આ બુકકમિટીના નિયમમાં જ છે એ હવે તો સ્પષ્ટ જણાશે એમ આશા છે.

**નવલરામભાઇયે પણ એ ધોરણ સ્વીકાર્યુંછે.**

નવલરામભાઇયે પણ આ ધોરણનું વાજબીપણું સ્પષ્ટરૂપે સ્વીકાર્યું-છે. આ નિયમનું અર્થગ્રહણ કરતાં એઓ નીચે પ્રમાણે કહેછેઃ—*

"આ નિયમ જેમ વાજબી છે તેમ હવે અર્થમાં ખુલ્લોછે" (ગુજરાતી શબ્દ એટલે મૂળ સંસ્કૃતમાંથી ઘણું રૂપાન્તર પામી થયેલા તદ્ભવ શબ્દો એમ અર્થ એઓ બતાવી-ને, પછી ઉપર પ્રમાણે કહેછે.) "પણ અમલમાં આણવો સહુથી અઘરો છે.+ ઘણા ભાગમાં કયું ઉચ્ચારણ સાધારણ છે તે જાણ્યા અગાઉ તે શબ્દ ગુજરાતના બધા ભાગમાં શી રીતે બોલાયછે તે જાણવું જોઇયે. એટલું જ્ઞાન થોડામાં જ હોઈ સકે. પણ એ બાબત કાંઇ પણ વિશેષ નિયમ આપવો એ અશક્ય છે, કેમકે જુદા જુદા ભાગમાં શબ્દ બોલ-વાની કાંઇ અમુક રીતિયો નથી. સુરત જીલ્લામાં બધે સ બોલેછે, ચરોતરમાં ક નો ચ, હ્રસ્વ ઇ ઉ નો લોપ, દીર્ઘ ઈ ઊ નો ગુણ વગેરે જે કાંઇ નિયમસર ઉચ્ચારભેદ છે તે નીચલા વર્ગના લોકોમાં જ છે, અને તેથી ફલાણા ભાગમાં આ નિયમપ્રમાણે ઉચ્ચાર થાયછે એમ કહી સકાતું નથી. એ તો દરેક ભાગના વતનીઓ એકઠા મળી દરેક શબ્દના રૂપ વિશે નિશ્ચય કરે ત્ય્હારે જ થાય. કમિટી એ ધોરણ મુજબ ભેગી થઈ હતી. અને તેથી જે શબ્દ ત્હેમણે મુકરર કર્યા તે પ્રમાણે જો શુદ્ધ છપાયા હોત તો આપણે કોઇ વાતની અડચણ રૂહેત નહિં. પણ તેમ થયું નથી ત્ય્હારે તો ઘણે ઠેકાણે શી રીતે કીધું-છે તે ઉપર નજર રાખવી જોઇયે.

---

* નવલ ગ્રંથાવળી પુ. ૩ જું પૃષ્ઠ ૧૬.

+ આ અઘરાપણું જનસમુદાયને માટે છે—એમ તાત્પર્ય છે, જેને માટે હેમણે અર્થ-ગ્રહણ આદર્યું હતું. પરંતુ જોડણીનો નિર્ણય કરવાનું કામ સ્વીકારીને તે પ્રયાસ આ-રમ્ભનાર અવલોકનશીલ સાધકમંડળને માટે અઘરો નથી.—માટે જ આ ઉતારામાં છેલ્લા વાક્યમાં કહ્યુંછે કે "તપાસ કરિયે તો તે કાંઇ ઘણું અઘરૂં નથી". આ રીતે એ અન્તના વચનમાં અને ઉપરના વચનમાં વિરોધ છે તે માત્ર આભાસ જ છે, વાસ્તવિક વિરોધ નથી.

"નિયમ તો કોઇ બરાબર નીકળી સકતો નથી. તે છતાં સુરત, ઉત્તર ગુજરાત, અને કાઠિયાવાડ, એ ત્રણ ગુજરાતના મ્હોટા ભાગ છે. અને એ ત્રણ ભાગની ભાષા કેટલીએક રીતે એક બીજાથી નોંખી પડેછે એ વાત યાદ રાખવી. હમે સાંભળ્યુંછે કે કમિટીએ પણ એ ભાષાના હેવા મ્હોટા ત્રણ વિભાગ જ પાડ્યા હતા. તેથી એ ત્રણે ભાગમાં હરકોઇ શબ્દ શી રીતે બોલાયછે ત્હેની તપાસ કરિયે તો તે કાંઇ ઘણું અઘરું પડે હેવું નથી."

**બહુદેશી ઉચ્ચાર સ્વીકારવો એ ધોરણ સંબન્ધે થયેલી ગેરસમઝ.**

આમ ત્યહારે મ્હારી સૂચનાને આ બે પ્રાચીન ટેકા છે. મ્હારી આ સંબન્ધે સૂચનાનું સ્વરૂપ કાંઈક ઉલટું સમઝાવાથી આ વિષયની ચર્ચામાં ખેદકારક વાદવિવાદને પ્રવેશ મળ્યો જણાયછે. સુરત, કાઠિયાવાડ, અને ગુજરાત તળ એ ત્રણ મુખ્ય વિભાગમાં પણ—મ્હોટાં શહેરોમાં પણ–જાતિ વગેરેના વર્ગપરત્વે ઉચ્ચારભેદ હોવાને લીધે માત્ર સ્થળનું જ ધોરણ બસ નહિં થાય એમ ગણીને શિષ્ટ વર્ગમાં ઉચ્ચારનો પ્રચાર એ તત્વ મ્હેં ઉમેર્યું, અને કહ્યું:- "ગુજરાતના પાટનગર અમદાવાદ અને તે આસપાસનાં સ્થળોમાં ઊંચા વર્ગોમાં બોલાતી ભાષા ઉપર લક્ષ અપાય તો ઠીક." આ સૂચનામાં 'તે આસપાસનાં સ્થળો' એમ સ્પષ્ટ છે તેથી માત્ર અમદાવાદને માટે કશો દુરાગ્રહપૂર્વક હક નથી કર્યો. તેમ જ તે ઉપર 'લક્ષ રખાય તો ઠીક' અર્થાત્ ઉચ્ચારની વ્યાપકતાનો તપાસ કરવામાં એ વાત માત્ર ધ્યાનમાં લેવી, જેથી કાંઇક ઝટ નિર્ણય થવાનો સંભવ છે, એટલો જ હેતુ હતો; બાકી તે ઉચ્ચાર તે જ સ્વીકાર્ય એમ તાત્પર્ય નથી. છતાં કાંઇક અમદાવાદનું નામ દઈને બલામણ થવાને લીધે તેમ જ ઉચિત શબ્દયોજના થવામાં કાંઈક ખામીને લીધે—એમ કેટલાકને ભ્રમ થયો કે અમદાવાદનો ઉચ્ચાર તે જ સ્વીકાર્ય એમ આગ્રહ પકડ્યોછે. પરંતુ આશા છે કે ઉપરના વિવેચનથી જણાશે કે તેમ નથી, મ્હોટા ભાગમાં શિષ્ટ વર્ગમાં થતો ઉચ્ચાર સ્વીકાર્ય અને ત્હેના નિર્ણયમાં સહાય થવા માટે અમદાવાદ અને તે આસપાસ અર્થાત્ તળ ગુજરાતમાં થતા ઉચ્ચાર તરફ લક્ષ રાખવું; કેમકે બહુધા તે ઉચ્ચાર મ્હોટા ભાગમાં થતા હોવાનો સંભવ છે, એમ મ્હારું માનવું હતું અને છે. પછી હેમાં કોઇ રીતે વસ્તુસ્થિતિમાં ફરક નીકળે તો આગ્રહ અમદાવાદ માટે નથી, પણ ગુજરાતના મ્હોટા ભાગ માટે, ત્હેમાં શિષ્ટ ઉચ્ચાર માટે. શિષ્ટ ઉચ્ચારણનું ધોરણ તો રાખવું જ પડશે; નહિં તો પછી શહેરોમાં પણ કેટલાક અશિષ્ટ વર્ગમાં 'નીચે' ને બદલે 'નેચે', 'ગુલાબ'ને બદલે 'ગલાબ', વગેરે બોલાય છે તે સ્વીકાર્ય થઈ જશે. આ વાત મ્હારા જોડણીના પુસ્તકમાં જણાવીછે.* તેમ નવલરામભાઇના ઉપરના ઉતારામાં પણ નીચલા વર્ગમાં થતા ઉચ્ચાર વિશે અનુલક્ષણ છે તે ઉપરથી હેમનું વલણ પણ શિષ્ટ વર્ગના ઉચ્ચાર તરફ જ જણાયછે. અને તે તો સર્વમાન્ય થશે જ. શ્રમ—મુશ્કેલી નહિં, પણ કાંઇક શ્રમ— માત્ર મ્હોટા ભાગના શિષ્ટોચ્ચારણની તપાસનો કેટલેક પ્રસંગે પડશે. પણ તે માટે તો મ્હેં સૂચવ્યું જ છે કે

**મ્હોટા ભાગમાં શિષ્ટવર્ગમાં થતો ઉચ્ચાર સ્વીકારવો.**

---

* જોડણી (ઈ. સ. ૧૮૮૮) પૃ–૩.

**કવિ નર્મદનો મત.** યોગ્ય બંધારણની કમિટીનું એ કામ છે. કવિ **નર્મદાશંકરનો** મત પણ શિષ્ટવર્ગના ધોરણ તરફ જણાયછે. એ લખેછે:—"સ્થળજાતિ પ્રમાણે ભિન્નપણુંછે. ત્યારે કિયું ઉચ્ચારણ તે સહુનું કહેવાય ? ઉત્તમ મધ્યમ કનિષ્ઠ એ પ્રમાણે લોકની સ્થિતિ કહેવાયછે ને મનાયછે; તો એ ક્રમ પ્રમાણે તે તે વર્ગના લોકનું સર્વત્વ સમઝવું ને એટલે (?) તેઓની ભાષા સમઝવી." "વર્તમાન-કાળમાં સામાન્યે વપરાતા શબ્દનું ઉચ્ચારણ **જે પ્રકારે ઉપલા વર્ગના લોક કરતા હોય તે જ પ્રમાણે છે."** (નર્મકોશ, મુખમુદ્રા. પૃ. ૠ. ફૂટનોટ બીજી). આ વિચાર પરભાષાના શબ્દ વિશેની ફુટનોટમાં મૂકયાછે પરંતુ પરભાષાને તો બહુ થોડે અંશે જ લાગૂ પડેછે; બહુ અંશે તો ગુજરાતી શબ્દોને જ યથાર્થ રીતે લાગૂ પડેછે.

**એકદેશી અને પ્રાન્તિક વચ્ચે ભેદ છે.** રા. કમળાશંકરે પ્રાન્તિક ઉચ્ચારનો વાંધો આણ્યોછે તે વિશે હું મ્હારા તે વિષયની ચર્ચામાં અન્યસ્થળે ઉત્તર આપી ચૂકયોછું. તે વિશે માત્ર એટલું જ કહેવું બસ થશે કે, અમુક પ્રાન્તમાં ઉચ્ચાર થાય તે બીજામાં ના થાય, તો ફલાણા જ પ્રાન્તનો ઉચ્ચાર તે સ્વીકાર્ય અને બીજો ત્યાજ્ય એમ ના થઈ સકે. ઉચ્ચારની વ્યાપકતાનો પ્રદેશ તપાસતાં મ્હોટા ભાગમાં કિયો પ્રચરિત છે તે જ જોવાનું છે. એકદેશિતા અને સર્વદેશિતા—એમ નહિં, પણ અલ્પદેશિતા અને બહુદેશિતા—એમ ઉચ્ચારના પ્રચાર માટે ધોરણ રાખવાનું છે. કેમકે સર્વદેશી ઉચ્ચાર તો હાવે ભેદને પ્રસંગે સંભવે જ નહિં. આ વાત ધ્યાનમાં રાખિયે તો આ વાંધાનું આ સ્વરૂપ બદલાઈ જાય. તેમ જ ઉપરનું સવિસ્તર વિવેચન ધ્યાનમાં રાખ્યાથી આ પ્રશ્ન વિશે આ મતભેદનું કારણ લુપ્ત થશે.

**જુદા જુદા ઉચ્ચારો માટે બહુ બહુ ચિહ્નો યોજવાં પડશે—એ વાંધો.** પાંચમો વાંધો—વિવિધ ઉચ્ચાર માટે અનેકાનેક ચિહ્નોની યોજના કરવી પડવાથી ઉત્પન્ન થતી મુસ્કેલીઓ બાબતનો છે. આ વાંધાનું પ્રગટ સ્વરૂપ રા. છોટાલાલ **નરભેરામના** પત્રમાં આવેલું છે. હેની પરીક્ષામાં આ વાંધો લાવનાર સર્વ કોઈની દલીલોની પરીક્ષાનો સમાવેશ થશે. એ પત્ર માર્ચ ૧૮૯૮ ના બુદ્ધિપ્રકાશમાં આવ્યોછે તે વિશે ઉપર ઉલ્લેખ કરી ચૂકયોછું. એ પત્રનો સાર એ જ છે કે એકાર ઓકારના પ્હોળા ઉચ્ચાર-નાં ચિહ્ન દર્શાવવા જઈશું, તો બીજા ઉચ્ચારભેદોને માટે પણ ચિહ્નો યોજવાં પડશે, અને તે હેવાં અનેકાનેક છે કે એ પ્રયાસ પ્રથમથી જ છોડી દેવો એ ઠીક. પરંતુ મ્હને લાગેછે કે હામાં થોડામાં ઘણો ભય અ-કારણ દીઠો જણાયછે. હેમને જ હિસાબે નીચેનાં ચિહ્નોથી વધારેનો પ્રસંગ જણાતો નથી:—

૧. એકાર તથા ઓકાર પ્હોળા બતાવવાનું ચિહ્ન.

૨. પોચા અનુસ્વારનું ચિહ્ન.

૩. ફારસી ઉચ્ચારો (ખાસ વર્ણો જેમકે ખે, કાફ (મ્હોટો) વગેરે) માટે ચિહ્નો.

૪. ચ છ જ ઝ ના પ્રાકૃત ઉચ્ચાર માટે ચિહ્નો.

૫. લઘૂચ્ચારણ યકાર, વકાર, અને હકાર માટે ચિહ્નો.

અને. ૬. ડ તથા ઢ ના મૂર્ધન્યતર ઉચ્ચાર માટે ચિહ્નો.

આ સર્વમાં પ્રત્યેક વર્ણ માટે જુદું જુદું ચિહ્ન જોઇશે અને ફારસી અક્ષરો જેટલા ખાસ ઉચ્ચારના હશે ત્હેને માટે જુદું ચિહ્ન જોઇશે; એટલે ફારસી સિવાય બાર ચિહ્નો અને તે સાથે તો વળી તેથી વધારે જોઇશે;–આમ મુશ્કેલીનું મહત્ત્વનું રૂપ અપાયુંછે. પરંતુ તેમ કરવાની જરૂર કશી નથી. પ્રથમ તો ફારસી અક્ષરો માટે ચિહ્નો યોજવાની જરૂર જ નથી; એ શબ્દો ગુજરાતીમાં રૂપાન્તર પામીને આવ્યાછે એમ જ ગણવું જોઇયે અને બહુધા તે ગુજરાતી લિપિના ધોરણને વશ જ રાખવા વાજબી છે, વગેરે પુખ્ત વિચાર નવલરામભાઇયે જણાવ્યાછે તે વાજબી જ છે. એઓ લખેછે:—

"તે શબ્દ (અર્થાત્ પરભાષાનો શબ્દ) આપણી ભાષામાં આવ્યા પછી જુદા ઉચ્ચારણનો થઈ ગયોછે, અને તેથી આપણે તેના મૂળ રૂપ પ્રમાણે લખવાને બિલકુલ બંધાયલા જ નથી. એ પણ ખરી વાત છે કે એક ભાષાની લિપિનું કામ કાંઇ બીજી ભાષાનાં ઉચ્ચારણો લખવાનું નથી, અને એ કાર્ય જો તે ન કરી સકે તો કાંઇ ત્હેનો ત્હેમાં જરાએ દોષ ગણાય નહિં. દુનિયાની બધી ભાષાનાં ઉચ્ચારણોનાં ચિહ્ન કદી પણ આપણે આપણી લિપિમાં આણી સકિયે નહિં, અને તે આણવા જવું એ આપણું કામ પણ નથી."*

**નવાં ચિહ્નો બહુ નહિં જોઇયે; માત્ર ત્રણ બસ થશે.**

ત્યહારે પરભાષાના ઉચ્ચારનો ભાગ બાદ કરતાં ફક્ત બાર ઉચ્ચારભેદ માટે ચિહ્નો કરવાનાં રૂહેશે. પરંતુ આ બાર ઉચ્ચાર માટે બાર ચિહ્ન જોઇયે એમ આવશ્યકતા નથી. પ્હોળા એ તથા ઓ માટે અવળી માત્રા (ૅ આમ), પોચા અનુસ્વાર માટે અર્ધચન્દ્રમાં બિન્દુ (ઁ આમ), અને પ્રાકૃત ચ છ જ ઝ, લઘૂચ્ચારણ ય વ હ, અને મૂર્ધન્યતર ડ ઢ, એ સર્વ માટે તે તે અક્ષરની નીચે બિન્દુ (ચ઼ ઇત્યાદિ);–આમ યોજના રાખે તો ફક્ત ત્રણ જ નવાં ચિહ્નો યોજવાં પડવાનાં. આ ત્રણમાંથી પ્રથમનાં બે ચિહ્નો તો વાસ્તવિક રીતે જોતાં નવાં† નથી; પ્રાકૃત, પ્રાચીન

**બધાં ચિહ્નો નવાં નથી.**

ગુજરાતી વગેરેના વખતમાં, અને આધુનિક ગુજરાતીના આરમ્ભકાળમાં એ બે ચિહ્નો અથવા યથાદર્શન બેમાંનાં અકેક ચિહ્ન વપરાતાં હતાં, ત્હેનો ફરીથી પ્રચાર કરવાનો છે એટલું જ છે. રા. છોટાલાલને તો અનેક ચિહ્નો યોજવાનો ભય નડેછે એટલું જ નહિં, પણ પ્રત્યેક ઉચ્ચાર માટે નવા અક્ષરો યોજવા પડશે અને મૂળાક્ષરોની સંખ્યામાં વધારો કરવો પડશે એમ પણ ગભરાટ થાયછે. અને તેથી વ્યાકરણ પણ નવાં રચવાં પડશે એમ ભય એઓ બતાવેછે. પણ આ વૃથા ભય છે. અક્ષરો તો તેના તેજ રાખી

---

* નવલગ્રંથાવળી પુ. ૩ જું પૃ. ૧૪.

† મૂર્ધન્યતર ડ તથા ઢ માટેનું ચિહ્ન પણ નવું નથી તે આગળ ઉપર જણાવવામાં આવશે. અને તે રીતે જોતાં તે પણ એક ઉપરની ગણનામાંથી બાદ કરવું જોઇયે.

ચિહ્ન યોજતાં તે ચિહ્નોના અર્થ વ્યાકરણમાં તેમ કોશની પ્રસ્તાવનામાં બતાવવા જેટલો સુધારો કરવો જ પડશે. વ્યાકરણ આપણાં હેવાં અચલ નથી થઈ ગયાં કે આમ પૂર્તિ ના કરાય. સંસ્કૃત વ્યાકરણોમાં પણ વાર્તિકકારની પૂર્તિ જોઇયે છિયે તો આપણી હજી બંધાતી દશામાં આમ શા માટે ના થાય? હેવાં ચિહ્ન કરીશું તો શ, ષ, સ એ ત્રણને બદલે એક અક્ષર રાખી બાકીના અક્ષરોનો ઉચ્ચારભેદ નુકતાઓ મૂકીને બતાવવાની માગણી રા. છોટાલાલ કરેછે, તે ન્યાયપુરઃસર નથી. છે ત્હેમાંથી ઓછું કરવાનું પ્રયોજન નથી. સંસ્કૃત લિપિને સર્વ હિન્દુસ્તાનની ભાષાઓ અનુસરેછે અને મૂળાક્ષરોની ગણના કરેછે, માટે હેમાં ચિહ્નો વધારી ઘોટાળો કરવો નહિં એમ એઓ કહેછે. પણ અક્ષરો વધારવાના છે જ નહિં; માત્ર કેટલાક ઉચ્ચારભેદ અધિક ચિહ્નથી બતાવવાના છે. હેમાં કાંઈપણ ઘોટાળો થવાનો નથી તે ચિહ્નો વિશે ઉપર કહ્યું તે ઉપરથી જણાશે. ઉપર બતાવ્યા પ્રમાણે ફક્ત ત્રણ જ ચિહ્નોની યોજનાથી બધું કામ આપણું થાય એમ છે. તો +અનેકાનેક ચિહ્નોની જરૂર પડશે એ ભયનું આ રીતે નિરસન થાયછે.

**અક્ષરોની સંખ્યા વધારવી નહિં પડે.**

પરંતુ રા. છોટાલાલની શંકા આગળ વધેછે. "પ્રચલિત ભાષાઓમાં પરભાષાના સંસર્ગથી નવાં નવાં ઉચ્ચારણ દાખલ થયાં જ કરશે, અને તેમ થતાં એક વખત પાછો ફરીને હેવો પણ આવે કે તે વખતે હમણાં નવીન ચિહ્નો યોજ્યા છતાં પણ લેખનની અપૂર્ણતા માલમ પડી આવે." આ શંકા અસ્થાને છે. પરભાષાનાં ઉચ્ચારણોને તો પ્રથમથી બાતલ કર્યાંછે. તેમ જ પરભાષાના સંસર્ગથી નવાં નવાં ઉચ્ચારણો ભવિષ્યમાં દાખલ થશે એ સંભવ પણ જણાતો નથી.

**પરભાષાના અક્ષરોચ્ચાર માટે ચિહ્નો નહિં જોઇયે.**

પરંતુ એ વાત બાદકરતાં પણ એમ વખતે કોઇ કહી સકે કે હાલ સૂચવેલી બધી યોજના ધારો કે સંપૂર્ણ રૂપે સ્વીકારાઈ; તો પણ હેમાં finality—સમાપ્તિ—ના તત્ત્વમાટે કશી જામીનગિરી છે? આજ જોડણીની વ્યવસ્થા ઠરાવી, પરંતુ તે છેવટની જ વ્યવસ્થા થશે, કાલાન્તરે ઉચ્ચારાદિક ફરીને ફેરફાર કરવો નહિં જ પડે, એમ ખાતરી

---

+ અનેકાનેકપણાનો ભાર વધારવાની ઇચ્છાથી રા. છોટાલાલ એકાદ સ્થળે અત્યુક્તિમાં પડી ગયાછે. આવ્ય, ઊઠ્ય, વગેરે આજ્ઞાર્થ રૂપોમાં યકાર સંભળાયછે ત્હેને માટે પણ "ચિહ્નો યોજવાં પડશે" એમ બહુવચન શા માટે વાપર્યુંછે તે સમઝાતું નથી. યકાર એક જ તરેહનો અનેક શબ્દોમાં આવે માટે દરેક શબ્દમાં જુદું ચિહ્ન કરવું એમ હોય, તો તો બધા મૂળાક્ષરો જુદાજુદા શબ્દોમાં જુદીજુદી વખત આવે માટે શબ્દે શબ્દે એકેક મૂળાક્ષર કરવો, એમ શબ્દોમાં સામાન્ય રૂપના અક્ષરનો વિલોપ કરનાર અન્ધકારનું પરિણામ આવશે. એમ હેતુ હોય જ નહિં માટે જ બહુવચન અત્યુક્તિનું જણાયછે. અને અનેકાનેક ચિહ્નો એમ કહેવાને ઉત્કર્ષ આપવાની ઇચ્છા એટલું જ મૂળ જણાયછે.

કોઇ આપી સકશે ? આ શંકાના ઉત્તર અનેક છે. પ્રથમ તો એ જ કે, હાવી રીત્યની ખાતરી ધારો કે ના અપાઈ, માટે શું હાલની અવ્યવસ્થા કાયમ રાખવી એ પણ ન્યાયયુક્ત ગણાશે ? જેટલે દરજ્જે બને તેટલે દરજ્જે સુવ્યવસ્થા કરવી એ શું કર્તવ્ય, ડહાપણ ભરેલું કર્તવ્ય,નથી ? તેમ વળી finality—સમાપ્તિ—હાવા વિષયમાં સર્વથા શક્ય તો હોય પણ નહિં. ગુજરાતી ભાષા સંસ્કૃતની પેઠે મૃત ભાષા હોય તો બને. પણ જીવતી ભાષાને વિશે તો ઉત્તરોત્તર વિવૃદ્ધિ એ જ લક્ષણ સંભવે. સમાપ્તિમાં જીવનક્રિયાનું સ્તમ્ભન છે અને જીવનમાં વિવૃદ્ધિ, ફેરફાર, વગેરે અંશ છે; એટલે સમાપ્તિ અને વિવૃદ્ધિની વચ્ચે સ્વભાવસિદ્ધ વિરોધ જ છે. તો વિવૃદ્ધિલક્ષણવાળી જીવનયુક્ત ભાષામાં સમાપ્તિની માગણી કરવી એ વાસ્તવિક નથી. તોપણ આપણી ભાષાનું વલણ—ખાસ હાલનું વલણ—જોતાં તો સંભવાસંભવપરીક્ષા એમ થઈ સકે ખરી કે જોડણીના વિષયમાં સમાપ્તિનું સ્વરૂપ બહુ અંશે આવી સકશે,—જો પૂરી રીતે વ્યવસ્થા થાય તો. આ સંબન્ધે મ્હારા ઈ. સ. ૧૮૮૮ વાળા જોડણીના પુસ્તકમાં પૃ. ૪૪મે કહેલાં વચનોનું ફરીથી દર્શન કરાવવું અનુચિત નહિં ગણાય. લંબાણ થાય માટે પરિશિષ્ટ રૂપે એ વચન જોડુંછું.*

**ભાષામાં finality-સમાપ્તિ—નું તત્ત્વ કેટલે દરજ્જે સ્વીકારાય?**

પણ કોઇ કહેશે કે ગમે એટલાં ચિહ્નો યોજો પણ ઉચ્ચાર તો શીખવ્યા વગર આવડવાના નહિં. પણ આ દલીલ તો બધી ભાષાની વર્ણપદ્ધતિને લાગૂ પડશે, અને હેમાં સાર નથી. હાલ છે તે મૂળાક્ષરોના ઉચ્ચાર પણ શીખવ્યા વિના તો કોઇને નથી જ આવડતા. અમુક સંજ્ઞા તે અમુક ઉચ્ચાર સૂચવેછે એમ તો બોધ આપવો જ પડેછે. આ કારણથી જ રા. છોટાલાલનો નીચેના વાક્યમાંનો વાંધો પણ ટકી સકે એમ નથી:—

**ઉચ્ચાર ચિહ્નોથી નહિં પણ ગુરુમુખે જ શીખી સકાય.**

"સંસ્કૃત લિપિ પૂર્ણ છે, તેમ છતાં પણ હેના ઉચ્ચાર શિષ્યોને ગુરુમુખે શીખવા પડેછે, એ સહુ કોઇ જાણેછે."

પણ તે તો શીખવા જ પડે. હેમાં નવાઈનું કશું નથી. ભાષા શબ્દ જ જોઈશું, અથવા એ અર્થના શબ્દો બીજી ભાષાઓમાં જોઈશું (અંગ્રેજીમાં language લૅટિન lingua=જીભ ઉપરથી, tongue=જીભ, અને ભાષા; ફારસીમાં ઝબાન=જીભ, અને ભાષા), તો હેનો યોગાર્થ 'બોલવું' (भाष्=બોલવું) અથવા એ મતલબના અર્થ (જીભથી બોલાય માટે tongue, language, ઝબાન) એમ સ્પષ્ટ જ છે. લખેલી ભાષા એ એક રીત્યે અન્તર્વિરોધી વચન છે. પારકી ભાષા ફક્ત પુસ્તકદ્વારા બોલતાં તો કદી શીખાય જ નહિં.

**એ બાધની અસારતા.**

---

* પરિશિષ્ટ (क).

આમ છે તો પૂર્ણ લિપિ કે અપૂર્ણ લિપિ ગમે તેમ હો પણ અપૂર્ણતાની પૂર્તિ થઈ સકતી હોય તો કરવામાં બાધ નથી, કર્તવ્યછે."અંગ્રેજી, ફારસી, ઉર્દુ વગેરે ભાષાઓમાં ચિહ્નોની સંખ્યા થોડી છતાં વ્યવહાર નભાવી લેવામાં આવેછે, તે જોતાં આપણી ભાષામાં ચિહ્નો ઉમેર્યા વગર ન જ ચાલે એમ કાંઇ લાગતું નથી."—એમ કહેવામાં અંગ્રેજી વગેરે ભાષાઓના સ્વરૂપ અને આપણી ભાષાના સ્વરૂપ વચ્ચેના મૂલગત ભેદનું વિસ્મરણ થાયછે. તેમ જ બીજી અપૂર્ણ (લિપિને સંબન્ધે અપૂર્ણ) ભાષાઓનો દાખલો લઈને આપણી પૂર્ણતા પામવાને લાયક ભાષાને સંબન્ધે હાથ જોડીને બેશી રહેવું એ ન્યાય્ય નથી. કોઇ દરિદ્રને લૂગડાં ગમે ત્હેવાં ફાટલાં તૂટલાંથી નભેછે તો હું પણ તેમ ચલાવીશ--એમ શક્તિવાળો માણસ કહે ત્હેના જેવી આ વાત છે. વળી આપણે નિયમો રચીશું ગમે એટલા તો પણ લોકો તો, લિપિ પ્રકૃતિને અનુસરેછે એમ માનીને, પોતાની સરળતા તરફ લક્ષ આપશે—એ દલીલ સ્વીકારીશું તો તો હ્રસ્વ દીર્ઘ ઇકાર ઉકાર, સંયુક્ત અક્ષર વગેરે સર્વ સરળતાનો ભંગ કરનાર પ્રકાર ઉપર પાણી ફેરવવું પડશે. શિષ્ટ લખાણ માટે નિયમ કરવાનાછે એ વાત ભૂલી જઈને હાવો વાંધો અણાયછે.

**ખરી જોડણી ફક્ત કોશમાં કાંઉસમાં બતાવવાની સૂચના.**

જોડણી હાલની જ કાયમ રાખી કોશકારે કોશમાં શબ્દની આગળ કાંઉસમાં જરૂર લાગે ત્હાં ઉચ્ચાર બતાવવો એમ ભલામણ રા. છોટાલાલ કરેછે. પરંતુ આમ કર્યાથી વ્યવહારમાં કશો લાભ થવાનો નથી. લખાણમાં યથાવત્ સંજ્ઞાને અભાવે ઉચ્ચાર ખરો થવાની મુશ્કેલી કાયમ જ રહેવાની. પ્રત્યેક વખતે કોઇ કોશ જોવા જતું નથી. કોશથી જ્ઞાન મળ્યા પછી વ્યવહાર ચાલી સકે એમ ઉત્તર દઈ સકાય. પરંતુ ગુજરાતી જેવી ભાષામાં એમ કહેવાનું પ્રયોજન પણ નથી તેમ ઉચ્ચારાનુસાર લેખનની શક્યતા પણ છે, તો અંગ્રેજી જેવી ભાષાને કોશમાં કાંઉસમાં ઉચ્ચાર બતાવવાની જરૂર પડેછે તે રીતિ આપણે વગર જરૂરે સ્વીકારવી અનિષ્ટ છે.

ત્યહારે અનેકાનેક ચિહ્નોની જરૂર પડશે એ ભયનું અવાસ્તવિકપણું આમ જોયું. રા. છોટાલાલ ચિહ્નો વધારવાનો અર્થ અક્ષરો વધારવા એમ સમજેછે તે ભ્રમ પણ તપાસ્યો. એઓ તો એટલે સુધી કહેછે કે ચીનાઈ ભાષાની પેઠે અક્ષરો વધારી દેવા જેવું થશે. પરંતુ ચીનાઈ ભાષામાં અને આપણી ભાષામાં લિપિના તત્ત્વનો મૂલગત ભેદ અત્યન્ત છે. આપણે પૃથક્ પૃથક્ વર્ણોચ્ચાર પ્રમાણે લિપિછે, ચીનાઈ ભાષામાં તો પૃથક્ પૃથક્ પદાર્થ, વિચાર ઇત્યાદિ પરત્વે અક્ષરસંજ્ઞા છે. માટે આ ઉપમા કેવળ અર્થહીન બનેછે. હવે આ પ્રકરણ બહુ લખાયું. અને બીજું કહેવાનું અવશિષ્ટ રહેતું પણ નથી *

* રા. છોટાલાલના પત્રમાં એક બે વાતો આવેલી પ્રસંગવશાત્ નોંધુંછું. સહ્ ઉપરથી આવેલા સહેવું રૂપને સ્હેવું કરી નાંખવાથી આપણે પ્રાકૃતને પણ પાછી અપભ્રષ્ટ કરી નાંખિયે છિયે-એમ એઓ કહેછે. પણ એ રીતે તો કશાં રૂપાન્તરો જ ના થાય. હેમાં અપભ્રષ્ટતા શેની આવી? આ પ્રસંગે કવિ નર્મદાશંકરનો અભિપ્રાય ટાંકવા લાયક છે:—

"ભાષા કેળવાઇને ઘટ તથા સુન્દર થતી જાયછે, ને ત્હેવી વ્હેલી થાય એ આપણો

હવે છઠ્ઠો વાંધો જોઇયે.—જોડણીના સર્વમાન્ય નિયમો થઈ સકશે નહિં એ એક મ્હોટો વાંધો બતાવવામાં આવેછે. પરંતુ આ સંસારવ્યવહારમાં સર્વમાન્યતા તો કશા પણ વિષયમાં કદી આવી નથી. તે માટે નિશ્રેષ્ટ બેસવું વાજબી ના ગણાય. કોઇ પણ ભાષાને માટે સર્વમાન્યતા નહિં આવે, માટે સાક્ષરભાષા માટે નિયમ ના થાય એમ ના બને. આજ્ઞાનો ભંગ થવા માટે શાસનનું તત્ત્વ જ્યહાં દાખલ ના થઈ સકે ત્યહાં સર્વમાન્યતા ક્યહાંથી આવે? અને હેવા શાસનના તત્ત્વને પ્રવેશ આપનાર પ્રવૃત્તિયોમાં પણ સર્વમાન્યતા નથી જ આવતી,—આજ્ઞાભંગના પ્રકાર વારંવાર ઉત્પન્ન થવાથી. માટે નિયમને માટે તો બહુમાન્યતાનું જ તત્ત્વ કબૂલવું પડશે. અને બહુમાન્યતા તો અસાધ્ય નથી; પરંતુ તે માટે આપણે સર્વે એકદિલ થઈને એક નિર્મમ ઉદ્દેશ ઉપર લક્ષ રાખીને પ્રયાસ કરીશું તો તે સિદ્ધિ થશે.

**સર્વમાન્ય નિયમો નહિં થઇ સકે—એ વાંધાની પરીક્ષા.**

સર્વમાન્ય નિયમ ના થવાનાં ત્રણ કારણો ઉપર નોંધ્યાંછે તે ઉલટે ક્રમે લઇશું.

(ग) પ્રાન્તિક ઉચ્ચારભેદ,—આ વિશે હું ઉપર (ચોથા વાંધાની પરીક્ષામાં) તેમ જ અન્ય સ્થળે બહુ કહી ચૂક્યોછું, તેથી પુનરુક્તિ કરતો નથી. ટૂંકામાં એટલું જ ફરીથી નોંધુંછું કે એક પ્રાન્ત અને બીજા પ્રાન્ત વચ્ચે વિરોધનો પ્રશ્ન નથી, મ્હોટા ભાગ આગળ ન્હાના ભાગનો અનાદર કરવો એટલું જ ધોરણ છે; અને આ ધોરણ બુકકમિટીના ઈ. સ. ૧૮૭૨ ની પૂર્વે થયેલા નિયમમાં સ્પષ્ટ સ્વીકારાયુંછે, અને **નવલરામભાઇયે** કબૂલ રાખ્યુંછે; અને હેમાં શિષ્ટ વર્ગના ઉચ્ચાર એ અંશ દાખલ કર્યાથી અવલોકનના પ્રદેશનો પણ યોગ્ય સંકોચ થાયછે; એ તત્ત્વ પણ **નવલરામભાઇને** તેમ કવિ **નર્મદાશંકરને** પણ માન્ય હતું એ આપણે પાછળ જોઈ ગયા છિયે.

**પ્રાન્તિક ઉચ્ચારભેદ.**

---

ઉદ્દેશ છે. માટે એ ઉપર અને વર્તમાન ભાષાની સત્તા પૂર્વ ભાષાની સત્તા કરતાં વિશેષ પ્રબળ છે ને સહુને માન્ય છે માટે વર્તમાન ઉચ્ચારણ પ્રમાણે જ લખવા ઉપર લક્ષ રાખ્યેથી લેખનશુદ્ધિ પોતાની મેળે જ યથાસ્થિત થશે. આ શબ્દરૂપાન્તર શુદ્ધ છે ને તે અશુદ્ધ છે એ કહેવું યોગ્ય નથી—કાળપરત્વે ઓછું વધતું સુન્દર છે એમ ભણવું યથાર્થ છે." (નર્મકોશ-મુખમુદ્રા પૃ૪ ૠ). ધ્યાનમાં એટલું રાખવાનું છે કે શિષ્ટવર્ગની ભાષા વિશે જ અહિં ઉદ્દેશછે.

વળી અનુસ્વારને સંબન્ધે રા. છોટાલાલના વચનમાં કાંઇક ન્યૂનતા આવેછે. અ ઉપરનો અનુસ્વાર તો ગમે ત્યહાં પણ અનુનાસિક જ બોલાયછે, એમ એઓ લખેછે.–પરંતુ બધાએ હ્રસ્વ સ્વર ઉપરના અનુસ્વારને વિશે એ લાગૂ પડેછે. માટે "આ અને તે પછીના સ્વરો ઉપર અનુસ્વાર આવેછે ત્યહારે હેના ઉચ્ચાર એ પ્રકારે થાયછે." એમ કહેવામાં હ્રસ્વ ઇ અને હ્રસ્વ ઉ બાદ કરવાં જોઇયે.

**વ્યુત્પત્તિનું અજ્ઞાન.** (ख) વ્યુત્પત્તિનું અજ્ઞાન અને જ્ઞાન પ્રાપ્ત કરવાની મુશ્કેલીઓ.—

આ શંકાનું ભાદ્રપદ સં. ૧૯૬૦ ના 'વસન્ત'માં હું સમાધાન આપી ચૂકયોછું. જોડણીનું ધોરણ સ્થાપવાનું કામ સર્વ સામાન્ય વર્ગના—વ્યુત્પત્તિજ્ઞાનથી અસ્પૃષ્ટ વર્ગના—લોકોને માથે સોંપવાનું છે જ નહિં; હાવા નિયમોનો નિર્ણય તો વિદ્વાન્ વર્ગને જ સોંપાય, તેથી આ વાંધો ટળી જાય એમ છે. એ હેનો સારાંશ હતો.

તેમ વળી આજથી પંદર વર્ષ ઉપર પ્રાકૃતાદિકનું જ્ઞાન હતું તેથી હાલ કાંઇક વધ્યું-છે,—સાક્ષર વર્ગમાં તેમ જ વિદ્યાર્થીવર્ગમાં. એમ. એ. ની પરીક્ષામાં ગુજરાતી ભાષાનો અભ્યાસ આદરનારાઓને આ જ્ઞાનની જરૂર પડેછે; તેથી વ્યુત્પત્તિનું જ્ઞાન વધ્યે જવા-નો જ સંભવ છે. અને પ્રાથમિક શાળાઓના શિક્ષકો વગેરે દરજ્જાના લોકોમાં પણ તે જ્ઞાન પ્રસરવાનું એક ઉત્તમ સાધન ગુજરાત શાળાપત્રે હમણાં હમણાંમાં વરરુચિકૃત પ્રાકૃત પ્રકાશ ભાષાન્તર સહિત દાખલ કરીને પૂરું પાડ્યુંછે.

આ રીતે આ ન્હાના સરખા વાંધાનો નિકાલ થઇ જાયછે.

**ઉચ્ચારની અનિશ્ચિતતા.** ( क ) ઉચ્ચારનું અનિશ્ચિતપણું. આ કલ્પનાનો આધાર મુખ્ય ત્રણ કારણો ઉપર રચાયલો જણાયછેઃ—

(૧) અનુસ્વારના જુદા જુદા ઉચ્ચાર,—સંસ્કૃત અને પ્રાકૃત;

(૨) અકારની અમુક પ્રસંગે શાન્તતા;

અને (૩) ઇકાર ઉકારની હ્રસ્વદીર્ઘતામાં ઉચ્ચારની અસ્પષ્ટતા.

હામાંથી (૧) બાબત રા. કમળાશંકરે જુલાઇ ૧૯૦૪ ના—શાળાપત્રમાં પૃ. ૨૧૫ મે અનુ-સ્વારના ત્રણ ઉચ્ચાર દર્શાવ્યાછે તે નિશ્ચિત રૂપે જ છે અને તદ્ભવમાં દીર્ઘ સ્વર ઉપરનો અનુસ્વાર પોચો હોયછે, એ વિચારતાં આ પ્રકારમાં તો અનિશ્ચિતતા નહિં પણ નિશ્ચિતતા જ છે.

(૨.) વિશે હું અન્ય સ્થળે દર્શાવી ચૂકયોછું કે અકાર શાન્ત નથી, સંભવે જ નહિં ( સ્વરના સ્વરૂપ જોડે વિરોધ જ આવે ). અકાર ફક્ત અસ્વરિત unaccented છે; અને તે પણ નિયમાનુસાર હોયછે. આ કારણથી આ વિષયમાં પણ અનિશ્ચિતતા નથી. તેમ અકારનો લોપ કરવાનો પ્રસંગ જ નથી ઉત્પન્ન થતો.

(૩) ઇકાર ઉકારના ઉચ્ચાર કેવળ અનિયમિત છે એમ નથી. હેના નિયમ સોધાય અને ઘડાય એમ છે. આ વિશે આગળ ઉપર હું દિગ્દર્શન કરીશ. તેમ જ આ વર્ણોના હ્રસ્વદીર્ઘ ઉચ્ચાર વિશે નિર્ણય માટે આજ સુધી થયેલા પ્રયત્નો જ સાક્ષી આપેછે કે

આ નિશ્ચિતતાની કોટિમાં આવી સકે એમ છે. અને આખર નિર્ણય કરી આ બાબત જોડણી નિશ્ચિત કરી એટલે નિશ્ચિતતા અર્થાત્ જ આવવાની.

આ ત્રણ પ્રકાર શિવાયની અનિશ્ચિતતાનાં સ્થળ વખતે એ ચાર પ્રકારમાં કલ્પાતાં હશે. ચ વર્ગના પ્રથમ ચાર અક્ષરના બબ્બે ઉચ્ચાર, એકાર ઓકારના બબ્બે ઉચ્ચાર, વગેરેની બાબતમાં ઉચ્ચારભેદ છે કે નહિં એમ મૂલગત શંકા કોઇક ઉઠાવેછે. પરંતુ એ વાસ્તવિક નથી તે હું અન્ય સ્થળે સયુક્તિક બતાવી ગયોછું. અને કદી આ વિશે સંશય સ્વીકારાય તો પણ મ્હેં પાછળ ઇશારો કર્યોછે તે પ્રમાણે તપાસ કરનારી કમિટી નીમાય તો અનિશ્ચિતતા મટી જવાની પૂર્ણ ખાતરી છે. તેમ જ સર્વ તપાસને અંતે નિયમ થઈ કોશ—દૃઢ સ્થાપિત જોડણીવાળા શબ્દોનો કોશ—થાય એટલે નિશ્ચિતતા ફલ તરીકે આવી જ.

આ રીતે સર્વ વાંધાની પરીક્ષા આપણે કરી ગયા. હવે એ સામાન્ય વાંધા કેઈ કેઈ તકરારી જોડણીમાં પ્રવર્ત્તે છે તે જરાક ઝડપથી જોઈ લઇયે.

**વાંધાવાળી જોડણી-નાં સ્થળો.** તકરારી જોડણીઓના ત્રણ વિભાગ હું કરુંછું :—

(**क**) પ્રધાન મહત્ત્વની;

(**ख**) ગૌણ મહત્ત્વની;

અને (**ग**) ગૌણતર મહત્ત્વની.

હ્માંથી પ્રથમ વિભાગ (**क**) ની અંદર નીચેના પ્રકારોનો સમાવેશ કરુંછું:—

* (૧) હકાર—

(a) વ્યંજનની સાથે આવેલો; ઉદા૦—મ્હો, પ્હેલું, બ્હેન, મ્હારું, ત્હારું ત્હેનું, ત્હમે, જ્યહારે, ત્યહારે, વગેરે.

(b) ઢકારમાં સમાયલો અને ડકાર સાથે રહેલો; ઉદા૦—કાઢવું, પઢવું, મ્હોઢું, લ્હોડું.

(c) સ્વરમાં ભળેલો, ઉદા૦—હમે, હમારું, હેને, હેનું, હેવું, વગેરે.

(૨) લઘુપ્રયત્ન યકાર; ઉદા૦—આવ્ય, લખ્ય, બોલ્ય, આંખ્ય, ગાંઠ્ય, કાલ્ય, ઇત્યાદિ.

(૩) એકાર ઓકારના પ્હોળા ઉચ્ચાર;

---

* આ હકાર નવીન કલ્પના છે એમ નથી. પાછળ (પૃ. ૩૨ મે) બુદ્ધિપ્રકાશના આઠમા અંકમાંથી ઉતારો કર્યોછે ત્હેમાં એ હકારનું દર્શન છે. નવલરામભાઇયે જૂની ગુજરાતી ભાષાના નમૂના શાળાપત્રમાં છાપ્યા હતા ત્હેમાં પણ એ પ્રકારનાં અનેક ઉદાહરણ જડશે. (નવલ ગ્રંથાવલિ ભાગ ૨ જો પૃ. ૪૧ જુવો.)

ઉદા૦—વૈર, મેલું; કોઠ, ધોળું, ઇત્યાદિ.

(૪)

(a) સકારનો, ઇકાર અથવા લઘુપ્રયત્ન યકારને સમાગમે, શકાર: ઉદા૦—ડોસો, ડોશી; બેસવું, બેશ ( આજ્ઞાર્થે બીજા પુરુષનું એક વચન ); વસ્યું; બેશીને; ઇત્યાદિ.

(b) સંસ્કૃત મૂળ અને ચાલૂ ગુજરાતી વચ્ચે ફરક થોડો હોય તો સંસ્કૃત મૂળને વળગવું એ નિયમનો દુરુપયોગ;—

ઉદા૦—સકવું, પોસવું, સુણવું, સોધવું, કોસ, વિશે, નહિં, દહિં,—વગેરેને બદલે શકવું, પોષવું, શુણવું, શોધવું, કોશ, વિષે, નહિ, દહિઃ—વગેરે લખવું વાજબી નથી.

વિભાગ (ख) માં નીચેના પ્રકાર મૂકુંછું:—

(૧.) અનુસ્વારનો પોચો ઉચ્ચાર; કાંતવું, વાંસ, વીંધવું, રૂંધવું,–ઇત્યાદિ.

(૨.) મૂર્ધન્યતર ડકાર તથા ઢકાર;
ઉદા૦—ઘોડો; દોડવું; કઢી, લઢવું, પઢવું, ઇત્યાદિ.

(૩.) ચ, છ, જ, ઝ ના પ્રાકૃત ઉચ્ચાર;
ઉદા.—વાંચવું, પૂછવું, તજવું, વીંઝવું, ઇત્યાદિ.

(૪.) મહાપ્રાણીનું દ્વિત્વ;–પથ્થર કે પત્થર.

વિભાગ (ग) માં નીચેના પ્રશ્ન ગણુંછું:—

(૧) ર, ડ, ળ, અને કદી લનો તથા ઇ નો યકાર;
ઉદા૦—દોયડું, ખાંયણી, દયણું, શેયડી, બાયડી; ઇત્યાદિ.

(૨.) શાન્ત અકાર.

(૩.) લખીએ, કે લખિયે ?
ખડીઓ કે ખડિયો ?

ચોપડીઓ કે ચોપડિયો ?

(૪.) ઇકાર ઉકારનાં હ્રસ્વદીર્ઘનાં સ્થળો.

હવે આ સર્વનું ઝડપથી અવલોકન કરી જઇયે. સામાન્ય ટીકા આ સર્વને લાગૂ પડનારી એક છે તે એકવારકી કહી મૂકુંછું. તે એ કે આ સર્વ પ્રકારોમાં ઉચ્ચારાનુસાર

લેખન અને વ્યુત્પત્તિનું દર્શન એ બે ધોરણો સ્વીકારીને જ ચાલુંછું. એ તો પ્રથમથી જ પાયો રચેલોછે. એટલે પ્રત્યેક પ્રકારની ચર્ચા વખત જુદું જુદું કુહેવાની પુનરુક્તિ નહિં કરું.

ત્હારે પ્રથમ (क)-(૧)-(a.) લઇયે.--વ્યંજનની સાથે આવેલો હકાર

**વ્યંજનની સાથે આવેલો હકાર.**

મ્હો, મ્હારું, પ્હેલું,—ઇત્યાદિ ઘણા શબ્દોમાં હકારના અસ્તિત્વની તો હવે બહુધા કોઇ પણ ના પાડતું નથી;‡ અને ઘણા લોકો હકારનું કોઇ પણ રીતે પ્રદર્શન પણ કરેછે. વાંચનમાળા સંશોધન કમિટીએ પણ હકારનું શ્રવણ થાયછે એમ તો સ્પષ્ટ રીતે (હેમના આખર નિયમ ૫ મામાં) સ્વીકાર્યુંછે; માત્ર એમ ઠરાવી દીધુંછે કે હાલ લખાયછે તેમ લખ્યે જવું,–પહેલું, વહેલું; અને મારો, મોટો; વગેરે. હામાં પરસ્પર વિરોધ આવે છે,—પ્રથમનામાં હકાર મૂકવો ને બીજાં ઉદાહરણોમાં ના મૂકવો એ વિરોધ; પણ તે વિશે બહુ કુહેવાય એમ નથી; કેમકે 'હાલ જેમ ચાલે છે તેમ ચાલવા દેવું,'–એ જ એ કમિટીના નિયમોનું અધિકારસૂત્ર જણાયછે. પરંતુ હકારનું શ્રવણ થાય છતાં ના દર્શાવવો એ યથાન્યાય નથી. મ્હારો, મ્હોટું વગેરેમાં હકાર લખીશું તો અન્ય શબ્દોમાં પણ યથાશ્રવણ હકાર દર્શાવવો પડશે એ બાધ કેટલાક આણેછે. પણ એ બાધ રૂપે હું જોઈ સકતો નથી. એ તો વાસ્તવિક રીતે આપણે સ્વીકારેલા આધારવાક્યોનું ન્યાયયુક્ત પરિણામ છે. ભાષાનું સ્વરૂપ બગડી જશે વગેરે કાલ્પનિક વાંધાનું નિરસન અન્ય સ્થળે હું કરી ગયોછું. §

પ્રશ્ન માત્ર એટલો રહેછે કે હકાર લખવો ક્યહાં? શબ્દના મધ્યમાં, આરમ્ભમાં, કે કિયે ઠેકાણે? મહારું, માહ્રું, મ્હારું-વગેરે ક્યહાં લખવો વાજબી છે? નવલરામભાઇયે આ વિશે સવિસ્તર ચર્ચા ઈ. સ. ૧૮૭૨ ના શાળાપત્રમાં કરીછે અને ત્રણ વૈકલ્પિક રૂપ સ્વીકાર્યાછે.—માહરું, માહ્રું અથવા, સર્વથી સારું તો, મા'રું. હેમનું માનવું એમ હતું કે હકારનું શ્રવણ પ્રથમના સ્વરની પછી થાયછે. પરંતુ વિસ્તાર થવાના ભયથી મ્હારાં સર્વ કારણો અહિં ચર્ચવાનું મૂકી દઈને એટલું જ કહુંછું કે જોડણી વિશેના મ્હારા ઈ. સ. ૧૮૮૮ ના પુસ્તકનાં પૃષ્ટ ૧૪ થી ૨૨ માની અંદર આ પ્રશ્નનું સર્વ રીતે અવલોકન કરીને એમ સ્થાપવાનો પ્રયત્ન કર્યોછે કે હકારનું સ્થળ શબ્દના આરમ્ભમાં જ છે;

---

‡ રા. કમળાશંકર પણ હકારનું શ્રવણ તો સ્વીકારે જ છે. ગુજરાત શાળાપત્ર જુલાઈ ૧૯૦૪ પૃ. ૨૨૧ પેટા (ઈ) જુવો. હકારની શ્રુતિ જ્યહાં જ્યહાં હોય ત્યહાં ત્યહાં સર્વત્ર દર્શાવવી જ જોઇયે, અને તેથી જ્યહારે, જ્યહાં, ત્યહારે, ત્હેને વગેરેમાં "રા. 'નરસિંહરાવ દર્શાવે છે તેમ દર્શાવવી જ જોઇયે."—એમ હેમણે કહ્યું છે. પછી ભાષાનું સ્વરૂપ બગડી જાય વગેરે સંકોચને લીધે એઓ તે સ્વીકારતા નથી તે જુદી વાત છે.

§ વસન્ત સં. ૧૯૬૦ ના વર્ષ ૩ જાનો અંક ૮ પૃ. ૩૧૭-૧૮ જુવો,

પ્રાકૃતમાંથી ગુજરાતીમાં આવતાં હાવા હકારનું વલણ શબ્દના આરમ્ભમાં જવાનું છે. §

પ્હ, બ્હ, વગેરે સંયોગ અસંભવનીય તથા અશાસ્ત્રીય છે;—એ સંયોગનું ફળ તો ફ, ભ, વગેરે અક્ષરોમાં પરિવર્તન થવાનું થાય, તેમ જ સ્વરશાસ્ત્ર પ્રમાણે એ સંયોગ ન થાય-એમ બાધ બતાવવામાં આવે તો ત્હેનો ઉત્તર હું આપી ચૂકયોછું. ઈ. સ. ૧૮૮૮ના જોડણીના પુસ્તકના પૃષ્ઠ ૨૧-૨૨મામાં તેમ જ સં. ૧૯૬૦ ના ભાદ્રપદના વસન્તમાં-પૃ. ૩૧૪-૩૧૫ મે સવિસ્તર ચર્ચા છે તે વાંચવાની વિનંતિ કરુંછું.

એક બીજી વાત નોંધવા જેવી છે. પહેલું, વહેલું, વગેરેમાં માત્રાદોષ-ઉચ્ચારનો માત્રાદોષ—આવેછે એ ભૂલવાનું નથી. ઉચ્ચાર તો નિ:સંશય ચાર માત્રાનો થાયછે અને લેખન પાંચ માત્રાનું એ વિરોધ શા માટે જોઇયે! આ વિશે નવલરામભાઈના સબલ શબ્દો ઉતારવા લાયક છે. એઓ ક્હેછેઃ—

---

§ ફક્ત બે ત્રણ શબ્દો નમૂના રૂપે મૂકુંછું તેથી કાંઈક આ પ્રમાણનો ઈશારો થશે;—

૧. સં. **गभीरम्** પ્રા. **गहीरं.** ગુજ૦-ઘેરું; હામાં હકાર આરમ્ભમાં જઈ **ग्** જોડે ભળી જઈ **घ** થયોછે એ સ્પષ્ટ છે. ( વિશેષ ચર્ચા જોડણી પૃ. ૨૧ મે જોવી. )
ઘઉં, **गोधूम** ઉપરથી. (મરાઠીમાં **गहू**); ઘયડો, ઘરડો (સં. **जरठः** ઉપરથી **गरढो** પછી **ढ** માંનો હ આરમ્ભમાં જઈ **ड** રહ્યો ); ઘો,— સં.—**गोधा** ઉપરથી; **घ** નો **ह** થઈ આરમ્ભમાં ગયો; ભેંશ ( **महिषी** ઉપરથી ); આ શબ્દો પણ ઉપરની વાતને આધાર આપેછે. ગધેડો-( **गर्दभः-गद्दहो-गद्दहेडो** ) એ જરાક અપવાદ છે. હકાર અધવચ અટકયો તેથી.

૨. હવણાં હમણાં—એમ હાલ પણ લખિયે છિયે—એ **अधुना** ઉપરથી છે. હામાં પણ હકાર પ્રત્યક્ષ રીત્યે આરમ્ભમાં જ ચઢી બેઠો જણાયછે.

૩. સં. **श्लक्ष्णम्.** પ્રા. **लहूणं** પછી ગુજરાતીમાં આવતાં અંતરિયાળ રૂપ **नहूनं** સંભવી 'ન્હાનું' થયું. અહિં નમાંનો અ દીર્ઘ થયો તે હકાર **हून** માંથી જઈ આરમ્ભમાં ગયો તેથી. ( જોડણી પૃ. ૨૨. )

મારવાડીમાં 'ત્હારો' ને બદલે '**थारो**' છે, અને હિન્દુસ્તાનીમાં 'બ્હેન' ને બદલે '**भेन**' છે, તે પણ હકારની આરમ્ભમાં સ્થિતિની સાક્ષી આપેછે. ( અહિં ત્+હ્ થ થયો ને બ્+હ્ નો ભ થયો તે ઉપરથી ગુજરાતીમાં પણ બ્હેન, ત્હારું, પ્હેલું, વગેરેમાં **भ, थ, फ** વગેરે થાય-એમ કૂદી પડવાનું નથી. બીજી ભાષાનાં રૂપાન્તર આપણને બન્ધનકારક જ થાય એમ ના બને. ભાષા જેવા વિષયમાં એ ન્યાય લાગૂ ના પડાય.

* "કોઇ પણ કવિયે શહેરની ચાર માત્રા અને વાહાલાની છ કે ગમે તો પાંચ પણ ગણી હોય એમ હમને કોઇ બતાવી આપે તો હમે હમારો વાદ છોડી દેવાને કબૂલ છઇયે."– વગેરે દલીલ બતાવી 'શહેર,' 'વાહાલો,' વગેરે જેવી જોડણી અસ્વીકાર્ય ઠરાવીછે.

રા. કેશવલાલ હકારનું સ્થળ મ્હારી પેઠે, આરમ્ભમાં જ ઠરાવેછે; હેમનો નિયમ ૧૬ મો જુવો. (પરિશિષ્ટ **ख** માં.)

રા. ગોવર્ધનરામ 'મ્હારું', 'ત્હારું', 'મ્હોટો', 'ન્હાનો', 'ત્હેં', 'મ્હેં' વગેરે રૂપો સ્વીકારનાર, હેમના ઠરાવ ઉપરથી સૂચવતા જણાયછે કે 'પ્હેલું', 'વ્હેલું' ઇત્યાદિમાં હકાર રાખવો અને એ હકારનું સ્થળ શબ્દના આરમ્ભમાં (સંયુક્તાક્ષરના અધસ્તન અક્ષર તરીકેનું) છે. (પરિશિષ્ટ (**ग**) નિયમ ૫–એ તથા અ જુવો) એઓ 'ત્હમારું,' ને બદલે 'તમારું' સ્વીકારેછે એ આ રીતે અસંગત જણાયછે.

માધવલાલભાઈ પણ 'મ્હારું', 'ત્હારું', 'મ્હેં', એ રૂપો સ્વીકારેછે. માત્ર 'પહેલું', 'વહેલું' વગેરેમાં હકાર છૂટો રાખેછે, જો કે એ વિશે સ્પષ્ટ મત હેમનો પ્રસિદ્ધ નથી,—જેવો 'મ્હારું', 'ત્હારું', વિશે છે, ત્હેવો.+ શાન્ત અકાર એઓ માનતા હતા તેથી વખતે પહેલું, વહેલું, એમ પ્રયોગ એ રાખતા હશે. પરંતુ તે ન્યાયે તો 'મહારું', 'તહારું', એમ રાખવું જોઇતું હતું. તેમજ 'ત્હમારું',ને બદલે એઓ 'તમ્હારું', એ રૂપ સ્વીકારતા હતા. પરંતુ જે ધોરણે 'ત્હારું',માં હકાર આરમ્ભમાં ગયેલો સ્વીકાર્યો હતો તે જ ધોરણે 'ત્હમારું' માં પણ ગણવું જોઇતું હતું.

**ઢકાર અને હ–ડ**

(**क**)—( )—(b)—ઢકાર અને હ-ડ—કાઢવું, પઢવું, કઢવું, વગેરેમાં ઢકારનું કારણ વ્યુત્પત્તિથી મળેછે; અને એ ઢ × મૂર્ધન્યતર છે ('ઢગલો' શબ્દમાં બોલાયછે તે કરતાં વધારે ભરેલો બોલાયછે) તેથી હ–ડ જેવો ખોટો ભાસ થાયછે;—આ કારણોથી 'કહાડવું', વગેરે નહિં પણ 'કાઢવું' વગેરે લખવું. તેમ જ, 'લોઢું', 'મોઢું', એમ હ અને ડ ભેળી દઈ ઢટ્ટો કરવો એ ઉપરના ઢકારના વૃથાસામ્યનું પરિણામ છે; બાકી, **लोह, मुख–मुह**ને સંસ્કૃત **क** પ્રત્યયનો પરિણામી **डअ** (**अड**) પ્રત્યય લાગી લ્હોડું;-મ્હોડું એમ જ સ્થિતિ બરોબર છે. આ વ્યવસ્થામાં કશી અડચણ આવતી નથી. વાંચનમાળા સંશોધન કમિટીનો નિર્ણય 'લોઢું' 'મોઢું' લખવું એમ થયોછે તે આ વસ્તુસ્વરૂપ તરફ લક્ષ ન દઈને જ થયોછે એ સ્પષ્ટ છે. રા. કેશવલાલ ધ્રુવ પણ મ્હારા મતને મળતા છે. (હેમનો નિયમ ૧૪ પરિશિષ્ટ **ख** જુવો.)

---

* નવલ ગ્રંથાવળી, ભાગ. ૩ જો. પૃ. ૩૦ મું.

+ ગુજરાત શાળાપત્ર પૃ. ૩૭ અંક ૫ મે ૧૮૯૮ પૃ. ૧૫૦ જુવો.

× સવિસ્તર ચર્ચા ઈ. સ. ૧૮૮૮ ના મ્હારા જોડણીના પુસ્તકમાં પૃષ્ટ ૨૨–૨૪ માં જોવી.

(क)—(૧)—(c)—

**સ્વરમાં ભળેલો હકાર**

સ્વરમાં ભળેલો હકાર.—ઉપર (क)—(૧) (a) ને પ્રસંગે કહ્યુંછે કે પ્રાકૃતમાં થઈને ગુજરાતીમાં આવતાં હકારનું શબ્દને આરમ્ભે જવાનું વલણ છે. એ તત્ત્વના પરિણામમાં અકારથી શબ્દ શરૂ થતો હોય ત્હાં સ્વર જોડે હકાર ભળવાનું કાર્ય થાય, અને સ્વર અને વ્યંજનનો સંયોગ એક જ રીત્યે સંભવે,–પ્રથમ વ્યંજન અને પછી સ્વર,–એટલે હ્+અ=હ એમ થાય. તેથી **अस्माकम्**નું **अह्मारं** થઈ ગુજરાતીમાં હમારું થયું. તે જ રીત્યે હમે, વગેરે રૂપો આ વિશે સવિસ્તર ચર્ચા ઈ. સ. ૧૮૮૮ વાળા જોડણીના પુસ્તકમાં પરિશિષ્ટ क માં મ્હેં કરીછે તે ઉપર લક્ષ ખેંચુંછું. અહમે, અહમારું એમ હાસ્યજનક, અને સંયુક્તાક્ષર એટલે સ્વરરહિત વ્યંજનસમુદાય એ તત્ત્વ જ ભૂલી થયેલા પ્રયોગો વિશે કશું કહેવાની જરૂર નથી. એ વિશે અન્ય સ્થળે હું કહી ચૂકયોછું. ×

હમે, હમારું, હેને, વગેરે રૂપોમાં હકારના ઉચ્ચાર વિશે કેટલાક સંશય બતાવેછે. પરંતુ એ સંશયનું મૂળ એ જ છે કે હરિ, હરત ઇત્યાદિ શબ્દોમાં જોરદાર હકાર છે તે હકાર આ રૂપોમાં પણ છે એમ માની લઈને ઉચ્ચાર કરવાનો પ્રયત્ન કરવામાં આવેછે.++ પરંતુ 'હમણાં', 'હું', 'હવે', એ શબ્દોમાં જે પ્રકારનો ઉચ્ચાર હકારનો બધા કરેછે તે પ્રકારનો જ આ રૂપોમાં પણ છે, અને તેમ ઉચ્ચાર કરીને વાંચિયે તો કશી કૃત્રિમતા આવવાની નથી. 'હવે', 'હમણાં',–એ શબ્દોમાં ( તેમ જ "હું" માં પણ ) હકાર લખિયે છિયે,–'અવે', 'અમણાં', અને 'ઉં' નથી લખતા, તો પછી હમે, હમારું, વગેરે માટે શો બાધ આવ્યો? 'હવે' ની વ્યુત્પત્તિ જોઇશું તો 'હાવું' (આ જેવું ) લખવાને તો ના નહિં જ પડાય. હવે, હાવાં, હાવે, એ રૂપાન્તરો જોતાં જણાશે કે 'હાવું'–ની સપ્તમીના રૂપ ઉપરથી 'હવે' શબ્દ આવ્યોછે.—હાવું છે ત્હારે, હાવી સ્થિતિમાં, =હાવે, હાવાં; એ અર્થમાંથી 'હવે' થયું. આમ છે તો 'હેવું', 'હેનુ', વગેરેમાં પણ યથાદર્શન હકાર આવવો જ જોઇયે.

આ સર્વ શબ્દોમાં હકારનો ઉચ્ચાર પોચો છે. આ ઉચ્ચારને લઘૂચ્ચારણ હ, એમ નામ આપ્યુંછે. પરંતુ તે યકારના લઘૂચ્ચારણ જોડે તદ્રૂપ કરવાનું નથી; માત્ર સામ્યથી નામ આપ્યુંછે. યકારને સંબન્ધે સમગ્ર જીભના શૈથિલ્યથી લઘૂચ્ચારણતા ઉત્પન્ન થાયછે,

---

× ઈ. સ. ૧૮૮૮ નું જોડણીનું પુસ્તક પૃ. ૧૮ મું.

+ + આ પ્રકારની ભ્રાન્તિને લીધે જ રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત લખેછે:—

"જેમ 'અમે' અને 'એવું' હેમાં હકાર જોઇયે ત્હેવો નથી તેમ, 'હમે' તથા 'હેનું' હેમાં જોઇયે તે કરતાં વિશેષ હકાર છે." ( સં. ૧૯૬૧ ના માર્ગશીર્ષના વસન્તનું પૃષ્ઠ ૪૩૯ ). પ્રસંગવશાત્ કહુંછું કે 'અમે'–'એને' માં હકાર લગાર પણ ક્યહાં છે કે 'જોઇયે ત્હેવો નથી' એમ કહી સકાય?

અને હકારને સંબન્ધે ઉર અને કંઠમાં ઉત્પત્તિ હોઈ કંઠમાં larynx ની શિથિલતાથી લઘૂચ્ચારણતા ઉત્પન્ન થાયછે–એમ કાંઈક બીજ હશે. પાણિનીય શિક્ષામાં ઉરઃસ્થ અને કંઠ્ય હકાર એમ ભેદ છે તે આ રીતનો કાંઈક સંભવેછે, જો કે થોડોક ફેર છે એમ લાગેછે.

રા. **કેશવલાલ ધ્રુવ** 'હમે', 'હમારું', 'ત્હેને', 'ત્યહાં', વગેરે રૂપો વિશે સ્પષ્ટ કહેતા જણાતા નથી. પરંતુ પોચા હકાર વિશે હેમનો નિયમ ૧૫ મો ( પરિશિષ્ટ **ख** ) 'હવણાં' શબ્દમાં હ નીચે બિન્દુ મૂકવાનું કહેછે, તે ઉપરથી અનુમાન કાંઈક થઈ સકેછે. ગમે તેમ હો પણ પોચા હકારનું તત્ત્વ હેમણે ગ્રહ્યુંછે, એ નિઃસંશય છે.

એ, આ ( અને જે, તે, એ સર્વનામો વ્યંજનાદિ છે પણ હેનો સંગ્રહ પણ આ સ્થળે કરતાં,—જે, તે )–એ સર્વનામો પ્રથમા તથા પંચમીમાં હકારરહિત બોલાયછે, પણ તે શિવાય બીજી વિભક્તિયોમાં હકારસહિત છે. એમ અવ્યવસ્થિત જોડણીઓ તે કેમ લખાય? ને બધા શું જાણે કે આ વખત હ લખવો ને આ વખત ના લખવો? આમ શંકા અયોગ્ય છે. એ રીતે તો વ્યાકરણે લક્ષણ કરેલાં સર્વ રૂપાખ્યાપનોમાં અપવાદ, રૂપાન્તર, વગેરેને વિશે બાધ આણાશે. 'કહેવું' માં હકાર ક ભેગો અને 'કહ્યું' માં જુદો પડેછે–એ વિશે **નવલરામભાઇયે** કહેલાં વચન આ સ્થળે ઉતારવા જેવાં છે—કહે, રહે એમ આદિ વ્યંજનથી અસંયુક્ત હકાર રાખવાનો અર્થ કમિટીના નિયમમાંથી ઉપજાવીને એઓ કહેછેઃ—

'આ નિયમ શા માટે બાંધવો પડયો હશે તે હમે સમજી સકતા નથી. કહ્યું, કહિયે, વગેરે કેટલાંક રૂપાખ્યાનમાં હ છૂટો પડેછે અને મૂળ વ્યુત્પત્તિમાં હ છૂટો છે તેથી એ કદાપિ કાઢયો હશે, પણ એ ફેરફાર દર્શાવવો એ વ્યાકરણકારનું કામ છે. અને એ ફેરફાર દર્શાવવો પડે માટે જોડણીમાંથી તે ભેદ જ કાઢી નાંખવાનો હુકમ કરવો એ કોઇ પ્રકારે હમને વાજબી લાગતું નથી. સંસ્કૃત ભાષાના રૂપાખ્યાનમાં આટલું બધું અનિયમિતપણું છે તે છતાં ત્હેના વ્યાકરણકારો થાકયા નહિં તો આપણે આટલી હરકતથી કેમ હરી જવું જોઇયે?'+

**ભાષા કાંઇ એકધારાં રૂપ ઘડી કાઢનાર સંચો નથી.**

વિચારવાનું એ છે કે ભાષા કાંઇ હેવો સંચો નથી કે હેમાંથી એકધારાં, એક જ આકારનાં શબ્દનાં રૂપોનાં રમકડાં ઘડાઈને નીકળે, હેમાં તો અનિયમના આભાસમાં નિયમ છે, અવ્યવસ્થાના આભાસમાં વ્યવસ્થા છે. એ વ્યવસ્થા જોવાનું ને નિર્ણય કરવાનું કામ વ્યાકરણકાર વગેરે સાધકવર્ગનું છે. માટે યથાદર્શન–એટલે ભાષામાં પ્રચારમાં જણાતાં હોય તેમ–ઉચ્ચાર ઉપરથી રૂપો સ્વીકારવાં એ આપણું કર્તવ્ય છે. પણ

---

+ નવલગ્રંથાવળી ભાગ. ૩ જો. પૃષ્ટ. ૨૭

એમ કરવામાં થોડાક જ લોકોના સ્વૈચ્છિક પ્રયોગોને પૂર્ણપ્રચારનું સ્થાન આપવાની ભૂલ્ય પણ કરવી ના જોઇયે. માટે જ–તો પણ અર્થમાં 'તોય' (તોએ) એમ વપરાય છે ત્હેમાં પણ હકાર ભેળવી 'ત્હોય' એમ કેટલાક ગણતર મનુષ્યો જ ઉચ્ચાર કરેછે–તે ત્યાજ્ય જ ગણવો જોઇયે. કર્ણ ઉપરથી કાન થયોછે ત્હેમાં કેટલાક હકાર ભેળવેછે ને 'ક્હાન' ક્હેછે તે પણ આ પ્રકારનો અસ્વીકાર્ય પ્રયોગ છે–કેમકે તે એક અથવા થોડી વ્યક્તિઓમાં જ પ્રચરિત છે અને ત્હેને વ્યુત્પત્તિનો આધાર પણ નથી. બાકી કેટલાક શબ્દોમાં પ્રાકૃત પછી હકાર પેઠો છે–માત્ર અકારણ જેવો—પરંતુ બહુ પ્રચારથી તેમ જ બહુધા સર્વત્ર પ્રચારથી એ રૂપો સ્વીકારપાત્ર ગણવાં પડશે; ઉદા૦—સહુ; સઘળું; ખીલો, (**क**-નો જ **ख** થયો એમ ગણિયે તો આ શબ્દ બાદ કરવાનો); ભૂંકવું, (**बुक्क** ઉપરથી) (**ब** નો **भ** થયો ગણતાં બાદ કરવો); હેલી (દેશ્ય—**अयालि** ઉપરથી); હજી (**अद्यापि** ઉપરથી **अज्जवि** થઈ); ઝાળ (**ज्वाला** ઉપરથી); પ્હોંચ્યું—પ્હોંત્યું (**प्राप्तम** ઉપરથી).

કવિ **ન**ર્મદાશંકરે આ હકારનું અસ્તિત્વ સ્વીકાર્યુંછે અને શબ્દના આદ્યાક્ષરમાં હકાર ભળેછે એમ યથાર્થ અવલોકન કર્યુંછે. કોશ રચના પ્હેલાં એઓ 'મ્હારું' વગેરે લખતા હતા, અને 'અહમે' જેવાં હાસ્યજનક રૂપ પણ લખતા હતા—(હમે એમ રૂપ હેમને જડયું ન્હોતું). કોશના વખતથી અક્ષર નીચે બિન્દુ 'અ઼મે', 'મા઼રું',–એમ—મૂકીને પણ હકાર દર્શાવતા હતા.–એ સુવિદિત છે. નર્મકોશમાંથી અને **ન**વલરામભાઈનાં લખાણોમાંથી ઉતારા આપી વિસ્તાર કરવાની જરૂર નથી.

**મા**ધવલાલભાઇ 'હમે', 'અમ્હારું' એમ રૂપ સ્વીકારેછે. પરંતુ જે ન્યાયે, 'હમે' માં હકાર આરમ્ભમાં સ્વીકાર્યો તે જ ન્યાયે 'હમારું' માં સ્વીકારવો વાજબી હતો. તો પણ હકાર કોઈ સ્થળે પણ એઓ સ્વીકારેછે ખરા.

રા. ગોવર્ધનભાઇ 'અમારું' એમ હકારરહિત રૂપ માનેછે. હેમનું ધોરણ ઘણે ઠેકાણેથી સખળડખળ છે તે અન્ય સ્થળે (જ્ઞાનસુધા. ઈ.સ. ૧૮૯૬ ડીસેમ્બરના અંકમાં) હું બતાવી ગયોછું.

હવે (**क**)—(૨) ઉપર આવિયે.—

લઘુપ્રયત્ન યકાર.

**લઘુપ્રયત્ન યકાર.** લઘુચ્ચારણ યકાર મુદ્દલ નથી, નવો કલ્પી કાઢેલો ઉચ્ચાર છે, એમ તો કોઇથી નહિં ક્હેવાય;—જો કે પાછલા ઇતિહાસમાં ના હોય, અને ચાલતી સ્થિતિમાં વાસ્તવિક ઉચ્ચાર કોઇ નવો ઉત્પન્ન થયો હોય તો ત્હેને સ્વીકારી નામ કાંઇક ત્હેને આપવું એ અપરાધ તો નથી જ, શાસ્ત્રદૃષ્ટિના વ્યાપારનું સ્વરૂપ જ છે. પરંતુ હકીકતમાં એ ઉચ્ચાર અતિ પૂર્વકાળથી સ્વીકારાયલો છે—અલબત અમુક સ્થળોમાં. પાણિનિયે શાકટાયનના મતે એ ઉચ્ચાર છે, એમ કરી વૈકલ્પિક રીતે લીધો છે.* પ્રાકૃતમાં વૈયાકરણોએ તો અમુક વ્યંજનો (**क, ग, च, ज,**

* **व्योर्लघुप्रयत्नतरः शाकटायनस्य** । અષ્ટાધ્યાયી, ૮-૩-૧૮

त, द, प, ब, व ) ના લોપ પછી રહેલા અકાર તથા આકારનું (હેની પૂર્વે અ અથવા આ હોય તો ) શ્રવણ લઘૂચ્ચારણ યકાર જેવું થાયછે એમ સ્પષ્ટ કહેલું છે. †

અને ગુજરાતીમાં 'આવ્યો', 'આવ્યું', 'લખ્યો', 'લખ્યું', 'કર્યો', 'કર્યું', 'બાયડી', 'ઢેયડી', 'પયડું', 'આવિયે', 'ખડિયો', 'ચોપડિયો', 'આવિયો', (કવિતામાં 'આવ્યો' ના અર્થમાં વપરાતું રૂપ), 'બાયલો',—ઇત્યાદિ સર્વથા પ્રચારમાં આવેલા શબ્દોમાં આવેલો યકાર લઘૂચ્ચારણ જ છે. +

**એ યકારનાં તકરારી સ્થળો.**

આ રીતે લઘુપ્રયત્ન યકાર નવીન નથી, અને ગુજરાતીમાં ઉપર બતાવેલાં રૂપોમાં તો દર્શન હેનું થાયછે જ. તકરાર ફક્ત 'આંખ્ય', 'ગાંઠય', 'રીત્ય', 'કાલ્ય' ઇત્યાદિ શબ્દોમાં તેમ જ ક્રિયાપદોનાં આજ્ઞાર્થ બીજા પુરુષના એક વચનમાં-અર્થાત્— આવ્ય, બોલ્ય, લખ્ય, કર્ય, ઇત્યાદિ રૂપોમાં આવનાર લઘૂચ્ચારણ યકારને સંબન્ધે છે. 'લ્યો', 'ધો', 'લ્યોછો', 'ધોછો'. (લેવું, દેવું ના આજ્ઞાર્થ તથા વર્તમાનકાળનાં બીજા પુરુષના બહુ વચન ) સંબન્ધે પણ થોડો ઘણો મતભેદ જણાયછે. એ બાબત ઈ. સ. ૧૮૮૮ વાળા જોડણીના પુસ્તકમાં પૃ. ૨૬ થી ૩૦ સૂધીમાં મ્હેં સવિસ્તર ચર્ચા કરીછે હેની પુનરુક્તિ કરવાથી અહિં અતિ વિસ્તાર થવાનો ભય છે. અહિં એટલું જ કહેવું બસ છે કે એ યકાર નીચેનાં સ્થળોમાં આવેછે:—

(૧) વ્યંજનાન્ત ગુજરાતી ધાતુના આજ્ઞાર્થ બીજા પુરુષના એક વચનમાં;—આવ્ય, લખ્ય, કર્ય.—ઇત્યાદિ.

(૨) સાદા વ્યંજનયુક્ત એકારાન્ત ધાતુના આજ્ઞાર્થ બીજા પુરુષના અનેક વચનમાં;—લ્યો, ધો; તેમ જ વર્તમાનકાળના બીજા પુરુષ અનેક વચનમાં, લ્યોછો, ધોછો.

---

† **अवर्णो यश्रुतिः**-સિદ્ધહેમચન્દ્ર ૮-૧-૧૮૦.

+ લઘૂચ્ચારણ છે હેની સાબીતી સં. **लक्ष्य** અને 'લખ્યું', 'આવ્યો', અને સં. **लाव्योऽयम्**, સં. **घुर्य** અને 'કર્યું'—ઇત્યાદિમાં યકારના ઉચ્ચાર સરખાવ્યાથી મળશે. સંસ્કૃત શબ્દોમાં જોરદાર હોઈ યકારવાળો સંયુક્તાક્ષર પૂર્વસ્વરને થડકાવેછે; અને ગુજરાતીમાં તેમ નથી થતું. આ બાબત મ્હારા ઈ. સ. ૧૮૮૮ ના જોડણીના પુસ્તકના પૃ ૨૬—૨૭ મા માં ચર્ચા જોવી. યકાર ગુરુ પ્રયત્ન હોત તો સંયુક્તાક્ષર પણ જોરદાર રહી પૂર્વસ્વરને થડકાવત. 'જોડાક્ષરથી જો પ્રથમ થડકે તો ગુરુ થાય "—એ દલપતરામના પિંગળના નિયમનું બીજ પણ આ સ્થિતિમાં જ છે, પછી થડકવાને પાત્ર છતાં પણ, થડકાવવું ના થડકાવવું કવિની ઇચ્છાધીન છે, એમ અનર્થ કરી દઈને કવિતામાં પ્રયોગો થાયછે તે વાજબી નથી. સંસ્કૃતમાં આમ પોચા જોડાક્ષરનો સંભવ ન હોવાથી હમેશાં પૂર્વસ્વર ગુરુ જ ગણાયછે;—**संयोगे गुरु** (અષ્ટાધ્યાયી ૧-૪-૧૧ સૂત્રમાં પાણિનિયે થડકવા ના થડકવાની મર્યાદા નથી રાખી).

(૩) સંસ્કૃત, પ્રાકૃત, તથા દેશ્ય ઈકારાન્ત (અને ક્વચિત્ આકારાન્ત) શબ્દો ઉપરથી, ઈ, આ, જતા રહી થયેલા ગુજરાતીમાં સ્ત્રીલિંગના શબ્દોને અન્તે તથા ત્હેવા જ (અને ક્વચિત્ યકારાન્ત) કેટલાક અવ્યયોને અન્તે; ઉદા૦—આંખ્ય, ગાંઠ્ય, છાલ્ય, દાટ્ય, મ્હારય, કાલ્ય;—ઇત્યાદિ.

અને આ યકાર વ્યુત્પત્તિ અને સન્ધિનાં તત્ત્વોને આધારે આવેલો છે. સ્વૈચ્છિક, અકારણ, નથી; અને આ યકારના અસ્તિત્વનાં પ્રમાણ,—વાંચ્ય, પૂછ્ય, તજ્ય, વીંઝ્ય, ઇત્યાદિમાં મૂળના પ્રાકૃત ઉચ્ચારના ચ છ જ ઝના સંસ્કૃત ઉચ્ચાર થઈ જાયછે,

---

'બ્રહ્મ જેવો હનો ઉચ્ચાર 'તહ્મે' માં નથી થતો માટે 'તહ્મે' ના લખવું એ શંકાને સંબન્ધે બોલતાં નવલરામભાઇ નીચે પ્રમાણે લખેછેઃ—

"પણ ખરી વાત તો એ છે કે સઘળા પ્રાકૃત જોડાક્ષરમાં થડકારો થતો જ નથી. 'રહ્યો' હેમાં આપણે હને ય જોડિયે છઇયે, માટે 'બાહ્ય' શબ્દમાં જે'વો થડકારો થાય છે ત્હેવો હેમાં સંભળાયછે? 'ચર્ય' શબ્દમાં અને 'કર્યો' હેમાં રેફ્ના ઉચ્ચાર બેશક જૂદા જ છે." (નવલ ગ્રંથાવલી ભાગ ૩ જો પૃષ્ટ ૨૫)

આ વચનમાં બીજું બધું તો બરોબર છે, પણ રેફ્ના ઉચ્ચાર જુદા છે એ ભ્રાન્તિ છે. 'બ્રહ્મ' અને 'તહ્મે' માં અલબત હકારના ઉચ્ચારમાં સખત નરમનો ભેદ છે એ ખરું. પણ ત્હેના સામ્યથી દોરાઈ જઇને 'રહ્યો' અને 'બાહ્ય' માં પણ હકારના ઉચ્ચારનો ફેર જ કારણભૂત ગણવામાં કાંઈક ભૂલ્ય છે; કાંઈક એટલા માટે કે ગુજરાતી રહ્ ધાતુમાંનો હકાર પોચો છે જ, પણ હ્યમાં તો યકારના ઉચ્ચારના જોરદારપણા અને પોચાપણા ઉપર મુખ્યત્વે આધાર છે. પણ એ હ્યના સામ્યને વળી આગળ વધારીને ર્યમાં પણ ભ્રમ થયોછે તે વિશેષ છે; હ્યમાં પ્રથમ અક્ષરના ઉચ્ચારની વાત છે, માટે ર્યમાં પણ તેમ જ હોવું જોઇયે, એમ માની લઇને રેફ્ના ઉચ્ચારમાં ફેર માની લીધો જણાયછે. પણ રેફ્ના બે ઉચ્ચાર (યકાર હકાર જેવા સખત નરમ) સંભવતા જ નથી. મૂર્ધામાં બહુ ઘૂંટીને રેફ્નો ઉચ્ચાર થાય એમ કોઈ કહેશે;—પરંતુ તે જોરદાર ર નહિં પણ ર્ર, ર્ર્ર, ર્ર્ર્ર—ઇત્યાદિ અનેક રકારનો ઉપરાઉપરી સંયોગ છે.

'કર્યો' માં જે યકાર છે તે જ 'કર્ય' માં છે; પરંતુ એકમાં યકાર પછી ઓ છે ને બીજામાં અ છે, તેથી ઓ એ દીર્ઘ સ્વરનો ટેકો અ એ હ્રસ્વ કરતાં વધારે સબળ મળે છે, અને માટે ઉચ્ચારમાં ફેરનો આભાસ થાય છે. કાંઈક આભાસથી છેતરાઈને જ રા. ગોવર્ધનરામ ત્રિપાઠીએ 'કર્ય્', 'લખ્ય્' એમ સન્ધિનાં તત્ત્વ જોતાં અશક્ય રૂપ વાપરવા માંડ્યાં હતાં; લઘૂચ્ચારણ ય તે ત્હેને બદલે અડધો ય છે એટલે વ્યંજન ય્ છે એમ પણ ભ્રમ થયો હશે.

તેમ જ,—બેશ, પેશ, (બેસવું, પેસવુંના આજ્ઞાર્થે બીજા પુરુષ એકવચનમાં) મૂળના સકારનો શકાર થઈ જાયછે,—એ કાર્ય ઉપરથી લઘુપ્રયત્ન યકારની સ્થિતિ જણાયછે; એ દૃષ્ટાન્તોમાં જડે છે. પોતાનું કાર્ય કરીને અદૃશ્ય થઈ ગયેલો યકાર કાર્યરૂપી પરિણામથી સૂચવેછે કે તે આવી ગયેલો.

તેમ સુરત ભરૂચ સિવાય આ રૂપોમાં લઘૂચ્ચારણ યકાર સર્વત્ર ઉચ્ચારમાં પ્રચરિત છે (લખાણની વાત અસંબદ્ધ છે કેમકે તે તો પ્રશ્નનો જ વિષય છે. અનેક કૃત્રિમ કારણોને લીધે લખવાનું બંધ કેટલાકે કર્યુંછે તેથી); અને ગુજરાતના મ્હોટા ભાગમાં થતો ઉચ્ચાર સ્વીકારવો એ ધોરણ તો પ્રથમથી જ ઇષ્ટ ગણ્યુંછે, એટલે આ રૂપોમાં પણ એ યકાર લખવો, એ આપોઆપ ફલિત થાયછે. આ યકાર હું

**એ યકારનું શ્રવણ બીજા ચિન્તકોને પણ થયેલું છે.**

જ જોઉંછું એમ નથી. શાસ્ત્રી વ્રજલાલે પણ હેમની + ઉત્સર્ગમાળામાં ઈકારાન્ત સ્ત્રીલિંગના શબ્દોને વિશે આ યકાર સ્વીકારતાં સુરત શિવાય બીજા પ્રદેશમાં યકારનો પ્રચાર દીઠોછે. ધાતુના આજ્ઞાર્થે બીજા પુરુષ માટે હેમણે કશું લખ્યું નથી; પરંતુ એ પુસ્તકની યોજનામાં એ પ્રસંગ આવી સક્યો નથી, તેથી જ.

કવિ નર્મદાશંકરને પણ આ યકારનું શ્રવણ થયેલું છે. નર્મકોશની મુખમુદ્રાના પૃષ્ઠ ૬ માં નીચે પ્રમાણે વચન છેઃ—

"કેટલાક લોક આવ્ય, રમ્ય, કરય, બેસ્ય, ઇત્યાદિમાં પહેલા અક્ષરો ઉપર વિશેષ ભાર મૂકી હ્રસ્વના દીર્ઘ અને દીર્ઘના પ્લુત સ્વર બોલેછે."

આ બીજા પ્રસંગે લખેલું છે, અને અક્ષરોની માત્રાની કાંઇક કાલ્પનિક ગણનાઓ કરેલી છે તે આ સ્થળે અસંબદ્ધ વાત છે. પરંતુ લઘૂચ્ચારણ યકાર વાળાં રૂપો હેમણે ગણનામાં લીધાંછે એ વાત ધ્યાન ખેંચનારી છે. બાકી એ યકારના લઘૂચ્ચારણપણાનો ખ્યાલ હેમના મનમાં આવ્યો હોય એમ જણાતું નથી. એ જ મુખમુદ્રાના પૃષ્ઠ ૯ માં લખેછેઃ—

"ભણ્યો, કર્યો, ભમ્યો, ઇ૦ શબ્દોમાંના સંયુક્ત વર્ણ છે તે વ્યંજન નથી એમ મ્હેં * પાછળ કહ્યુંછે, પણ લખવામાં તો જેમ જોડાયછે તેમ જ રાખવા. કર્યોમાં ર વ્યંજન નથી માટે હેને રેફ રૂપે યોજવો નહિં."

---

+ ઉત્સર્ગમાળા પૃ. ૧૦૪—૧૦૫.

* પાછળનું વચન તો નીચે પ્રમાણે જડે છેઃ—

"કર્યો, ભણ્યો, જમ્યો, ઇ૦ શબ્દોમાં ર, ણ, મ, હેનું ઉચ્ચારણ વ્યંજનથી વિશેષ માત્રાનું છે."

આ તો જુદું નીકળ્યું. વ્યંજન નથી—ને બદલે વ્યંજનથી વધારે છે એમ કહેલું છે. અને વ્યંજનથી વિશેષ માત્રા એ પણ અગમ્ય કલ્પના છે. નર્મદ કવિની આ માત્રાકલ્પના અવિશદ હતી એ આ દૃષ્ટાન્તથી જણાયછે.

આ વચનમાં ર વગેરે વ્યંજન નથી હેનો અર્થ જ સમઝાતો નથી; વ્યંજન તે વ્યંજન નહિં એટલે શું? ખરી વાત એ છે કે સંયુક્ત વ્યંજનની પૂર્વે સ્વર ગુરુ થાય અને થડકાય તે આ શબ્દોમાં નથી થતું, તેથી આ સંયુક્ત વ્યંજન જ નથી એમ હેમને લાગ્યું. પરંતુ ઊંડું મૂળ એ સંયોગમાં રહેલા યકારના લઘૂચ્ચારણપણામાં છે તે હેમને જણાયું હોય એમ લાગતું નથી.

રા. કેશવલાલ ધ્રુવે હેમના નિયમ ૧૮ ( પરિશિષ્ટ ख ) માં ર્ય જોડાક્ષર જોરદાર તથા નરમ બતાવ્યોછે, 'આશ્ચર્ય' અને 'કર્યું', એ શિવાય કશો ઉલ્લેખ આ વિષયમાં નથી કર્યો. પરંતુ નરમ જોડાક્ષરમાંનું નરમપણું તે લઘુપ્રયત્ન યકારને લીધે છે એમ એ સ્વીકારતા હશે એમ આશા છે. આંખ્ય, લાવ્ય,-વગેરે સ્થળોમાં એ યકાર વિશે હેમનો અભિપ્રાય પ્રસિદ્ધિમાં આવ્યો નથી.

રા. ગોવર્ધનભાઇ આ લઘુપ્રયત્ન યકારનો ઉપયોગ વિલક્ષણ રીતે કરતા હતા—કર્યુ, લખ્યુ—વગેરે રૂપોમાં યકાર ખોડો લખતા હતા. હેની અશક્યતા અન્ય સ્થળે મ્હેં બતાવી-છે. ( જ્ઞાનસુધા ઑકટો—ડીસેમ્બર ૧૮૯૬ નું જુવો. ) પછીથી હેમણે યકારનો ત્યાગ કર્યોછે; કેટલાંક કારણોને લીધે—એમ મોઘમ હેમણે કહેલું છે. ( સમાલોચક ૧૮૯૭-૯૮-માં હેમની ચર્ચા જુવો. )

રા. છોટાલાલ નરભેરામને પણ આ યકારનું કાંઇક શ્રવણ કેટલાંક સ્થળોમાં થયેલું જણાયછે. માર્ચ ૧૮૯૮ ના બુદ્ધિપ્રકાશમાં છપાયલા હેમના પત્રમાં એઓ લખેછે:--

"વળી ચાલ, કર, આવ, ઊઠ, વગેરે આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના રૂપમાં છેલ્લા અક્ષરમાં ય ભળેલો હોય ત્હેવો કાંઇક ઉચ્ચાર થાયછે. તે માટે પણ ચિહ્નો યોજવાં પડશે."

'કાંઇક ઉચ્ચાર'—એટલે જ લઘુપ્રયત્નતર યકાર એમ સમઝી સકાશે.

રા. નન્દનાથ કેદારનાથ દીક્ષિત સં. ૧૯૬૧ ના માર્ગશીર્ષના વસન્તમાં આ યકાર વિશે લખેછે. ત્હેનો સાર એટલો છે કે 'આંખ્ય' એમ ઉચ્ચાર બેશક વડોદરાની ઉત્તર-માં સર્વત્ર થાયછે-સુશિક્ષિત વર્ગમાં પણ; પરંતુ 'આવ્ય' વગેરેમાં યકારનું શ્રવણ આ અને વ ની વચમાં થાયછે—'આય્વ' એમ; અને આમ ભેદમાં ભેદ આણવા પડશે, માટે આડમ્બરી રૂપો છોડી દઈ 'આવ', 'લાવ', 'આંખ', 'વેલ',—વગેરે જ કાયમ રાખવું.

પરંતુ 'આય્વ' એ યકારનું વચમાં શ્રવણ થાયછે એ મ્હારા નમ્ર મતે ખરું અવલોકન નથી. ( એ રીત્યનું શ્રવણ ફક્ત સુરતમાં ચાલતા પ્રયોગો—આય્વો, લાય્વો-

આવ્યો, લાવ્યોને બદલે થાયછે ત્હેમાં જાણ્યુંછે. ) આ સૂક્ષ્માવલોકન તો અપૂર્વ જ જણાયછે. અને મ્હારા મનમાં દૃઢ વિશ્વાસ છે કે 'આવ્ય' 'લાવ્ય'માં એ યકાર છે તો અંતે જ છે એમ ખરા અવલોકનથી જણાશે. 'આંખ્ય'માં ય અંતે અને 'આયુવ'માં વચ્ચે એમ ભેદ ખોટો છે એ રા. નન્દનાથને મળેલા કેળવાયલા ગૃહસ્થોના વચનમાંથી જ જણાઈ આવેછે—આજ્ઞાર્થરૂપોમાં ય વચમાં અને ઇકારાન્ત ઉપરથી સ્ત્રી-લિંગી શબ્દો થયેલામાં ય અન્તે—એમ ભેદ બતાવવાનો હેતુ હેમનો છે. છતાં 'વેલ્ય' ( વેલી ઉપરથી થયેલા ) માટે એઓ કહેછે કે યકાર અન્તે નથી સંભળાતો પણ વચમાં સંભળાય છે. આ ઉપરથી જ એઓના અવલોકનની ઉચ્ચાવચતા, વિષમતા, જણાયછે.

આમ યકારનું સ્થળ એક જ, શબ્દને અંતે ( અન્ત્ય સ્વરની તો પૂર્વે જ, પણ સ્થૂલ રીતે બોલતાં અન્તે ) રહ્યું તો પછી રા. નન્દનાથના વાંધાનું મૂળ જતું રહેછે, અને માટે યકાર લખવા સ્હામે કશું કારણ રહેશે નહિં એમ આશા છે.

**યકાર જોરદાર છે એમ ભ્રમથી ઉત્પન્ન થતો વાંધો.**

યકાર માટે આટલું બસ છે. એક માત્ર નોંધવું જરૂરનું છે કે જેમ હકારનો ઉચ્ચાર જોરદાર માની લેવાના ભ્રમથી 'હમે,' 'હમારું,' વગેરે રૂપોમાં હકાર સ્હામે વાંધો આણવામાં આવેછે તેમ જ 'આવ્ય', 'આંખ્ય', ઇત્યાદિમાં પણ યકાર જાણે જોરદાર—ગુરુ પ્રયત્ન—હોય એમ ચીપીને બોલવાથી ભ્રમ થઈ હેમાં પણ યકારનું અસ્તિત્વ નથી એમ બાધ આણવામાં આવેછે.

**એકાર ઓકારના પ્હોળા ઉચ્ચાર.**

હવે ( क )—( ૩. )—એકાર ઓકારના પ્હોળા ઉચ્ચાર વિશે બોલુંછું.—ઈ. સ. ૧૮૮૮ ના જોડણીના પુસ્તકમાં પૃષ્ઠ ૩૬–૩૯ માં આ બાબત સવિસ્તર ચર્ચા છે. હેનો સાર એટલો જ છે કે ગુજરાતીમાં આવવાની પૂર્વે ( તદ્ભવ શબ્દમાં ) અઇ, અય, હોય ત્યહાં ઍ થાયછે. અને અઉ, અવ, હોય ત્યહાં ઑ થાય છે. આ નિયમને અપવાદ બહુ નથી.

આ પ્હોળા ઉચ્ચારની નિદાનકલના બતાવવા ઉપરાંત મ્હેં કાંઇ નવું બતાવ્યું નથી. કેમકે એ ઉચ્ચારના અસ્તિત્વનું દર્શન તો પૂર્વે પણ બીજાઓને થયેલું છે. નવલરામભાઈ નીચે પ્રમાણે લખેછે:—

**નવલરામભાઇયે પ્હોળા ઉચ્ચાર સ્વીકાર્યાછે.**

* "કેટલાં ઉચ્ચારણો આપણને હેવાં માલમ પડશે કે ત્હેનાં ચિહ્ન જ આપણી લિપિમાં નથી. 'મોર' પક્ષી ને આંબાનો 'મોર', 'કોઠી'નું ઝાડ ને દાણા ભરવાની 'કોઠી' વગેરે કેટલાં-એક ગુજરાતી ઉચ્ચારણોનો આપણી લિપિમાં સમાવેશ થઈ

* નવલગ્રંથાવળી ભાગ ૩ જો પૃષ્ઠ. ૧૪

સકતો નથી તો આરબી કે ઈંગ્રેજી ભાષાનાં ઉચ્ચારણો આપણે આ નિયમ પ્રમાણે શી રીતે બરાબર લખી સકવાના હતા?"

આમ કહ્યુંછે ખરું; પણ પ્હોળા ઉચ્ચારનું અસ્તિત્વ તો નવલરામભાઇયે ઉપરનાં વચનોમાં જ સ્વીકાર્યુંછે, એટલું જ નહિં પણ ચિહ્નની યોજના માટે પણ વાંધો પરભાષાનાં ઉચ્ચારણોને સંબન્ધે જ હેમનો હતો એમ જણાયછે. કેમકે તરત જ થોડાંક વાક્ય પછી એઓ કહેછેઃ—

" દુનિયાની બધી ભાષાનાં ઉચ્ચારણોનાં ચિહ્ન કદી પણ આપણે આપણી લિપિમાં આણી સકિયે નહિં, અને તે આણવા જવું એ આપણું કામ પણ નથી. 'એ' ને 'ઓ'ના જે બે ઉચ્ચાર આપણી ભાષામાં ચાલે છે ત્હેને માટે નવાં ચિહ્ન કલ્પવાં કે પ્હેલાં હતાં ને હમણાં જ આપણે વિસારી મૂકયાંછે ત્હેને પાછાં તાજા કરવાં એ જુદી વાત છે."

નવલરામભાઈ સુરત તરફના છતાં એઓ આ ઉચ્ચારનું અસ્તિત્વ સ્વીકારેછે એ ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત છે. સાંકડો ઉચ્ચાર સુરતના નાગર બ્રાહ્મણોમાં જ બહુધા નિયન્ત્રિત છે એમ કવિ નર્મદાશંકરના વચનનું તાત્પર્ય જે પાછળ પૃષ્ઠ ૫ મામાં મ્હેં નોંધ્યુંછે તે ઉપરથી કાંઇક ખુલાસો નવલરામભાઇના આ અવલોકનનો મળી સકશે.

રા. કેશવલાલ ધ્રુવ પણ આ ઉચ્ચારભેદ સ્વીકારેછે. અને તે દર્શાવવા માટે ચિહ્ન ( ન્હાની અવળી માત્રા ) યોજવાનું સૂચવેછે. ( હેમનો નિયમ ૧૦—પરિશિષ્ટ ख જુવો. ) આ ઉચ્ચારોને હેમણે close અને open એમ કહ્યાછે તે આગળ ઉપર સંવૃત અને વિવૃત ઉચ્ચારણ વિશે કહીશ ત્હેને અનુમોદન આપેછે એમ જણાયછે.

**પ્હોળા ઉચ્ચારનું શ્રવણ કવિ નર્મદને પણ થયુંછે.**

કવિ નર્મદાશંકર આ ઉચ્ચાર વિશે શું કહેછે તે જોઇયે;—

+ એકારાન્તથી (? એકારથી) તથા એકારાન્ત વર્ણથી તેમ ઓકારથી ને ઓકારાન્ત વર્ણથી આરમ્ભાતા શબ્દમાંના કેટલાકના ઉચ્ચાર એ—ઓ પરત્વે કાંઈ એક ચંપાયલા પ્હોળા જેવા થાયછે."

પછી હેમના કોશમાં આવેલા હેવા શબ્દોની સંખ્યાની ગણુતરી આપીને ઠરાવેછે

+ નર્મકોશ, મુખમુદ્રા, પૃષ્ઠ ૯.

કે હેવા ગુજરાતી ( પરભાષાભિન્ન ) શબ્દો ઘણા જ થોડા છે. મ્હેં અન્યસ્થળે× બતાવ્યું છે કે—

**મ્હોળા ઉચ્ચારવાળા શબ્દોની સંખ્યા પ્રમાણમાં ન્હાની નથી.**

આ ગણતરી પ્રમાણે પણ એ સંખ્યાપ્રમાણ કાંઈ એ ઉચ્ચારને ચિહ્નપ્રદર્શન માટે ત્યાજ્ય ગણવા જેટલું ન્હાનું નથી. એ પ્રમાણ આ છે:—

| | ખરા ગુજરાતી શબ્દો. | પરભાષાના શબ્દો. |
|---|---|---|
| મ્હોળા એકારવાળા. | સેંકડે ૭૫ | ૨૫ |
| મ્હોળા ઓકારવાળા. | સેંકડે. ૯૩ | ૭ |

એકંદર એકાર ઓકારવાળા ( સાંકડા તેમ મ્હોળા સર્વે ) શબ્દોમાં પ્રમાણ નીચે પ્રમાણે છે:—

મ્હોળા એ વાળા — ખરા ગુજરાતી સેંકડે ૯, પરભાષાના ૩ = ૧૨

સાંકડા એ વાળા. — ૮૮ = ૧૦૦

મ્હોળા ઓ વાળા. — ખરા ગુજરાતી સેંકડે ૧૩, પરભાષાના ૧ = ૧૪

સાંકડા ઓ વાળા. — ૮૬ = ૧૦૦

* આ ઉપરથી જણાશે કે મ્હોળા એકાર ઓકાર વાળા શબ્દોની સંખ્યાનું પ્રમાણ

---

× સં. ૧૯૬૦ ભાદ્રપદનું વસન્ત પૃષ્ઠ ૩૧૦ જુઓ.

* નર્મકોશમાં એકારથી અથવા એકારાન્ત વર્ણથી આરમ્ભતા શબ્દોની કુલ સંખ્યા ૧૭૦૨ છે; તેમ ત્હેવા ઓકારવાળાની કુલ સંખ્યા ૨૦૨૬ છે; તો મ્હોળા એકારવાળા શબ્દ ખરા ગુજરાતી ૧૫૩ થયા, પરભાષાના ૫૧ થયા; અને મ્હોળા ઓકારવાળા શબ્દ ખરા ગુજરાતી ૨૬૪ અને પરભાષાના ૨૦ થયા. આ સંખ્યા કાંઈ અલ્પ નથી. તેમ વળી મ્હોળા ઉચ્ચારવાળા સર્વે શબ્દો નર્મકોશમાં આવી ગયાછે એમ નહિં કહી સકાય; એ ધ્યાનમાં રાખતાં જણાશે કે ઉપરની ગણતરી કરતાં વધારે સંખ્યા હેવા શબ્દોની થવાનો સંભવ છે.

હેતું અલ્પતમ નથી કે જેથી ચિહ્ન કરવા માટે લક્ષમાં ના લેવાય, અપવાદરૂપ સ્થિતિ તો અલ્પ પ્રમાણુની સંખ્યાનાં ઉદાહરણોમાં જ સંભવે; નહિં તો તો પછી અપવાદ અને નિયમ એ એના પ્રદેશનો વિપર્યાસ જ થઈ જાય. માટે હાવા શબ્દો ઘણા જ થોડા છે એમ કહેવાનું ફળ ચિહ્નની યોજના માટે કશું ગણવાનું નથી.

કવિ **ન**ર્મદાશંકર તે પછી કહે છેઃ—

" એ શબ્દોમાંના કેટલાકનાં પૂર્વકાળનાં રૂપાન્તરોમાં હ વર્ણ જૂદો લખેલો છે તે કાઢી નાંખતાં એ પ્હોળો બોલાયોછે એમ જણાયછે. પ્હોળા ઉચ્ચારણનું બીજું કારણ વધારે સરળતાનું પણ છે. એ ઉચ્ચારણ ફારસી આરબી ઉચ્ચારણને કાંઈક મળતું લાગેછે પણ વસ્તુતઃ જુદું જ છે.*

**પ્હોળા ઉચ્ચારની નિદાનકલના.**

પ્હોળા ઉચ્ચારની આ નિદાનકલના યથાર્થ નથી તે સહજ જણાઈ આવેછે. પ્હોળા એકાર માટે કવિ **ન**ર્મદ હકારનું કારણ આપેછે; પણ ઓકાર માટે કારણ બતાવી સકયા નથી; તેમ જ એકારના શબ્દોમાં પણ હકાર સર્વત્ર નથી હોતો—કોઈકમાં જ આવેછે; અને પૂર્વ રૂપમાં અઇ, અય્, અથવા અઉ, અવ્ હોવાથી પ્હોળા ઉચ્ચાર થાયછે એ મ્હેં જોડણીના પુસ્તકમાં સવિસ્તર સાબીત કરી આપ્યુંછે, આ સર્વ વિચાર્યાથી કવિ **ન**ર્મદની આ કલ્પનાની અવાસ્તવિકતા જણાશે પણ આ માત્ર પ્રસંગવશાત્ કહ્યું; હેમાં હેમનો કશો દોષ નથી. ફારસી આરબી ઉચ્ચારણને 'કાંઈક મળતું' પણ વસ્તુતઃ જૂદું જ એમ એઓ કહેછે ત્હેમાં જ આ અઇ, અય્, અઉ, અવ્‌ની પૂર્વસ્થિતિમાં એ ઉચ્ચારણના કારણની કલ્પનાનું દૂરતમ બીજ ગૂઢ રહેલું જણાયછે; તેમ જ ફારસી આરબીમાં અય્ અવ્ (અથવા ઍ ઑ, પણ તે પ્હોળા)—ગૅર, કૉલ, એમ કાંઈક—ઉચ્ચારણ છે એ કવિ **ન**ર્મદને ધ્યાનમાં રહેલું જણાયછે. ફારસી ભાષાના અનુકરણનું પરિણામ છે, એમ ગુજરાત શાળાપત્રમાં કલ્પના આવી હતી તે કવિ **ન**ર્મદના આ મતમાં સમાય હેવી નથી જણાતી.

**વ્રજલાલ શાસ્ત્રી પ્હોળા ઉચ્ચાર માટે ચિહ્નો સ્વીકાર્ય ગણતા હતા.**

પ્રાકૃત અને પ્રાચીન ગુજરાતીનો ખાસ અભ્યાસ કરેલો અને તેથી તે વિષયમાં કેટલીક રીતે પ્રમાણભૂત ગણવા લાયક હેવા મરહૂમ શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસને ઈ. સ. ૧૮૮૭ માં મ્હેં પત્ર લખી પ્રશ્ન પૂછેલાના ઉત્તરમાં હેમણે એક લાંબો કાગળ લખ્યો હતો,—ત્હેમાં આ પ્રશ્ન વિશે હેમણે નીચે પ્રમાણે લખ્યું હતુંઃ—

" અવળી માત્રાનું કારણ પ્રાચીન ગુર્જર વ્યાકરણમાં નથી, તેમ પ્રાકૃતમાં પણ નથી." (પ્રાકૃતમાં તો ન જ હોય કેમકે હેમાં એ ઉચ્ચાર જ નથી.)–" એક વહીવંચો મારવાડી

* નર્મકોશ, મુખમુદ્રા પૃષ્ઠ ૩.

ભાટ મળ્યો હતો ત્હેની પાસે મારવાડી ભાષાવાળો પૃથ્વીરાજનો રાસો હતો. ત્હેમાં આ પ્રમાણે લખેલું હતું:—

**मकरंद्ररा मकवाणरो होय नित जुध्ध हमेश.** પછી મ્હેં તે ભાટને પૂછ્યું ત્હારે તેણે કહ્યું કે હમારાં જેટલાં પુસ્તક છે ત્હેમાં એ અને ઍ, ઓ અને ઑ, એમ ઉચ્ચાર બદલાય છે ત્હારે અવળી માત્રા લખાયછે. હવે આપણે પણ એ રીત્ય રાખવી હેવું મ્હારું મત છે."

**માધવલાલભાઈની એ ચિહ્નો માટે ભલામણ.** માધવલાલભાઈ પ્હોળા એકાર તથા ઓકાર સ્વીકારી હેને માટે ચિહ્નોની યોજનાના પક્ષમાં હતા તે તો સ્પષ્ટ જ છે. પરિશિષ્ટ (च) વાળો હેમનો પત્ર પૂર્ણ સાક્ષી આપેછે.

**રા. ગોવર્ધનભાઈ ત્રિપાઠીના વાંધા.** રા. ગોવર્ધનભાઈ આ પ્હોળા ઉચ્ચારનું અસ્તિત્વ તો સ્વીકારેછે: પરંતુ કાંઇ અગમ્ય કારણોને લીધે, ચિહ્નોની યોજના સ્વીકારવાની ના પાડે છે.× હેમણે કારણો આપેલાં છે તે આ:–

(૧) ઉચ્ચારભેદ કિયા શબ્દોમાં કિયા પ્રાન્તોમાં થાય છે તે જાણવાનાં સાધન હજી સુધી થયાં નથી.

(૨) ચિહ્નો હજી સુધી વપરાતાં નથી;—અને વાપરતાં શ્રમ થાય એમ છે.

**એ વાંધાના ઉત્તર.** (૧) નો ઉત્તર એટલો જ છે કે ઉચ્ચારભેદવાળા શબ્દો તથા દેશવિભાગ અજ્ઞાત નથી. કિયા શબ્દો તે તો મ્હેં જોડણીના પુસ્તકમાં બતાવેલું છે અને તે હેમણે પણ ઉપરના લખાણમાં સ્વીકારેલું છે. દેશવિભાગ માટે તો અવલોકન અને પરિચય એ સાધન છે. અને હું સૂચવવાનો છું તે રીતે કમિટી નીમાય તો અવલોકન પણ સમગ્ર રીતે થઈ સકે એમ છે: જોકે તે વિના ના થાય એમ નથી.

(૨) નો ઉત્તર એ જ કે અન્ય સ્થળે આ નિબન્ધના આ પ્રકરણમાં બતાવ્યુંછે તે પ્રમાણે ચિહ્નો યોજાતાં હતાં; તેમ જ નવાં વાપરવાં એ જ પ્રશ્ન છે. ત્હાં નથી વપરાતાં એ વાંધો જ અસંભવિત છે. અને હેમાં શ્રમ કશો નથી એ તો સ્પષ્ટ જ છે.

**પ્હોળા ઉચ્ચારનું ચિહ્ન પ્રાચીન ગ્રન્થોમાં છે.** આમ ત્હારે પ્હોળા ઉચ્ચારનું શ્રવણ અપૂર્વ નથી એ આ ઇતિહાસ ઉપરથી જણાશે. અને એ ઉચ્ચારને લિપિમાં બતાવવાના પ્રશ્ન ઉપર પણ વ્રજલાલ શાસ્ત્રીના છેલ્લા વચનમાંથી સહજ અવાયછે. પ્રાચીન ગ્રન્થોમાં એમ અવળી માત્રાનું ચિહ્ન હતું એ તો આ ઉપરથી જણાયછે જ. આધુનિક ગુજરાતી સાહિત્યના આરમ્ભકાળમાં પણ અવળી માત્રા અથવા માત્રા સાથે અર્ધચન્દ્ર અથવા કેવળ

---

× સમાલોચક, ઑક્ટોબર, ૧૮૯૬, પૃ. ૧૪૬ (ઐ)

અર્ધચન્દ્ર એમ ચિહ્નો વપરાતાં હતાં એ આપણામાંથી ઘણા જણથી અજાણ્યું નથી. પાછળ નવલરામભાઈના અભિપ્રાયનો ઉતારો આપ્યોછે ત્હેમાં પણ સ્પષ્ટ છે કે પ્હોળા ઉચ્ચાર માટે ચિહ્નો "પ્હેલાં ચાલતાં હતાં ને હમણાં જ આપણે વિસારી મૂક્યાંછે." આ સ્થિતિ ઈ. સ. ૧૮૭૨ માં હતી. તો આ માટે ચિહ્નની યોજના કરવાની સૂચના મહાન્ ક્ષોભ અને ઉથલપાથલ કરનારી તો નહિં જ ગણાય એમ આશા છે.

**એ ચિહ્નનો ઉપયોગ આવશ્યક સ્થળમાં જ કરવો જોઇયે,–સર્વત્ર નહિં. વ્યવહારકુશલતાનો અહિં ઉપયોગ.**

અલબત એ ચિહ્નનો ઉપયોગ આવશ્યક સ્થળોમાં જ કરવો ઇષ્ટ છે; કેવળ દઢ ન્યાયનિયમને વળગી રહી, વ્યવહારકુશલતાને વીસરી જઈ, પ્રત્યેક સ્થળમાં એ પ્હોળા ઉચ્ચારનું ચિહ્ન મૂકવાનો આગ્રહ રાખીશું તો હેવી મહાન્ ઉથલપાથલનો ભય અને દોષ આવશે. આમ ક્હેવાનું કારણ એ છે કે, ઈ. સ. ૧૮૮૮ વાળા જોડણીના પુસ્તકના પરિશિષ્ટ ( **ख** ) માં ઇશારો છે તે પ્રમાણે, પુંલિંગ પ્રથમા એકવચનનો અન્ત્ય ઓકાર ( ઘોડો, મ્હારો, ત્હેનો, કાળો, ઇત્યાદિ ); ચતુર્થી સપ્તમીના પ્રત્યયોને અન્તે આવતો એકાર ( મ્હને ખાટલે, ઇત્યાદિ ); વર્તમાનકાળના ત્રીજા પુરુષ એકવચન ને અન્તે આવતો એકાર ( છે, આવે, આવેછે,—ઇત્યાદિ ); ભવિષ્યકાળના બીજા પુરુષ એકવચનને અન્તે આવતો એકાર વિકલ્પે (?)—( આવશે–આવશે ); વર્તમાનકાળ બીજા પુરુષ બહુવચનમાં, આજ્ઞાર્થ બીજા પુરુષ બહુવચનમાં, વગેરે સ્થળે અન્તે આવતો ઓકાર ( છો, આવોછો, આવો, ઇત્યાદિ );—વગેરે સ્થળોમાં યથાન્યાય પ્હોળા ઉચ્ચારનાં ચિહ્ન મૂકવા જઈશું તો લેખનવ્યવસ્થામાં બહુ જ ફેરફાર થઈ જશે, અને ત્હેના પ્રમાણમાં લાભ તેટલો નથી.—બાકી એ સર્વ સ્થળોમાં પ્હોળા ઉચ્ચારનું કારણ પૂર્વસ્થ અઇ, અય્, અઉ, અવ્માં જડશે એ તો વાસ્તવિક છે.+ પરંતુ આ પ્રસંગે વ્યવહારકુશલતાનો ઉપયોગ કરવો વાજબી થશે. અને એ ઉપયોગ કેવળ સ્વૈચ્છિક કે અકારણ પણ નથી. અવલોકનથી જણાશે કે આવાં ઝીણાં ઉદાહરણોમાંનો એકાર તથા ઓકાર વ્હેલું, કોઠ, ઇત્યાદિ શબ્દના શરીરમાં જ આવેલા એકાર ઓકાર જેટલો પ્હોળો નથી. વ્હેલું, કોઠ વગેરેમાં વિવૃત છે, તો–છે, બોલે, આવો, ઇત્યાદિમાં અર્ધવિવૃત છે એમ ક્હેવું ઠીક છે.* તેમ આવેછે, આવો, વગેરેમાં કોઠી—કોઠી જેવા શબ્દોની પેઠે ભ્રમ થવાનો સંભવ ઓછો છે; તેમ તે શબ્દોમાં પૂર્વે પ્હોળા ઉચ્ચારનાં

**વિવૃત અને અર્ધ-વિવૃત એકાર તથા ઓકાર.**

ચિહ્ન લખાતાં હતાં ( **मकवाणरो** એમ પ્રત્યયમાં પણ લખાતું હતું તે વાત દૂર મૂકવી

---

+ ઈ. સ. ૧૮૮૮ ના જોડણીના પુસ્તકનું પરિશિષ્ટ **ख** જુવો. છે તે 'છઈ' ઉપરથી થયુંછે. પણ પ્રાકૃતમાં 'છિ' રૂપ પણ થાયછે. તો અઇને પ્રસંગે એ થાયછે અને ઈ એકલો હોયછે તો લુપ્ત થાયછે તે નિયમથી ગુજરાતીમાં—આવછ, જાછ. કરછ—એમ બૈરાં બોલેછે તે રૂપમાં છ એમ પરિણામ જણાયછે.

* વિવૃત શબ્દ સંસ્કૃત વ્યાકરણમાં વર્ણના પ્રયત્નોમાંના એક માટે વપરાયલો છે. છેક તે જ અર્થમાં નહિં પણ કાંઇક હેને મળતા જ અર્થમાં આ ઠેકાણે વિવૃત શબ્દ

પડશે. ) દક્ષિણના ગૃહસ્થો ગુજરાતી બોલતાં છે, કરેછે, ઘોડો,—વગેરે સાંકડા ઉચ્ચાર કરીને બોલેછે, તેમ જ કેટલાક—બહુ જ થોડા ગુજરાતીઓ— કોક પ્રસંગે જ ફક્ત કવિતા વાંચતાં, ( વાતચીતમાં બોલતાં નહિં )—કૃત્રિમતાનો આદર કરીને એ સ્થળોમાં સાંકડા ઉચ્ચાર કરેછે;—એ ખરી વાત છે. પરંતુ એ પરિણામ ટાળવા માટે ફક્ત ચિહ્ન યોજવાં એ લાભાલાભનું પ્રમાણ જોતાં ઇષ્ટ લાગતું નથી. અને એ માટે રસ્તો કાંઇક થઈ સકે એમ છે. એ સ્થળોમાં—અર્થાત્ પ્રત્યયોમાં આવેલા એકાર ઓકારના ઉચ્ચાર અર્ધવિવૃત છે એમ વ્યાકરણનિયમથી શાસન કરવું—એટલે તે રીત્યે જ્ઞાન બીજાઓને મળી સકશે. આમ ત્હારે વ્યવહારદૃષ્ટિ—સકારણ વ્યવહારદૃષ્ટિ—રાખીને એમ વ્યવસ્થા રખાયતો ઠીક કે—વિવૃત એકાર ઓકારને માટે ઊંધી માત્રા કે હેવું ચિહ્ન રાખવું, અને અર્ધવિવૃત માટે કશું નવું ચિહ્ન ના યોજવું.

( અર્ધવિવૃત પ્રત્યયોમાં આવેલા એકાર ઓકારમાં બહુધા સંભવેછે; અને વિવૃત ઉચ્ચારણ શબ્દના પ્રકૃતિભૂત શરીરમાં આવેલા એકાર ઓકારમાં સંભવેછે. બહુધા કહેવાનું કારણ એ કે—બે (two), તો ( અવ્યય ), હો ( = વારુ ), હેને, ત્હેને, જે'ને, કો'ને, ઇત્યાદિમાં પ્રત્યયગત એકાર ઓકાર નથી, અને હેમાંના ઉચ્ચાર પ્હોળા છે: પરંતુ હેવાં વિરલ સ્થળો માટે ઘટતી અપવાદવ્યવસ્થા કરી સકાશે ).

---

વાપર્યોછે. સર્વ સ્વરોનો આભ્યન્તર પ્રયત્ન વિવૃત જ છે. તાલુ વગેરે સ્થાન જોડે જીભનો સ્પર્શ થઈ તે ઉચ્ચાર થનારા વર્ણો સ્પર્શ, ઈષત્ ( = થોડો ) સ્પર્શ થઈને ઉચ્ચાર થનાર અન્તઃસ્થ ( ય, ર, લ, વ, semi-vowels—અન્તઃસ્થ=અધવચ રહેલા સ્પર્શ પણ નહિં અને અસ્પર્શ પણ નહિં એમ ), અને સ્પર્શ થયા વિના ઉચ્ચાર થનારા તે વિવૃત,-સર્વે સ્વર તથા શ ષ સ હ એ ઊષ્મ વર્ણો—આમ વ્યવસ્થા છે; ત્હેમાંથી વિવૃતનો અર્થ આગળ વધારી અહિં શબ્દ વાપર્યોછે. અવર્ણ શાસ્ત્રદશામાં વિવૃત જ છે અને પ્રયોગમાં સંવૃત છે એમ વ્યવસ્થા છે; સૂત્રોમાં અકારનો ઉચ્ચાર પ્હોળો કરવાનો સંપ્રદાય છે. તેમ જ કેટલાક દ્રાવિડોને એકાર ઓકારના ઉચ્ચાર સંસ્કૃત શ્લોકોમાં પણ પ્હોળા કરતા મ્હેં સાંભળ્યાછે; તેથી વખતે એમ તર્ક થાયછે કે પૂર્વે સંસ્કૃત ભાષા બોલાતી હતી તે કાળમાં સ્વરોના પ્હોળા ઉચ્ચાર થતા હશે. પરંતુ વિવૃતત્વનું સ્વરૂપ જીભને સ્થાન જોડે સ્પર્શાભાવના તત્ત્વમાં છે તે વિચારતાં વિવૃત શબ્દનો અર્થ પ્હોળા ઉચ્ચારનો હાલ જેવો નહિં હોય એમ લાગેછે. માટે વિવૃત શબ્દ અર્થ આગળ વધારીને વાપર્યોછે એમ કહેવું એકંદર જોતાં ઠીક છે.

આ રૂપોમાં પ્રત્યયના એ નો ઉચ્ચાર કાંઇક પ્હોળો છે એ ભાસ રા. છોટાલાલ નરભેરામને થયેલો જણાયછે. ( પરિશિષ્ટ છ જુવો. ) હેમણે માત્ર અનિયમિત વર્તમાનના ત્રીજા પુરુષના એકવચનમાંના એકારનું જ કહ્યુંછે. તેમ જ ઈ. સ. ૧૮૯૮ માં ૬ ઠ્ઠી માર્ચના ગુજરાતી પત્રમાં 'પેનશનર માસ્તર' હેવા નામથી ચર્ચાપત્ર એક આવ્યું હતું ત્હેમાં વિચારની તો બીજી બહુ અવ્યવસ્થા હતી પણ આ પ્રત્યયોના એકારના પ્હોળા ઉચ્ચારનું શ્રવણ એ માસ્તરને બીજી, ત્રીજી, અને ચોથી વિભક્તિના પ્રત્યયોમાં, વર્તમાન, અનિયમિત વર્તમાન, અને ભવિષ્યકાળના પ્રત્યયોમાં થયું હતું. મતલબ કે આ પ્રત્યયોમાં પણ પ્હોળું શ્રવણ તે મ્હારી કલ્પના નથી.

**સકારનો શકાર.** હવે (ક)—(૪) લઇયે.—સકારનો શકાર.

આ બાબત ઈ. સ. ૧૮૮૮ ના જોડણીના પુસ્તકમાં પૃષ ૧૦-૧૧ માં મૂળમાં તથા ટીપમાં ચર્ચા કરીછે. અહિં એટલું જ કહેવું બસ છે કે ગુજરાતીમાં ઇકાર અથવા યકાર (લઘુપ્રયત્ન) ની પૂર્વે સકાર આવીને જોડાયછે તો સકારનો શકાર થાયછે અને યકારનો તે પછી લોપ થાયછે,—એમ નિયમ એ ચર્ચામાં ફલિત કર્યો છે. આ નિયમનું અન્તર્ગત તત્ત્વ સંસ્કૃતમાં સકારનો તાલવ્ય વ્યંજનને યોગે શકાર થાયછે તે સન્ધિ-નિયમમાં છે.* આ નિયમ નવલરામભાઇયે પણ માન્ય ગણ્યોછે. બુકકમિટીના નિયમો-માંના ૯ મા નિયમ વિશે શંકાસમાધાન કરીને અન્તે શકાર કરવાની વિરુદ્ધ પોતે નથી એમ કહેતાં, એઓ લખેછે:—

**શકાર સંબન્ધે નવલરામભાઈનો અભિપ્રાય.**

"ઈ અને ય એ અક્ષરો તાલુસ્થાની હોવાને લીધે એ જે સકારની સાથે ભેળાય-છે ત્હેનો ઉચ્ચાર તાલુમાંથી કરવો સરળ પડેછે, અને તેથી બેશક વાણીની મધુરતામાં વધારો થાયછે." ×—સન્ધિને અંગ્રેજીમાં Euphony કહેછે ત્હેના યોગાર્થમાં આ મધુરતાનું જ તત્ત્વ છે. કવિ નર્મદે પણ આપણી ભાષાનું વલણ સુન્દરતાની ઘટના તરફ છે એમ બતાવ્યુંછે તે વિશેનો ઉતારો પાછળ હું આપી ગયોછું. § એ જ તત્ત્વને માન આપીને નવલરામભાઇ આ શકારનું રૂપ આદરણીય ગણેછે. એટલું જ નહિં પણ મધુરતાની ઘટના, પ્રકૃતિમાં પ્રવર્તતી સર્વ નિયમયુક્ત રચનામાં સમાયલી મધુરતાની પેઠે જ, સ્વાભાવિક વ્યાપારનું ફળ છે એમ જણાયછે. નવલરામભાઇ એ જ વચનથી આગળ વધીને કહેછે:—

"સુરત ભરૂચ શકારનો છેક અનાદર કરેછે તે છતાં પણ ત્હાં એ હાવા યોગમાં કોઇક પ્રસંગે ઝપટના બોલનારથી આ અપવાદ પ્રમાણે બોલી જવાયછે; જેમકે—બેશી જાઓ, નાશી ગયો."

**બુકકમિટીએ એ શકારનો સ્વીકાર કર્યોછે.**

બુકકમિટીના ઈ. સ. ૧૮૭૧-૭૨ ના નિયમોમાંના નિયમ વિશે જ નવલરામભાઈની આ ચર્ચા છે એટલે કહેવાની જરૂર નથી રૂહેતી કે બુકકમિટીએ તો સકારનો શકાર કરવાનો નિયમ સ્વીકાર્યો જ હતો. પરિશિષ્ટ (ક) માં નિયમ ૯ મો જોવાથી સ્પષ્ટ જણાશે (અને નવલરામભાઇયે એ નિયમને વિશદ રૂપમાં ૧૦મા નિયમ તરીકે મૂકયોછે તેથી વધારે સ્પષ્ટ થશે) કે—પ્રત્યયના ઈ અથવા ય ની પૂર્વે શબ્દનો

---

* **સ્તોશ્ચુના શ્ચુઃ** ૮-૪-૪૦ એ અષ્ટાધ્યાયીનું સૂત્રછે. સકાર અને તવર્ગના અક્ષરો શકાર અને ચવર્ગના યોગે શકાર તથા ચવર્ગીય અક્ષર (યથાક્રમ) થાયછે.—ગુજરાતીમાં માત્ર સકાર માટે આ તત્ત્વ આવ્યુંછે, અને તે શ કે ચ વર્ગના યોગમાં નહિં પણ ઇકાર અને યકારના યોગમાં જ. પણ તાલવ્યપણાનું બીજ છે તે જોવાનું છે.

× નવલગ્રંથાવળી ભાગ ૩ જો પૃષ ૨૬.

§ પાછળ પૃષ્ટ ૩૫ ની ફૂટનોટ * જુવો.

સ મળતાં શ થાય છે; ડોસો—ડોશી; પીરસવું—પીરસ્યું; ઇત્યાદિ,–એમ બુકકમિટીએ નિયમ બતાવ્યોછે.

રા. કેશવલાલ ધ્રુવનો અભિપ્રાય સકારનો શકાર આ પ્રસંગોમાં કરવા તરફ જ છે એ હેમના નિયમ ( પરિશિષ્ટ **ख** માંના નિયમ ) ૨૧મા ઉપરથી સ્પષ્ટ જણાશે.

**સકાર અને શકારનો વિકલ્પ સ્વીકારવાની સૂચના.**

રા. **નન્દનાથ કેદારનાથ દીક્ષિત**—૧૯૦૪ ની કામટીના ઠરાવો માન્ય ગણતા છતાં હેમાંના ઠરાવથી પ્રતિકૂલ રીતે જ—ડોશી, બેશી, ઇત્યાદિમાં શકાર સ્વીકારેછે;—માત્ર વચલો માર્ગ કાઢવા જઈને ડોશી અને ડોસી, બેશી અને બેસી એમ વિકલ્પ સ્વીકારવા જાયછે. પરંતુ બેશ, પેશ, એમ રૂપ નથી સ્વીકારતા;—કારણ કશું બતાવતા નથી; અને યકાર વિશે પણ ઇકાર જેવું જ ગણવામાં કારણો ઘણાં છે તે ઉપરની-ચર્ચામાં જણાશે જ. ‘ શિવાય ’ અને ‘ સિવાય ’ એમ વિકલ્પ રા. નન્દનાથ સ્વીકારેછે. તો બેશ, પેશ—હેમાં શકાર ખોટો શા માટે કહેછે તે સમજાતું નથી. લઘુપ્રયત્ન યકાર આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનમાં આવેછે તે વાત હેમને સંમત નહિં હોય એમ તર્ક થાયછે. પરંતુ તે યથાન્યાય નથી.

રા. ગોવર્ધનભાઇ સી અને શી બંને રૂપનો સત્કાર કરેછે ( સમાલોચક ઓકટોબર ૧૮૮૭ પૃ. ૧૬૧ ), જો કે તેમ કરવામાં સાક્ષર લેખમાં દૃઢ થયેલું રૂપ સ્વીકારવાનો હેમનો નિયમ તૂટેછે. પછી ‘ દૃઢતા ’ નો અર્થ સ્થિતિસ્થાપક રૂપે કરે તો બધી વાતનો સ્વીકાર થાય.

( **क** )—( ૪. )—( b. )—

આ મથાળાના પ્રશ્નનાં ઉદાહરણો બે પ્રકારનાં છે—

(૧.) સંસ્કૃત શકાર ષકાર પ્રાકૃતમાં સકાર થઈને ગુજરાતીમાં સકાર તરીકે જ ઉચ્ચારાતા છતાં, શુદ્ધતા વગેરેની ભ્રમમય ઇચ્છાથી અને મધ્યસ્થ પ્રાકૃતનો અનાદર કરીને,—મૂળના શકાર અને ષકારનો પાછો ઉપયોગ.

(૨.) હ્રસ્વ ઇકારાન્ત શબ્દોમાં પોચો અનુસ્વાર પ્રાકૃત મારફત આવેલો રૂઢ કરીને મૂળ સંસ્કૃતના અનુસ્વારરહિત રૂપનો આદર—ઉપરનાં જ કારણોથી.

**શકવું-સકવું –ઇત્યાદિ પ્રાકૃત-દ્વારા આવેલા સકારનો ત્યાગ**

આ બંને પ્રકારમાં પ્રવર્તતો હેતુ એ જણાયછે કે શબ્દના રૂપમાં મૂળ સંસ્કૃત-થી થોડોક જ ફેર હોય તો સંસ્કૃત પ્રમાણે લખવું,—એ ખોટા સિદ્ધાન્તની સેવા. ત્હારે એ વિશે જરાક તપાસ કરિયે. એ સિદ્ધાન્તને ખોટો કહ્યો ત્હેના કરતાં એમ કહેવું ઠીકછે કે એ સિદ્ધાન્ત જાતે તો ખોટો નથી પણ હેનો ખોટો ઉપયોગ, એ ખોટા સિદ્ધાન્તની સેવા નહિં, પણ એ સિદ્ધાન્તની ખોટી સેવા,—કર્યાનું પરિણામ ‘ શકવું ’,

**કરી મૂળમાંના શકારનો આદર વાજબી નથી.** 'શોધવું' ઇત્યાદિ અનુચ્ચરિત પ્રયોગમાં આવ્યુંછે. આ બાબત સવિસ્તર ચર્ચા મ્હારા જોડણીના પુસ્તકના પૃષ્ઠ ૮–૧૧માં કરીછે. સાર એટલો છે કે બુકકમિટીનો પ્રથમ નિયમ (૧૮૭૧–૭૨ વાળો) હેવો છે કે–

"શબ્દના સાધારણ ઉચ્ચારમાં મૂળ શબ્દ જોડે થોડો જ + ફેર હોય તો ત્હેને મૂળ પ્રમાણે લખવો: જેમ—'દાશીને' ને બદલે 'દાસી', 'પરમાણે' ને બદલે 'પ્રમાણે', 'મારગ' ને બદલે 'માર્ગ', 'વના' ને બદલે 'વિના'." એ નિયમમાં શબ્દનું મૂળ એટલે તો પાંચ પેઢી ઉપરનો પણ સંસ્કૃત શબ્દ તે જ, અને વચમાં પ્રાકૃતો દ્વારા જે રૂપાન્તર થયેલાં તે તરફ તો આંખ્ય બંધ જ કરી દેવી એમ નથી પરંતુ એ નિયમોનું અર્થગ્રહણ હેમાં આપેલાં ઉદાહરણના પ્રકાશથી કરવાનું છે (એ નવલરામભાઇયે સારી રીતે બતાવ્યુંછે), તેમ કરતાં જણાશે કે પ્રાકૃતોનો અનાદર કરવાનો ઉદ્દેશ હતો જ નહિં; જ્યહાં પ્રાકૃતોની માધ્યસ્થી વિના સાક્ષાત્ સંસ્કૃત ઉપરથી ગુજરાતીમાં શબ્દો આવેલામાં સહજ જ રૂપાન્તર થયું હોય ત્યહાં સંસ્કૃત મૂળ પ્રમાણે લખવું એમ જ ઉદ્દેશ હતો. અને તેથી સકારનો શકાર થઇ ગયો હોય (સાક્ષાત્ આવતાં) ત્હેનો સકાર કરવા માટે એ નિયમ વાપરવાનો છે, પરંતુ પ્રાકૃત દ્વારા આવતાં શકારનો સકાર થયો હોય તો પાછા શકાર ઉપર જવાનું નથી. જેમકે 'શીતા', 'શેવા', 'દાશી' વગેરેને બદલે 'સીતા', 'સેવા' 'દાસી' વગેરે લખવું; પણ 'સકવું', 'દસ', 'કોસ', વગેરેને બદલે 'શકવું', 'દશ', 'કોશ', લખવું—એમ તાત્પર્ય કાઢવું તે તો એ નિયમના અર્થથી આગળ વધી અર્થ કાઢયા જેવું છે.

શકારવાળા શબ્દો તપાસતાં, 'શુણવું', 'કોશ', અને 'શોધવું' એમ તો વ્યવહારમાં હજી સુધી ઉચ્ચાર થયો જાણ્યો નથી;—સ્વાભાવિક ઉચ્ચારના વ્યવહારમાં પછી શકાર છે એમ પ્રથમથી ઠરાવી લઇને, માની લઇને, ચીપીને જાણીને ઉચ્ચાર શકારવાળો કરેછે તે વસ્તુસ્થિતિ—સ્વાભાવિક વસ્તુસ્થિતિ–નું પ્રતિબિમ્બ નહિં કૂહેવાય. હેવી વ્યુત્ક્રમવાળી પદ્ધતિના પરિણામે તો સંસ્કૃત ભાષામાં લિંગ હોય તે ગુજરાતીમાં આણવાના પ્રયત્નને લીધે 'મ્હારું મત' (મ્હારો મત એમ પુંલ્લિંગ રૂઢ છતાં) કેટલાક બોલેછે ત્હેવી આ સર્વ રીતિ ગણાય. પરંતુ તેથી તે પ્રચરિત પ્રકાર છે એમ નહિં કહી સકાય.

વ્યવહારમાં ઉચ્ચાર શો છે ત્હેની પરીક્ષા ઉપરનાં ઉદાહરણોમાં બીજાં બધાં માટે

---

+ 'થોડો ફેર' એ શબ્દને વળગી રહેવાથી અનિષ્ટ પરિણામો થશે તે મ્હેં અન્ય સ્થળે બતાવ્યુંછે. (સં. ૧૯૬૧ ના માઘના વસન્તના પૃષ્ઠ ૨૨ મે). નવલરામભાઈને પણ તે પ્રકાર જણાયોછે એમ લાગેછે. એઓ કૂહેછે:—

"કોઈ પણ એમ નહિં કહે કે 'ભાખવું' ને ઠેકાણે 'ભાષવું', 'પડવું' ને ઠેકાણે 'પતવું', 'જવ' ને ઠેકાણે 'યવ', 'જાન' ને બદલે 'યાન', 'જૂ' ને ઠેકાણે 'યૂ', 'જણુ' ને ઠેકાણે 'જન', 'જમણુ' ને ઠેકાણે 'જમન', 'ચાલણી' ને ઠેકાણે ચાલની' વગેરે વગેરે યોજવું જોઇયે." (નવલગ્રંથાવલી. ભાગ ૩ જો પૃષ્ઠ ૭.)

કઠણ નથી; પરંતુ 'શકવું' માટે જરાક મુશ્કેલી આવે છે; હેનાં એક બે કારણો છે. પ્રથમ તો એ કે શકયતાનો અર્થ બતાવવા માટે 'શક્' ધાતુનો પ્રયોગ ગુજરાતીમાં અર્વાચીન કાળમાં—અંગ્રેજી જ્ઞાનને અંગે can શબ્દનો પ્રસંગ પડયા પછી (શક્ એ ધાતુ સંસ્કૃતમાં છતાં પણ ગુજરાતીમાં તો હેનો ઉપયોગ સ્વતન્ત્ર રીતે મૂળમાં ન થયેલો હોવાથી)—પ્રચારમાં આવ્યોછે. તે વખત સુધી તો બહુધા એ વિચાર સત્વભેદનો ઉપયોગ કરીને દર્શાવાતો હતો. 'હું બોલી સક્યો નહિં' ને બદલે 'મ્હારાથી બોલાયું નહિં.' એમ કહેવાનો વિશેષ અભ્યાસ લોકોને હતો. બાકી ક્વચિત્ બોલાતો હશે તો 'સકવું' એ જ શબ્દ બોલાતો હતો. એટલે 'શકવું' કે 'સકવું' તે વિશે અવલોકન કરવાનો પ્રદેશ આધુનિક કેળવણીના લાભ લીધેલા વર્ગમાં જ નિયન્ત્રિત થાયછે. અને તે લોકોમાં 'શકવું' એમ પ્રથમ પ્રયોગ પેસાડી દીધેલાની પ્રતિક્ષેપન ક્રિયાને લીધે 'શકવું' એમ કૃત્રિમ ઉચ્ચાર જણાયછે.

**નહિં, દહિં, વગેરેમાં અન્ત્ય સ્વરમાંનો અનુસ્વાર.**

નહિં, દહિં,—વગેરેમાં ઈકાર ઉપર પોચો અનુસ્વાર આવેછે તે પણ મ્હેં દર્શાવેલા પ્રાકૃતના મધ્યસ્થપણાના સ્વીકારને પરિણામે જ. વ્યવહારમાં ઉચ્ચાર છે, તે તો પ્રથમ શરત છે જ. સિદ્ધ હેમચન્દ્રમાં ૮–૩–૨૫ મું સૂત્ર *क्लीबेस्वरान्म्सेः એમ છે હેને આધારે **दहिँ, वहिँ** ઇત્યાદિ પ્રાકૃતમાં રૂપ પ્રચરિત હતાં. તે આપણામાં દહિં, એ રીતે દેખા દેછે. જહિં, તહિં,—એ રૂપોમાં પણ અનુસ્વારનું મૂળ પ્રાકૃતમાં છે.[×] સિદ્ધ હેમચન્દ્ર સૂત્ર ૮–૪–૪૧૯માને આધારે સંસ્કૃત **नहि** નો પ્રાકૃતમાં **नाहिं** એમ આદેશ થાયછે. હેમાં અનુસ્વાર સ્પષ્ટ છે; તે જ સાદૃશ્યે ગુજરાતીમાં 'નહિં'માં અનુસ્વાર આવેલો છે. 'નાહિં' એમ પણ કવિતામાં ગુજરાતીમાં વપરાયછે.

રા. કેશવલાલ ધ્રુવે આ વિશે સ્વતન્ત્ર નિયમ નથી મૂક્યો. પરંતુ હેમના ૬ ઠ્ઠા નિયમમાં (પરિશિષ્ટ **ख** માં) દહીં, તહીં,—એમ રૂપો સ્વીકારી એ ઠેકાણેના ઈકારને nasalized (અનુસ્વારવાળો) કહ્યો છે તે ઉપરથી અનુસ્વારનો સ્વીકાર સ્પષ્ટ જણાયછે; માત્ર એઓ ઈકાર દીર્ઘ ગણેછે; પરંતુ વસ્તુસ્થિતિમાં તેમ જ + **વ્યુત્પત્તિને આધારે,** દીર્ઘને બદલે હ્રસ્વ જ વાજબી જણાયછે.

---

* સ્વરાન્ત નપુંસક નામને પ્રથમામાં મ્ લાગેછે; એ ઉપર વ્યાખ્યાનમાં લખ્યુંછે **केचिदनुनासिकमपीच्छन्ति** કેટલાક અનુનાસિક પણ ઇષ્ટ ગણે છે–ઉદા૦–**दहिँ.**

× સિદ્ધ હેમચન્દ્ર ૮–૩–૬૦ પ્રમાણે પ્રાકૃતમાં કહિં, જહિં, તહિં એમ સપ્તમી એકવચનનાં રૂપ થાયછે;—તે ગુજરાતીમાં અવ્યય તરીકે ચાલ્યાંછે. અહિં માટે એ સૂત્રમાં અપવાદ છે. પરંતુ પ્રાકૃત પછી આગળ વધેલી અપભ્રંશ ભાષા (જે ગુજરાતીને વધારે સમીપ છે તે) માટે સિદ્ધ હેમચન્દ્ર સૂત્ર ૮–૪–૩૫૭—**ङेर्हिं** એમ છે તે પ્રમાણે બધાં અકારાન્ત પ્રાકૃત સર્વનામોને **हिं** પ્રત્યય લાગેછે. (સપ્તમી એકવચનમાં.) તેથી અપભ્રંશમાં જહિં, તહિં, કહિંની સાથે અહિં પણ થાયછે.

+ ઉપરની ટીપમાં બતાવેલાં સૂત્રને આધારે એ હિંમાં ઇકાર હ્રસ્વ સ્પષ્ટ રીતે છે.

આ અનુસ્વારયુક્ત ઈકાર વિશે અન્ય સ્થળે હું કહી ચૂકયોછું ત્હેની પુનરુક્તિ કરતો નથી. ( વસન્ત સં. ૧૯૬૦ ના ભાદ્રપદનો અંક પૃષ્ઠ ૩૦૬ તથા સં. ૧૯૬૧ ના માઘનો અંક પૃષ્ઠ. ૨૨ ). માત્ર એટલું જ ઉમેરુંછું કે નવલરામભાઈયે આ પ્રશ્ન ઉપર સ્પષ્ટ કશું લખેલું નથી. કવિ નર્મદાશંકરના કોશમાં તપાસ કરતાં નીચે પ્રમાણે સ્થિતિ જણાયછે:-

કોશમાં—અહીં, જહીં; ( તહીં કે તહિં કે કશો શબ્દ જ કોશમાં નથી ); દહીં, નહીં, તેમજ નહિ.

મુખમુદ્રા. પૃ. ૪૫ માં ઉદાહરણોમાં—અહીં, તહીં, નહીં.
મુખમુદ્રામાં પોતાના વાકયોમાં—નહિ

આ ઉપરથી જણાયછે કે, યદ્યપિ પોતાની મેળે પ્રયોગ ' નહિ ' એમ લખાણમાં એ આણતા હતા તથાપિ, નહીં, દહીં, અહીં, જહીં, તહીં એ રૂપ હેમણે ત્યાજ્ય ન ગણતાં માન્ય રાખ્યાં હતાં. મ્હારે મતે ઇકાર હ્રસ્વ છે એટલો જ ફરક છે; બાકી અનુસ્વારનું અસ્તિત્વ—જે મુખ્ય મુદ્દો છે તે તો સ્વીકારેલું જ જણાયછે.

**પોચો અનુસ્વાર.** હવે વિભાગ (ख)—તકરારી જોડણીઓ, ગૌણ મહત્ત્વની લઇયે. હેમાં (ख)--(૧)—અનુસ્વારના પોચા ઉચ્ચાર બાબત છે.

અનુસ્વારના બે ઉચ્ચાર—જોરદાર ( અંક, લાંછન, ઇત્યાદિમાંનો ) અને પોચો (વાંચન, વીંછી-ઇત્યાદિમાંનો ) એમ છે એ વિશે તો મતભેદ હવે રહ્યો જણાતો નથી. માત્ર પોચા અનુસ્વાર માટે ચિહ્ન યોજવું કે કેમ તે જ ચર્ચાનો વિષય છે. આ બે ઉચ્ચારનો વિષયવિભાગ મ્હેં આજ સૂધી કરેલી ચર્ચામાં નીચે પ્રમાણે બતાવ્યોછે:—

(૧.) હ્રસ્વ સ્વર ઉપર આવનારો અનુસ્વાર હમેશાં ( તત્સમ તેમ જ તદ્ભવ અને તદ્‌ભિન્ન શબ્દોમાં પણ ) જોરદાર બોલાશે; અંક; રંગ: નંગ; કુંડ, કુંડળ, નિંદા;—ઇત્યાદિ.

(૨.) દીર્ઘ સ્વર ઉપરના અનુસ્વારનો ઉચ્ચાર તત્સમ શબ્દોમાં જોરદાર અને તદ્ભવમાં પોચો એમ થાયછે;

તત્સમ—કાંત, પદાંત, એકાંત; નરેંદ્ર, ઇત્યાદિ.

તદ્ભવ—રાંક, રાંકડો, કાંઠો, આંધળો, પીંછું, રીંછ, વીંછી, પૂંછડું, રૂંધવું, ખેંચવું, સોંપવું;—ઇત્યાદિ.

હામાં બે પ્રશ્નો ઉત્પન્ન થાયછે; તત્સમ શબ્દોમાં હ્રસ્વ તેમજ દીર્ઘ સ્વર ઉપરના

**અનુસ્વારનો તે પછીના વ્યંજનનો સવર્ગીય અનુનાસિક કરવો કે કેમ; અને તદ્ભવમાં પોચો અનુસ્વાર થાયછે ત્હેને માટે ચિહ્ન ‿ અર્ધવર્તુલમાં બિન્દુ હેવું અથવા કશું પણ યોજવું કે કેમ.**

આ બાબત ચર્ચા પુષ્કળ થઈ ચૂકીછે. ઉચ્ચાર પોચો દર્શાવવા ચિહ્ન ઉપર કહ્યું ત્હેવું યોજવા માટે પણ કેટલાક વિદ્વાનોની સૂચનાઓ થઈ ચૂકીછે. ઉપરના વિષયવિભાગનું વિસ્મરણ કરનારા લેખોનો હું ઉત્તર આપી ચૂક્યોછું. તો માત્ર બીજા વિચારકોના અભિપ્રાય જ અત્રે નોંધવા બસ થશે.

**નવલરામભાઇનો પોચા અનુસ્વાર તરફ મત.**

**નવલરામભાઇયે** આ વિષય ઉપર સમર્થ ચર્ચા કરી પોચા અનુસ્વાર માટે અર્ધવર્તુલમાં બિન્દુના ચિહ્નની ભલામણ કરીછે.* એ ચિહ્ન અપૂર્વ પણ નથી એમ જણાવવા એઓ કહેછે—" હમે દયારામકૃત સતસૈયાનું લખેલું પુસ્તક એક જોયું હતું ત્હેમાં બધે પ્રાકૃત અનુસ્વાર આજ રીતે લખેલું હતું, અને હમે સાંભળ્યુંછે કે હિંદુસ્તાનમાં વ્રજભાષાનાં પુસ્તકો એજ રીતે લખાયછે."

(પાચા અનુસ્વારને પ્રાકૃત અથવા અપૂર્ણ, અને જોરદારને સંસ્કૃત અથવા સંપૂર્ણ—એમ નામ હેમણે આપ્યાંછે.)

નિયમ હેમણે ફલિત હેવો કર્યોછે કે—સંસ્કૃત અનુસ્વાર બિન્દુથી અને પ્રાકૃત અનુસ્વાર અર્ધવર્તુલમાં બિન્દુથી દર્શાવવો.

**નર્મદ કવિની પદ્ધતિ.**

કવિ **નર્મદાશંકરના** નર્મકોશ તથા હેમાંની મુખમુદ્રાનું અવલોકન કરતાં જણાયછે કે સર્વ જોરદાર ઉચ્ચારનું દર્શન હેમણે પછીના વ્યંજનના સવર્ગીય અનુનાસિકથી કરાવ્યુંછે, અને પોચા અનુસ્વાર માટે માત્ર બિન્દુનું ચિહ્ન રાખ્યુંછે. અપભ્રંશ શબ્દોમાં સર્વત્ર પોચો અનુસ્વાર છે—હ્રસ્વ સ્વરમાં કે દીર્ઘસ્વરમાં—એમ એઓ માની લેછે. પરંતુ, પંદર, ગંદુ વગેરે અપભ્રંશ શબ્દો છતાં હેમાં જોરદાર અનુસ્વાર છે તે એઓ ધ્યાનમાં નથી લેતા. એ ઉચ્ચારને પણ પન્દર, ગન્દુ,—એમ પછીના વ્યંજનના સવર્ગીય અનુનાસિકથી દર્શાવેછે તે યથાયોગ્ય નથી લાગતું. એ પ્રકાર સંસ્કૃત ભાષાનો જ છે તો તે તત્સમ શબ્દમાં જ નિયન્ત્રિત રાખવો વાજબી છે; અને સંસ્કૃતમાં પણ હેવે સ્થળે અનુસ્વારનો ઉપયોગ પણ વખતે થાયછે, **અંકઃ** એ અપાણિનીય પણ અશુદ્ધ પ્રયોગ નથી;—એ વિચારતાં તો તત્સમમાં પણ વખતે સંશયનાં સ્થળો ન હોય ત્હાં, અર્થાત્ હ્રસ્વ સ્વર ઉપરના અનુસ્વારને પ્રસંગે ફક્ત બિન્દુ વાપરી સકાશે; તો પછી આ તદ્ભવમાં સંસ્કૃત પદ્ધતિનો સવર્ગીય અનુનાસિક દાખલ કરવો સસાર નથી.

---

* ગુજરાતશાળાપત્ર ઈ. સ. ૧૮૭૨ નો અંક ૮ મો પૃષ્ઠ ૧૪૬–૧૪૭.

**કેશવલાલ ધ્રુવની પોચા અનુસ્વાર માટે ચિહ્નની ભલામણ.**

૨૧. **કેશવલાલ** ધ્રુવના નિયમો નં. ૧૧ તથા ૧૨ (પરિશિષ્ટ **ख** માંના) જોતાં જણાયછે કે પોચા અનુસ્વાર માટે ॅ અર્ધવર્તુલમાં બિન્દુ એ ચિહ્ન એ સ્વીકારેછે; પરંતુ તદ્ભવમાં અને તદ્ભિન્નમાં પણ જોરદાર અનુસ્વારને બદલે (હ્રસ્વ સ્વરને પ્રસંગે પણ,—અર્થાત્ સંશયનો સંભવ નહિં ત્હાં પણ) સવર્ગીય અનુનાસિક એઓ પસંદ કરેછે; 'અણ્ટસ' એમ. ઉપર હમણાં જ કહેલાં કારણોથી આ માર્ગ મ્હને ઇષ્ટ નથી લાગતો.

ઈ. સ. ૧૮૮૮ ના મ્હારા જોડણીના પુસ્તકમાં એમ ભલામણ કરી હતી કે તત્સમમાં અનુસ્વાર અથવા સવર્ગીય અનુનાસિક રાખવો, અને તદ્ભવમાં પોચો અનુસ્વાર અર્ધવર્તુલમાં બિન્દુથી દર્શાવવો, અને જોરદાર ફક્ત બિન્દુથી.

આ સર્વ વિચારોનું દોહન કરીને જે કાંઇ સાર વિચારશીલ વિદ્વાનોને હાથે યોગ્ય રીતે નીકળે તે સ્વીકારવામાં કટુતા નહિં પણ મિષ્ટતા જ આવશે એમ હું માનુંછું.

હવે (**ख**)-(૨.)-મૂર્ધન્યતર ડકાર તથા ઢકાર.

**મૂર્ધન્યતર ડ તથા ઢ.**

આ ઉચ્ચારનો સ્થળનિર્દેશ શા નિયમોને વશ છે તે ઈ.સ. ૧૮૮૮ ના જોડણીના પુસ્તકમાં પૃષ્ઠ ૨૩ મે તથા પૃષ્ઠ ૪૨ મે સવિસ્તર કહ્યુંછે. આ બે ઉચ્ચાર વિશે વાજબી શંકા કોઇ કાઢી સકે એમ લાગતું નથી. હેવા બે ઉચ્ચાર નથી એટલું વચન માત્ર કહ્યાથી કાંઈ પરિણામ ના આવી સકવાનું. આ ઉચ્ચારના અસ્તિત્વ વિશે અન્યસ્થળે હું કહી ચૂકયોછું.× એ મૂર્ધન્યતર ઉચ્ચારના સૂચક પ્રમાણ તરીકે એક દાખલો નોંધવા લાયક છે. ન્હાનાં છોકરાં ડગલો, ડોકલી, ઇત્યાદિમાં મૂર્ધન્ય ડકારનો ઉચ્ચાર કરી સકેછે; પરંતુ પડવું, ઘોડો, ઇત્યાદિમાં મૂર્ધન્યતરનો ઉચ્ચાર નથી કરી શકતાં, અને તે સ્થળે ડકારને બદલે લકાર બોલેછે, પલવું, ઘોલો,-ઇત્યાદિ એમ;-એ ઉપરથી આ સ્થળોના ડકારનું મૂર્ધન્યતર સ્વરૂપ જણાઈ આવેછે. એ મૂર્ધન્યતર ઉચ્ચારના સ્થળ વિશે ટૂંકામાં કહિયે તો એમ નિયમ થાય કે—* સ્વર પછી આવેલા, અનાદિ, અસંયુક્ત ડકાર તથા ઢકાર,—પરભાષાના શબ્દો શિવાયના શબ્દોમાં—મૂર્ધન્યતર બોલાયછે. અપવાદ માત્ર એટલો છે કે એ ડ ઢ ની સમીપ ળ, ણ જેવા મૂર્ધન્ય પાસે હોય ત્હારે મૂર્ધન્યતર મટીને મૂર્ધન્ય ઉચ્ચાર થાયછે. ઉદાહરણ:—પડવું, ઘોડો, પઢવું, કઢી, ગઢ, ઇત્યાદિમાં મૂર્ધન્યતર.

---

× વસન્ત સં. ૧૯૬૧ ના માઘનો અંક પૃષ્ઠ ૨૪-૨૬.

* **स्वरादसंयुक्तस्यानादेः** એમ અધિકારસૂત્ર સિદ્ધ હેમચન્દ્રમાં છે. ત્હેનું અનુવર્તન રાખીને (ગુજરાતીમાં) **डढौमूर्धन्यतरौ** એમ સામાન્ય નિયમનું સૂત્ર થઈ સકે; અને **ण ळ सामीप्ये न** એમ અપવાદસૂત્ર કરી, સામીપ્ય શબ્દનો અર્થ **स्वरव्यवधानंनसामीप्यबाधकम्** એમ વ્યાખ્યાન કરાય. નીચે બતાવેલાં વૈદિક સંસ્કૃતમાં ड નો ळ થવા સંબન્ધી પ્રાતિશાખ્યનાં વચનો ઉપરથી—આ મૂર્ધન્યતર ઉચ્ચાર માટે વધારે સ્હેલો નિયમ બતાવાય:—

એક જ શબ્દમાં બે સ્વર વચ્ચે આવેલા ડ અથવા ઢ મૂર્ધન્યતર છે.

હામાં **स्वरादसंयुक्तस्यानादेः**—એ બધી મર્યાદાનો સમાવેશ સહજ થઈ જાયછે. માટે એમ જ ઉત્સર્ગ રાખવો ઠીક છે.

ડોળ, ડગલો, ડોકલી; ઢોલ, ઢોર, ઢંગ; ઇત્યાદિમાં મૂર્ધન્ય.

મડમ, પડાળી, આડણી, ડડ્ડો, ખંડ, કુંડ; લઢણ, ઢંઢોળવું, ચીઢાણી, કઢાણું, ઢઢ્ઢો, ષંઢ;–ઇત્યાદિમાં સાદો મૂર્ધન્ય. વધારે સરલ રૂપમાં ઉપરનો ઉત્સર્ગ આમ મૂકાયઃ—

"એક જ શબ્દમાં બે સ્વર વચ્ચે આવેલો **ड** અથવા **ढ** મૂર્ધન્યતર છે."

આ મૂર્ધન્યતરનું અસ્તિત્વ ના સ્વીકારનારાઓને એક બીજો ઉત્તર એ છે કે બીજા વિચારકોને હેનું શ્રવણ થયુંછે.

**કવિ નર્મદનો મત.** કવિ **ન**ર્મદાશંકર નર્મકોશની મુખમુદ્રાના પૃષ્ઠ ૭માં લખેછેઃ–

"ડનું ઉચ્ચારણ એક તો સંસ્કૃત શબ્દોમાં છે ત્હેવું જ છે ને બીજું પૂર્વ વર્ણના સંબન્ધમાં લગારેક પ્હોળું લીસું હેવું છે+. શબ્દને આરમ્ભે ડનું જે ઉચ્ચારણ છે તે શુદ્ધ સંસ્કૃત છે, ને શબ્દની વચમાં તથા અન્તે જે છે તે શુદ્ધ પ્રાકૃત છે."

ઢકાર માટે મૌન છે; પરન્તુ એ વિશે વિસ્મરણ થયેલું માનવાનું કારણ નથી; કેમકે ઢકારને બદલે પ્રથમ વ્યંજનમાં હકાર મૂકી પછી ડકાર રાખવા તરફ ત્હેમનું વલણ કોશમાં જણાયછે. કાઢવુંને બદલે કાહડવું–એમ. પરંતુ કાઢવું એમ વિકલ્પ પણ મૂકેછે, પરંતુ ત્યહાં ઉચ્ચાર મૂર્ધન્યતર છે કે નહિં તે વિશે સ્પષ્ટ કશું નથી લખ્યું.

આ મૂર્ધન્યતર માટે ચિહ્નનિર્દેશ કશો હેમણે કર્યો નથી. શબ્દને આરમ્ભે છે તે ઉચ્ચારણને સંસ્કૃત અને બીજાને પ્રાકૃત કહેવામાં અયથાર્થતા લાગેછે. સંસ્કૃતમાં પણ શબ્દના આરમ્ભ શિવાયના સ્થળમાં મૂર્ધન્યતર જ ઉચ્ચાર થાયછે;-**पीडयति, जडयति, जडः, लीढम्** ઇત્યાદિ.

**મૂર્ધન્યતર ડ–ઢ માટે છેક પ્રાચીન સંસ્કૃતમાં–પ્રાતિશાખ્યોમાં–પ્રમાણ છે.**

સંસ્કૃતમાં મૂર્ધન્યતર ઉચ્ચાર આ સ્થળોમાં હોવાને લીધે જ વૈદિક સંસ્કૃતમાં **ड** નો **ळ** અને **ढ** નો **ळ्ह** કેટલેક ઠેકાણે સ્વીકારાયોછે; ળકાર મૂર્ધન્યતર અને **ड ढ** પણ એ સ્થળોમાં મૂર્ધન્યતર તેથી. §લૌકિક સંસ્કૃતમાં **ड** અને **ल** વચ્ચે અલંકાર વગેરેમાં ઉપયોગ માટે સરખાપણું ગણાયછે, તે ઉપરથી એમ માનવાનું કારણ નથી કે **ड** નો ઉચ્ચાર મૂર્ધન્યતર મટી ગયેલો હશે, ને મૂર્ધન્ય જ હશે. કેમકે **ड** નો **ल** એમ વિકાર થયેલો નથી, પણ સારૂપ્ય કૃત્રિમ રીતે ગણેલું છે. ઉચ્ચારનાં તત્ત્વોનો હેમાં બહુ આધાર નથી. **ल** મૂર્ધન્ય નથી પણ દન્ત્ય છે તેથી આ વાતને પુષ્ટિ મળેછે. અને લૌકિક સંસ્કૃતમાં ળકારને અભાવે લકાર લેવો પડેલો.

---

+ ઉચ્ચારણના આ સ્વરૂપવર્ણનમાં કાંઇક કઢંગાપણું આવ્યું છે. 'વધારે ભરેલું, મૂર્ધામાં વધારે પૂર્ણરૂપે ને ઊંચે જીભ વળીને સ્પર્શ થઈ ઉત્પન્ન થતું,–મૂર્ધન્યતર ઉચ્ચારણ છે':–આમ વર્ણન આપ્યાથી યથાર્થતા આવશે.

§ **अग्निमीळेपुरोहितं यज्ञस्य देवम्** ઇત્યાદિ સંહિતાનો પ્રથમ મન્ત્ર સુવિદિત છે; હેમાં **ईडे** નું **ईळे** છે. આ વિશે પ્રાતિશાખ્યોમાં પ્રમાણ છે.:—

**डढौ ळळ्हावेकेषाम् । ड ढौ ळ ळ्हौ आपद्येते ॥ स्वरमध्ये समानपदे इत्यर्थः॥ इतिकातीयप्रातिशाख्ये ॥ द्वयोश्चास्य स्वरमध्यमेत्यसंपद्यते स डकारो ळकारः ॥**

**રા. કેશવલાલે મૂર્ધન્યતર ડ—ઢ સ્વીકાર્યાછે.** રા. કેશવલાલ ધ્રુવે પણ ડ તથા ઢ ના આ બે ઉચ્ચાર જોયાછે અને નીચે બિન્દુનું ચિહ્ન યોજવું ઇષ્ટ ગણ્યુંછે. હેમનો નિયમ ૧૩ મો જુવો ( પરિશિષ્ટ **ख** માં. )

**હિન્દીમાં પણ એ માટે ચિહ્ન છે.** હિન્દીમાં હાલ પણ મૂર્ધન્યતર ડ તથા ઢ ને માટે નીચે બિન્દુ મૂકવાનો રિવાજ છે,–એ તે ભાષાનાં પુસ્તકો ઉપરથી જણાયછે.

**એ ચિહ્ન માટે બીજાં પ્રમાણો.** સિદ્ધાન્તકૌમુદીની **તારાનાથ તર્કવાચસ્પતિવાળી** આવૃત્તિમાં બધે ઠેકાણે સંસ્કૃત શબ્દોમાં–સૂત્રોમાંના શબ્દોમાં પણ–ડકાર ઢકાર નીચે બિન્દુ મૂકયાં-છે તે સંસ્કૃત શબ્દોમાં પણ મૂર્ધન્યતર ઉચ્ચાર કરવાનો એમ બતાવેછે.

રા. કહાનજી **ચકુભાઈ ગાંધીએ** મ્હને ડીસેમ્બર ૧૯૦૪ માં એક પોસ્ટકાર્ડ લખ્યું હતું ત્હેમાં, મ્હારા પૂછ્યા વિના જ, લખેછે કે—"ડકાર મૂર્ધન્ય અને મૂર્ધન્યતરનાં લેખન-ચિહ્નો મધ્ય ગુજરાતી ભાષાસમયમાં જુદાં હતાં એમ કેટલાક જૂના ચોપડા પરથી જણાયછે" આ બાબત હું તપાસ નથી ચલવી સક્યો. પણ તપાસનું ફળ કાંઇક પ્રકાશ પાડે એમ સંભવ છે.

**ચ, છ, જ, ઝ ના પ્રાકૃત ઉચ્ચાર.** (**ख**)—(૩)-ચ, છ, જ, ઝ ના પ્રાકૃત ઉચ્ચાર.

આ વિશે હું બહુ કહી ચૂક્યોછું; ઈ. સ. ૧૮૮૮ ના જોડણીના પુસ્તકમાં (પૃષ્ઠ ૩૯ થી ૪૧મામાં) એ ઉચ્ચાર કિયા પ્રસંગે પ્રવર્તેછે તે કહેલું છે. હેમાં મુખ્ય નિયમ એ છે કે તત્સમ શબ્દોમાં સંસ્કૃત ઉચ્ચાર છે; તદ્ભવ અથવા તદ્‌ભિન્નમાં ચકારાદિ ચાર વર્ણોની જોડે ઈકાર અથવા એકાર ( અને ઐકાર ) આવેછે ત્યહારે સંસ્કૃત ઉચ્ચાર થાયછે, તેમ જ લઘુપ્રયત્ન યકાર ચકારાદિ જોડે મળતાં સંસ્કૃત ઉચ્ચાર થાયછે અને યકારનો લોપ વિકલ્પે થાયછે.

**એ ઉચ્ચાર માટે પ્રવર્તતા નિયમ.** આ શિવાય બીજાં સ્થળોમાં પ્રાકૃત ઉચ્ચાર થાયછે; પરંતુ હેમાં અપવાદ છે:—

( ૧ ) સંસ્કૃતમાંના **य, द्य, र्य** અથવા **ध्य**, નો ગુજરાતીમાં જ થયો હોયછે, અથવા **ध्य** નો ઝ થયો હોયછે, ત્યહારે તે જ અને ઝ ના ઉચ્ચાર સંસ્કૃત થાયછે. ઉદા૦—જસ, જાત્રા, જાગ, જગત, જોગ, જોજન; જુગટું, જુગારી, જુગાર; કાજ, સેજ; સાંઝ, માઝમ, વાંઝણી;–ઇત્યાદિ.

હામાં વળી અપવાદના અપવાદ ( પ્રતિ પ્રસવ ) છે. તે જોડણીના પુસ્તકમાં બતાવ્યાછે.

**એ નિયમો સ્હામે વાંધા.** આ નિયમો વિશે નીચે પ્રમાણે શંકા કાઢવામાં આવેછે:—

(૧) અપવાદ બહુ અને જુદા જુદા માણસોની વ્યક્તિગત ટેવ ઉપર આધાર રાખનારા છે; તેથી આ નિયમોને સામાન્ય નિયમ થવાનો હક નથી.

(૨) એ પ્રાકૃત ઉચ્ચાર દન્ત્યતાલવ્ય નથી.

(૩) ઉચ્ચાર—પ્રાકૃત—થાયછે તે **સુરતભરૂચ**માં તો નથી જ થતો; અને ગુજરાતના બીજા ભાગોમાં થાયછે કે નહિં તે સંદિગ્ધ વાત છે.

**અપવાદની સંખ્યા વધારે છે, એ વાંધાનો ઉત્તર.** શંકા નં. (૧) માટે એટલું જ કહુંછું કે અપવાદની સંખ્યા યદ્યપિ પ્રથમ દર્શને મ્હોટી છે, તથાપિ નિયમને વશ થનારા શબ્દો કાંઇ દરેક ગણાવી સકાય નહિં તેથી હેમાં અલ્પતાનો ભાસ આવેછે; તેમ અપવાદમાં સર્વત્ર અનિશ્ચિતતા નથી; અને એકંદર રીતે જોતાં સામાન્ય નિયમ§ જેટલી સામગ્રી છે એમ જણાયછે. નિયમ કરતાં અપવાદનાં ઉદાહરણની સંખ્યા વધારે હોય તો અપવાદ તે નિયમ થઇ જાય અને નિયમ તે અપવાદ થાય—એમ બહુ તો થાય, પરંતુ તેથી જે નિયમ ( અપવાદ થઇ ગયેલો ગણો તે પણ ) અનિયમિત તો નહિં જ થવાનો અને હેમાં દર્શાવેલી પ્રવૃત્તિ—આ સ્થળે ચકારાદિના બે પ્રકારના ઉચ્ચાર—ત્હેનું અસ્તિત્વ તો ના જ લુપ્ત થવાનું. બધું અવ્યવસ્થિત છે એમ હોય તો તો 'વાંચવું' નું 'વાંચીને' થતાં ચકારનો સંસ્કૃત ઉચ્ચાર થાયછે હેમાં સમાયલું તત્ત્વ-ઇકારનું શુદ્ધ તાલવ્યપણું ચકારના ઊનતાલવ્યપણાને પોતાનો પાસ લગાડેછે તે તત્ત્વ-ને પ્રવેશ જ ના મળત.

**પ્રાકૃત ઉચ્ચાર દન્ત્યતાલવ્ય નથી.** શંકા નં. (૨) માટે બહુ કહેવાનું નથી. દન્ત્યતાલવ્ય એ નામ મ્હેં વૈકલ્પિક આપ્યું હતું—પ્રાકૃત ઉચ્ચાર એ નામની જોડે—;અને વખતે તે ઉચ્ચારની વસ્તુસ્થિતિ બતાવવામાં દોષ આણેછે એમ હોય તો તે નામનો ત્યાગ કરવાને જરા પણ અડચણ નથી. રા. કમળાશંકરે કરેલી અપૂર્ણ તપાસમાં કેટલાક ગૃહસ્થોની આ 'દન્ત્યતાલવ્ય' નામને લીધે ગેરસમઝ થયેલી એમ હું જાણુંછું. બાકી દન્ત જોડે સંબન્ધ નથી એમ છેક નથી તે, દન્ત્યાક્ષર જોડે બોલી જોઈને સરખામણી કર્યાથી જણાશે. વખતે સ્હેજ જીભ

---

§ આ રીત્યે અપવાદનાં ઉદાહરણોમાં અનિયમિતતા પ્રાકૃત ભાષામાં પણ બહુ પ્રવર્તવાનો ભય છે, અને તેથી જ હેમચન્દ્રે પ્રાકૃત વ્યાકરણમાં આરમ્ભમાં જ **બહુલમ્** એમ આખા વ્યાકરણમાં પ્રવર્તનારું અધિકારસૂત્ર મૂક્યુંછે, જેથી વિકલ્પ વગેરે અનેક અનિયમિત પ્રકારોનો યથાદર્શન સમાવેશ થાયછે. ચકારાદિક અક્ષરોના બે ઉચ્ચાર માટે પણ આમ **બહુલમ્** કરીને વિશિષ્ટતા મૂકાય.

દન્ત અને તાલુની વચ્ચે જુદે સ્થળે અડકતી હશે. પરંતુ એ તારતમ્ય અતિ ઝીણવટનું થઈ જશે. પરંતુ નામ માટે એટલો આગ્રહ નથી. વસ્તુ સ્વીકારાય એટલે બસ.

**પ્રાકૃત ઉચ્ચારના અસ્તિત્વ વિશે શંકા;—ત્હેનો ઉત્તર.**

શંકા નં. (૩) માટે અન્ય સ્થળે બહુ કહી ચૂકયોછું. †સુરતભરૂચમાં પ્રાકૃત ઉચ્ચાર નથી માટે ગુજરાતના મ્હોટા ભાગનો અનાદર ના થઈ સકે એ તો જોડણીનાં મૂળ ધોરણ સ્વીકાર્યાંછે ( મ્હેં જ નહિં, પણ બુક-કમિટી, નવલરામભાઈ, નર્મદાશંકર, વગેરેએ ) ત્હેની સાથે વિરોધ આણશે. હવે ગુજરાતના બીજા ભાગોમાં પ્રાકૃત ઉચ્ચાર છે કે નહિં એ પ્રશ્ન તકરારી થઈ ગયોછે. માટે એ વિશે થોડુંક જ કહીશ. હા અને નાનો પ્રશ્ન આવ્યો એટલે અવલોકનનો પ્રશ્ન અર્થાત્ જ આવ્યો. અને તે માટે તપાસ કરનારી કમિટી વિના બીજો રસ્તો નથી એ હું કહી ચૂકયો-છું અને આ નિબન્ધની અન્તે સ્પષ્ટ રૂપમાં સૂચના મૂકવાનું ધાર્યુંછું. આ પ્રકારની તપાસ-ની જરૂરનાં કારણો ઉઘાડાં છે. વસ્તુસ્થિતિ માટે જ મતભેદ છે તે જ પ્રથમ કારણ છે.

**એ ઉચ્ચારના અસ્તિત્વ માટે રા. કમળાશંકરે કરેલી તપાસની અપૂર્ણતા અને એકદેશિતા.**

અને રા કમળાશંકરે કરેલી તપાસ ( વસન્ત સં. ૧૯૬૧ કાર્તિકના અંકમાં પૃષ્ઠ ૩૬૯-૩૭૦ માં કહેલી ) સ્પષ્ટ રીતે અપૂર્ણ, એકદેશી હોઈ વ્યાપક તેમ જ સર્વથા અધિકારીપ્રદેશમાં અને યોગ્ય રીતે થઈ જણાતી નથી. આ બોલવું સાહસ ભરેલું લાગશે માટે થોડાંક કારણો નોંધુંછું. પ્રથમ તો શા પ્રશ્નો પૂછ્યા હતા તે જણાવવાની જરૂર હતી;-કેમકે ચ, છ, વગેરેના બે ઉચ્ચાર છે કે નહિં એમ પૂછ્યાથી ઘણાકને પૂરો કે ખરો અર્થબોધ થતો નથી; અને આ તપાસને પ્રસંગે તેમ થયાનું સાંભળ્યુંછે. પછી જે ગૃહસ્થોના અભિપ્રાય પૂછ્યા ત્હેમનાં નામ, યોગ્યતા, અને અભિપ્રાયની પૂર્ણ નકલો એમ આપ્યાથી પૂર્ણ સ્વરૂપ જણાય. માત્ર દોહન કર્યાથી પોતાની વૃત્તિની છાયા પડવાનો ભય સ્વાભાવિક રીતે આવેછે. વળી, અભિપ્રાયો બહુ કરીને પત્રો લખીને પૂછેલા જણાયછે; આ ઉચ્ચારનો પ્રશ્ન હેવો વિલક્ષણ છે કે, હેમાં પત્રથી બતાવેલા અભિપ્રાયો માટે પણ રૂબરૂ સવાલજવાબથી ખુલાસા મેળવવાની જરૂર રહેછે. પ્રશ્ન પૂછવામાં પણ પૂછનારના પોતાના અભિપ્રાયની છાયા પડે તો નિર્લેપ જવાબ આપવામાં વખતે હાનિ થાય. રૂબરૂ પૂછવામાં પણ એ ભય છે—અને તે માટે જ મતભેદના પ્રતિનિધિભૂત અનેક વિદ્વાનોની કમિટી પૂછે તે જ સારો માર્ગ છે. વળી રા. કમળાશંકરે જે ગૃહસ્થોને પૂછ્યું ત્હેમની સર્વાંશે યોગ્યતા વિશે સંશય રહેવાનું કારણ છે; કેમકે સુરતવાસી કવિ નર્મદાશંકરે પોતે જે ઉચ્ચારભેદ ( લઘૂચ્ચારણ યકાર, મૂર્ધન્યતર ડકાર, લઘૂચ્ચારણ હકાર ) સ્પષ્ટ રીતે દીઠાછે, ત્હેને જ વિશે રા. કમળાશંકરવાળા ગૃહસ્થોમાંથી કેટલાક ( શિષ્ટ અને સંસ્કારી

† વસન્ત સં. ૧૯૬૦ ભાદ્રપદ પૃ. ૩૧૧—૩૧૨. વસન્ત સં. ૧૯૬૧ માઘ પૃષ્ઠ ૨૪—૨૫.

* પાછળ પૃષ્ઠ ૨૪ જુવો.

કહ્યાછે છતાં) એ ઉચ્ચારોમાંના કેટલાકના અસ્તિત્વ માટે આશ્ચર્ય જ બતાવેછે; કોઇ ઉચ્ચાર લુપ્ત થયા કહેછે ( એક વીશી થયાં લુપ્ત—એમ છે-અને નર્મદાશંકરના કોશને તે કરતાં વધારે સમય થયો; તે ખરું, તોપણ બીજા અવલોકન કરનારાની જોડે વિરોધ આવેછે તેથી અવલોકનશક્તિની ખામી આ પ્રસંગે જણાયછે ); અને વળી કોઇ ચ, છ, જ એ ત્રણના બે ઉચ્ચાર જુવેછે છતાં એ જ વર્ગના ચોથા ઝકારના બે ઉચ્ચાર નથી જોતા;—આમ પરિણામ આવે છે. તેમ જ, કેટલા જણના અભિપ્રાય મેળવ્યા તે પણ જણાતું નથી. ફક્ત બે જ ગૃહસ્થોના મત એક તરફ પડયાછે ને બીજાના બીજી તરફ પડયાછે; એમ પરિણામ આપ્યાથી કશું સિદ્ધ થતું નથી.

**ઉચ્ચારનું અસ્તિત્વ સ્વીકારીને પણ ગ્રામ્યતાનો વૃથા દોષ મૂકવાની અસંબદ્ધતા.**

કેમકે બીજા મતોમાં અંશતઃ બે ઉચ્ચારની વસ્તુસ્થિતિનો સ્વીકાર છે જ,-પછી ગ્રામ્યતાનો ખોટો અને અસંબદ્ધ અંશ ઉમેરવાથી ફળ નથી. તેમ જ, આ પ્રકારની તપાસમાં બહુમતનું તત્ત્વ નિર્લેપ રીતે ના વપરાય; મત આપનારની પાત્રતા, યોગ્યતા વગેરે અંશો બહુ ફેરફાર કરનારા થઇ પડવાના. માટે આ બાબત તપાસ યોગ્ય ધોરણથી કમિટી નીમાઈને થાય ત્હારે જ સારું. એ કમિટીએ (૧) અભિપ્રાયોનો સંગ્રહ કરી, (૨) અભિપ્રાય આપનારને રૂબરૂ સવાલજવાબથી ખુલાસા પૂછી પૂરો પ્રકાશ મેળવી, (૩) શિષ્ટ વર્ગમાં ઉચ્ચારનું સ્વાભાવિક વાતચીત વગેરેથી અવલોકન કરી,-પછી સાર કાઢવો જોઇયે. આ ટીકા ચવર્ગના ચાર અક્ષરોના ઉચ્ચાર શિવાય બીજા ઉચ્ચારભેદોના તથા ઉચ્ચારના અસ્તિત્વને પણ યથાઘટિત લાગૂ પાડવાની છે.

(ख)—(૪)—મહાપ્રાણીનું દ્વિત્વ-પથ્થર, એમ લખવું કે પત્થર—એ પ્રશ્ન છે. સન્ધિના નિયમ પ્રમાણે તો અલબત ત્થ એમ જ થવું જોઇયે. પરંતુ -

**મહાપ્રાણીનું દ્વિત્વ-પથ્થર, છઠ્ઠો ઇત્યાદિ.**

વ્યવહારકુશલતાનું તત્ત્વ સાચવતાં શાસ્ત્રના તત્ત્વને કશી હાનિ પ્હોચવાનો સંભવ આ પ્રસંગમાં નથી આવતો એટલે થ્થ એમ લખવા તરફ મ્હેં વલણ દેખાડ્યું હતું અને આજ સુધી તેમ લખતો આવ્યોછું. નવલરામભાઇયે પણ એજ ધોરણ સ્વીકાર્યું હતું. થ્થ લખીશું તો પણ ઉચ્ચાર તો ત્થ થવાનો,—સન્ધિનિયમના સ્વાભાવિક સ્વરૂપને લીધે-; અર્થાત્ વાંચવામાં ભ્રમ થવાનો નથી, એટલે બુદ્ધિપર કપટભાવ-જે ઉચ્ચારાનુસાર લેખન ના રાખવાથી ઉત્પન્ન થાયછે—તે અહિં નહિં પ્રવર્તે તેમ જ થ્થ એમ કરવામાં ચાલતા આવેલા માર્ગનું સંરક્ષણ જ છે. ત્થ લખવામાં નવીનતા સ્વીકારવાનું થાયછે, અને તે નવીનતાથી કશો પ્રમાણમાં લાભ નથી અને લખવાની વિષમતા આવેછે. આ સર્વ કારણો થ્થના લાભમાં છે. આ વિચારીશું તો ઈ. સ.

**ઈ. સ. ૧૯૦૪ ની વાંચનમાળા કમિટીનો નિર્ણય.**

૧૯૦૪ ની કમિટીએ આખર નિર્ણય ત્થના લાભમાં શા માટે કર્યો તે સમઝી સકાતું નથી. ( પરિશિષ્ટ ज, નિયમ ૧૪ મો જુવો.) બીજા મહત્ત્વના પ્રશ્નોમાં ( હકારાદિકને સંબન્ધે ) શાસ્ત્રીયતાનું તત્ત્વ ઉપેક્ષાપાત્ર ગણ્યું અને વ્યવહારકુશલતાનો ખોટો ઉપયોગ કર્યો; અને આ પ્રસંગે, વિનાકારણ, ઉલટો ક્રમ સ્વીકાર્યો!

પરંતુ આ વિશે મ્હારો કશો આગ્રહ નથી; હેમાં ધ્યાનમાં રાખવાનાં તત્ત્વ માત્ર ઉપર દર્શાવી દીધાંછે. પછી જેમ યોગ્ય નિર્ણય લાગે તે ખરો.

**થ્થ અથવા ત્થ વગેરે બાબત બીજા વિદ્વાનોના અભિપ્રાય.**

રા. કેશવલાલ ધ્રુવ ત્થ તરફ નિર્ણય આપેછે. ( પરિશિષ્ટ (ख) નિયમ ૧૯મો જુવો. ) કવિ નર્મદાશંકર થ્થનો સ્વીકાર કરેછે. માધવલાલભાઈ ત્થની ભલામણ કરેછે. રા. કમળાશંકર થ્થના પક્ષમાં છે. (મિ. નાનજિયાનીએ ઈ. સ. ૧૮૯૦ માં થ્થ વિશે વાંધો આણ્યો હતો ત્હેમાં તો આ પ્રશ્નની વિષયમર્યાદા તદ્ભવ શબ્દોમાં છે, તત્સમમાં હેને માર્ગ નથી એ વિશે ભ્રમ હતો તે, પાછળ,—ઇતિહાસના વિભાગમાં—હું કહી ગયોછું. )

આમ ત્યહારે આ પ્રશ્ન સંબન્ધે નીચે પ્રમાણે વિદ્વાનોના અભિપ્રાયની તુલના થાયછે:—

| થ્થના પક્ષમાં | ત્થના પક્ષમાં |
|---|---|
| નવલરામભાઇ. | રા. કેશવલાલ ધ્રુવ. |
| કવિ નર્મદાશંકર. | માધવલાલભાઇ. |
| રા. કમળાશંકર. | |

અને હું, ઉપર જણાવેલાં કારણોને લીધે, થ્થ તરફ વધારે વળુંછું. આમ અભિપ્રાયનો ઝોક પણ થ્થના લાભમાં છે, અને દલીલોનું બળ પણ તે તરફ વિશેષ જણાયછે. એટલું યાદ રાખવાનું છે કે થ્થના પક્ષવાળા ત્થને અશુદ્ધ તો નથી જ કહેતા, ના જ કહી સકાય.

**ઇ, ર, ડ, ળ, અને લ નો યકાર; બાયડી, દોયડું, ઇત્યાદિ. એ બાબત નિયમ.**

હવે ગૌણતર પ્રશ્નોનો વિભાગ લઇયે;—વિભાગ (ग)—(૧). ઇકાર, ર, ડ, ળ અને (ક્વચિત્) લ નો ય થઈ જાયછે.

આ બાબત જોડણીના પુસ્તક પૃષ્ઠ ૨૪-૨૬ માં સવિસ્તર ચર્ચા મ્હેં કરીછે. એ બાબત ઉત્સર્ગ નીચે પ્રમાણે ઉપજાવી સકાય:—ર, મૂર્ધન્યતર ડ, અને ળ અનાદિ તથા અકાર સહિત હોય અને ત્હેની પછી ણ, ડ, અથવા લ આવે, તો ર, ડ, ળ નો લઘુ-પ્રયત્ન યકાર થાયછે. તે જ પ્રમાણે લકારની સ્થિતિ હોય તો લકારનો વિકલ્પે યકાર ( લઘૂચ્ચારણ ) થાયછે; ઉદા૦—

રકાર—દોયડી; બોયડી; વાયણું, ઓવાયણું, પાયણાં ( ઉપવાસને બીજે દિવસે ભોજન ).

ડકાર—હેયડી, ખાંયણી;

ળકાર—દયણું, ગયણું, પાયણું;

લકાર—શેલડી અથવા શેયડી:

આ અક્ષરવિકારનું બીજ મૂર્ધન્ય બે (અથવા તાલવ્ય અને મૂર્ધન્ય બે) સાથે સાથે આવતાં ઉચ્ચાર કઠણ પડેછે તે છે.

ઇકાર માટે ઉત્સર્ગ.—

શબ્દના વચલા ભાગમાં ઇકાર આવેછે અને સમીપ ડ અથવા લ હોયછે ત્હારે એ ઇનો લઘુપ્રયત્ન યકાર થાયછે, હેના ઉપર accent (સ્વર)ના હોય તો; ઉદા૦—બાયડો, બાયડી, પયડું, બાયલો.

આ વિકારનું બીજ એ છે કે આ પ્રસંગે ઇકાર હ્રસ્વ તો હોયછે જ પણ તે કારણથી અને હેના ઉપર accent (સ્વર) ના આવવાથી હેના ઉચ્ચારણને કાળ બહુ થોડો મળેછે.

આ ઉત્સર્ગોની પુષ્ટિમાં દલીલોની પુનરુક્તિની જરૂર નથી. એક ધ્યાન ખેંચે હેવી વાત છે કે યકારની વિરુદ્ધપક્ષના લોકોમાં પણ 'બાઇડો,' 'બાઇલો,' કે 'ઢેડડી' તો નથી જ બોલાતું લખાતું; તેમ જ યકારનો ત્યાગ કરવાના આગ્રહમાં ખેંચાઈને કેટલાક હાસ્યજનક પ્રયોગો થતા જોવામાં આવેછે, તે બહુ સૂચક વાત છે; ઉદા૦ 'ફાયદો' ને બદલે 'ફાઇદો'; 'પાળણું' નહિં પણ +'પારણું' 'બાઇડી' નહિં પણ 'બારડી'!! વિચિત્ર હાસ્યજનકતાની પરાકાષ્ઠા 'બારડી' શબ્દમાં આવેછે.

**કવિ નર્મદ તથા રા. કેશવલાલ યકારને અનુમોદન આપેછે.** મ્હારી સૂચનાને અનુમોદન કવિ નર્મદાશંકર તથા રા. કેશવલાલ ધ્રુવ તરફથી મળતું જણાયછે. રા. કેશવલાલનો નિયમ ૧૭મો, પરિશિષ્ટ (ख) માં, આ રૂપાન્તર સ્વીકારેછે.

નર્મકોશ, મુખમુદ્રા, પૃષ્ઠ 'એ'માં હેમણે જે રૂપાન્તરોને વર્ણસંપ્રસારણનું નામ આપ્યું છે ત્હેમાં આ યકાર સ્વીકાર્યોછે; માત્ર હેનો ઇતિહાસ બતાવવામાં કાંઇક કલ્પનાનું જોર વધારે લાગેછે. લખેછે:—

"ર—લ ની સાથે ડ—ણ આવ્યેથી ર—લ ઉડીને પાસેનાં વ્યંજનવર્ણનું દ્વિત્વ કરેછે ને પછી એ દ્વિત્વમાંના પ્રથમ વ્યંજનનો ય થાયછે. બરણી—બણ્ણી—બયણી; ગળણું—

+ રા. ગોવર્ધનરામભાઈને હાથે પણ આ સ્ખલન થયેલું છે. 'ચાયણી' રૂપ ટાળવા જતાં -ચાળણી'ને બદલે 'ચારણી' લખ્યુંછે. (સમાલોચક ઑક્ટોબર ૧૮૯૭ પૃ. ૧૫૯ પંક્તિ ૧૯).

ગણણું-ગયણું; ચાળણી–ચારણી–ચાણ્ણી-ચાયણી; કોરડો, કોહડો, કોયડો; પરઠો, પઠ્ઠો, પયઠો, ઇ૦.”

ળકારનાં ઉદાહરણ ( ચાળણી, ગળણું શબ્દોમાં ) આમાં છે છતાં નિયમમાં ર–લ વિશે જ કહ્યુંછે, તેમ જ ડકારને વિશે કશું કહ્યું નથી ( ખાંયણી, ઢેયડી ), એ ભૂલ્ય અને ન્યૂનતા માત્ર નોંધીશું.

ઈ નો ય થવાના ‘સંપ્રસારણ’ વિશે એ જ પૃષ્ઠમાં એઓ લખેછેઃ—

“ઈ–ય, તે એ-યના પ્રચારમાં ઈ વાળો ને ય વાળો વિશેષ માન્ય છે, રાયતું–રાઈતું; ભાયડો–ભાઈડો; પોયણુ–પોએણુ, સોયક—સોએક ઇ૦”—

અહિં ‘ભાઈડો’ પ્રયોગ તો જરા અવાસ્તવિક લાગેછે. અને ઉપરના નિયમમાં બહુ અર્થવિશદતા પણ નથી જણાતી: તેમ જ સોયક ( શોક્ય ) શબ્દ તદ્દન એકદેશી છે. તથાપિ ઇકારનો યકાર થવાની વાતનો સ્વીકાર અહિં સ્પષ્ટ છે.

ઈ. સ. ૧૯૦૪ માં વાંચનમાળાકમિટીએ ઘડેલા નિયમોમાં ‘બાયડી’, ‘રાયતું’—એમ સ્વીકાર્યુંછે; પણ ‘ગળણી’ એમ કબૂલ રાખેછે—‘ગયણી’ નહિં.

**‘શાન્ત’ અકાર; કેટલાક વિદ્વાનોના મત.**

(ग)—(૨)-શાન્ત અકાર—

આ પ્રશ્ન બહુ × ડ્હોળાઈ ચૂક્યોછે. સાર એ છે કે માણુસ, ઘર, જનમંડલ, લીમડો, ચોપડી, લખવું, બેસતો, ઇત્યાદિમાં યથાક્રમ સ, ર, ન, મ, પ, ખ અને સમાંના અકારનું ઉચ્ચારણ ત્વરિતાભાસિ થાયછે ત્હેને શાન્ત અકાર ક્‌હેવો કે કેમ એ પ્રશ્ન છે. **મા**ધવલાલભાઇ, રા. કમળાશંકર, રા. **કે**શવલાલ **ધ્રુ**વ.—એ ત્રણ વિદ્વાનો અકારને શાન્ત માનેછે.§ પરંતુ ત્હેમાં પણ **મા**ધવલાલભાઇને મતે કર્મ, રત્ન વગેરે જોડાક્ષર અન્તે આવનારા શબ્દોનો છેલ્લો અકાર ઉચ્ચરિત જ છે; **ન**વલરામભાઇ **ફ**ક્ત અન્ત્ય અકારને

---

× ગુજરાત શાળાપત્ર પુ. ૩૭ અંક ૨ પૃષ્ઠ ૩૮ થી ૪૩.
સુદર્શન પુ. ૧૪ અંક ૧૧–૧૨ પૃષ્ઠ ૨૫૭–૨૫૮.
ગુજરાત શાળાપત્ર પુ. ૩૭ અં. ૩ પૃષ્ઠ ૭૯–૮૩.
સુદર્શન પુ. ૧૫ અંક ૧૧–૧૨ પૃષ્ઠ ૩૧૫.
ગુજરાત શાળાપત્ર પુ. ૪૩ અં. ૭ પૃષ્ઠ. ૨૧૪—૨૧૫.
વસન્ત વર્ષ ૩ અંક ૮ પૃષ્ઠ ૩૦૭.
વસન્ત વર્ષ ૩ અંક ૧૦ પૃષ્ઠ ૩૬૬—૩૬૭
વસન્ત વર્ષ ૪ અંક ૧ પૃષ્ઠ ૨૩.

§ હવે રા. કેશવલાલ પણ ‘ શાન્ત અકાર ’ એ વચનમાં **વદતો વ્યાઘાતઃ** જુવે છે એમ હેમના સાહિત્યપરિષદ્ આગળ વાંચેલા ‘વાગ્વ્યાપાર’ વિશેના નિબન્ધમાંથી જણાયછે. તેથી હવે વિચાર હેમણે બદલ્યો જણાયછે.

( દેવ, રામ, વગેરેમાંના છેલ્લા અકારને ) લુપ્તવત્ ગણેછે; † અને કવિ **નર્મદ** શબ્દના ક્રમે બીજા હેવા અકારાન્ત અક્ષરમાં ( પછી તે અન્ત્ય હો કે અનન્ત્ય હો, ત્યહાં ) અકારનું ઉચ્ચારણ વ્યંજનથી અધિક માત્રાનું ( હ્રસ્વ સ્વરની એક માત્રા અને વ્યંજનની અડધી ગણતાં હાવા અકારની ¾ માત્રા ગણી તેટલી માત્રાનું ) માને છે. *

કવિ **નર્મદ**નું આ માત્રાકલન કાંઈ સત્ય સ્થિતિ તરફ નિર્દેશ કરેછે. અકાર શાન્ત નહિં; પણ ત્વરિતાભાસિ છે—અસ્વરિત હોવાને લીધે–તેથી હેની માત્રા શૂન્ય તો નહિં કે અડધી પણ નહિં, પણ એક માત્રા પણ નહિં અને ¾ કાંઈક હશે એમ કલ્પવામાં શાન્તતાનો તો અર્થાત્ જ નિષેધ આવેછે. પદ્યમાં તો હેવે સ્થળે એ અકારની એક માત્રા સ્પષ્ટ જ છે. પણ ગદ્યમાં કાંઇક ઊનતા માનિયે તો ¾ માત્રાની કલ્પના છેક હશી કાઢવા જેવી નથી.

સુદર્શન પુ. ૧૪ અંક ૧૧–૧૨ પૃ. ૨૫૭ મે નીચે પ્રમાણે આ આકારની પાક્ષિક રીતે માત્રાકલના મ્હેં આમ કરીછે:—

"જો કદાપિ ક્ષણવાર સ્વીકારિયે કે એ અકાર પૂર્ણ ઉચ્ચરિત અકારથી કાંઈક ઓછો અથવા ભિન્ન છે, તો પણ એટલું તો ખરું જ કે પૂર્ણ અકારની એક માત્રા ગણિયે તો આ શાન્ત અકારની ઓછામાં ઓછી અડધી માત્રા તો ખરી જ. પણ ખરું જોતાં જે વખતે આ શાન્ત અકાર એક કરતાં ઓછી માત્રાનો સંભળાવાનો ભ્રમ થાયછે, તે વખતે હેની અડધી માત્રા તો હેની સાથેના બીજા ગુરુ સ્વરોની બે નહિં પણ એક માત્રા હોય તેટલું પ્રમાણમાં ઉચ્ચારણ થાય છે."

**ન**વલરામભાઇ જુદી ગણના કરેછે; પરંતુ શાન્ત કહેવાનો અન્તર્વિરોધ તો નથી જ કરતા; એ અકાર જેને લાગ્યોછે તે વ્યંજન ખોડો બોલાયછે એમ કહી અકારને અર્થાત્ લુપ્ત ગણે છે. પરંતુ accent નું સ્વરૂપ તપાસતાં જણાશે કે આ આભાસ છે, એ અ ઉપર accent ના અભાવને લીધે.

**અકાર શાન્ત નથી, પણ અસ્વરિત છે.**

મ્હારો નમ્ર મત એમ છે કે આ અકાર શાન્ત નથી;—શાન્ત અકાર, શાન્ત સ્વર, Silent sound, એ વચન જ અન્તર્વિરોધી છે. પરંતુ એ અકાર unaccented, અસ્વરિત, છે; અને તેથી હેનું ઉચ્ચારણ ત્વરિતાભાસિ થઈ એ સ્વર ઉપર જોર ઓછું આવેછે. તેથી ભ્રમ થાયછે. પણ તે ભ્રમને પરિણામે શાન્તતાનું નામ આપવું તે તો વસ્તુસ્થિતિની વિરુદ્ધ જ છે. કેટલાંક બાળકોને પક્ષ શબ્દને બીજા અકાર ( ક્ષના અકાર ઉપર ) વિશેષ ભાર દઈને બોલતાં ઘણીવાર સાંભળિયે

† નવલગ્રંથાવળી. ભાગ ૩ જો પૃષ્ઠ ૧૩.

( 'જ્યહાં સ્કૉટ્લંડ' શબ્દમાં ટ્ ખોડો લખવાનું ઠરાવેછે; તેથી પૂરો હોય તો એ ટ નો અ લુપ્તવત્ નહિં એમ મત સૂચવાયછે. )

* નર્મકોશ, મુખમુદ્રા પૃષ્ઠ ૯—( ઈ ).

છિયે, તે વખત સ્વરિત અસ્વરિતનો ભેદ જણાઈ આવેછે અને શાન્તતાની કલ્પના નિરસ્ત થાયછે. માધવલાલભાઇ કર્મ, રત્ન વગેરે શબ્દમાં અકારને ઉચ્ચરિત ગણેછે એ પણ સૂચક વાત છે.

**શાન્ત કે અસ્વરિત—હેમાં નામ માટે શા સારું લઢી મરવું?—કારણો,—જવાબ.**

કોઇ કહેશે શાન્ત કહો કે અસ્વરિત કહો—હેમાં નામ માટે શા સારું લઢી મરવું? નામમાં શું? પરંતુ આ સ્થળે નામમાં જ બધું સમાયુંછે. શાન્ત નામ આપ્યાથી જે અર્થબોધ થાયછે તેથી તદ્દન જુદો જ અર્થબોધ અસ્વરિત કહ્યાથી થાયછે—એ બંને શબ્દો જુદાં જુદાં સ્વરૂપના પ્રતિનિધિ છે—અને સ્વરૂપ ખરું શું છે તે પ્રશ્ન છે, નામ તો પછી તે સ્વરૂપને પરિણામે જ આવેછે.

**પદ્યરચનામાં અકારની શાન્તતાની વિરુદ્ધ પુરાવો જડશે.**

અને વસ્તુસ્થિતિની પરીક્ષાની કૂંચીઓ—ઉપર પક્ષના સ્વરિત ઉચ્ચારની બતાવી તે શિવાય-બીજી બે છે. એક તો બેસતો, ચોપડી, ઇત્યાદિની માત્રા પદ્યમાં મૂકતાં હમેશાં પાંચ થશે, કદી પણ ચાર ના થવાની, અને અકાર શાન્ત ગણિયે તો તો ×બેસ્તો, પેસ્તો, ચોપ્ડી, એમ ચાર માત્રા થવી જોઇયે. શાન્ત કહેવો ખરો અને માત્રા તો આ આખી એક ગણવી એમ તો નહિં બને, એ તો સુવેલા માણસને નામે પગાર ચાલુ રાખવા જેવું કૃત્ય થાય. બીજી કૂંચી એ છે કે

**'શાન્ત' અકારની પૂર્વનો હ્રસ્વ સ્વર થડકાતો નથી; તેથી તે શાન્ત નથી.**

પારસીઓ 'ઉપ્યોગ' એમ રૂપ લખેછે હેમાં 'ઉ' થડકાતો બોલાયછે; અને 'ઉપયોગ' લખીને તેમ બોલિયે તો ઉ થડકાશે નહિં, ના જ થડકાય. પ, યો એ જોડાક્ષર ના હોવાના તેથી. જો પ ને શાન્ત ગણ્યો તો પ્યો જેવું પરિણામ થઈ ઉ થડકાય જ.

સવિસ્તર પુષ્ટિ પ્રમાણો તો હું અન્ય સ્થળે આપી ચૂક્યોછું. ( સુદર્શન પુ. ૧૪ અંક ૧૧-૧૨; સુદર્શન પુ. ૧૫ અં. ૧૧-૧૨; વસન્ત વર્ષ ૩ અં. ૮; વસન્ત વર્ષ ૪ અં. ૧.) ઉપર માત્ર સારતત્ત્વ જ મૂકયુંછે.

**રમ્મું, જમ્મું,—એ શિષ્ટરૂપો નથી. તેથી. શાન્ત અકાર માટે એ પ્રમાણ નહિં ગણાય.**

એકાદ શંકાની પરીક્ષા કરવી ઉચિત છે. રમવું, જમવું, ને બદલે ઉતાવળમાં રમ્મું, જમ્મું, એમ લોકો કેટલીક વાર બોલેછે. તેમ જ લોખંડ શબ્દ લોહખંડ ઉપરથી થયો હેમાં હકારનો અ લુપ્ત થવાથી હ પણ પછી ના ટક્યો; આ ઉદાહરણો અકારની શાન્તતા શું નથી સૂચવતાં? આમ કોઇ કહેશે. પરંતુ એમ જો ગણીશું તો તો લખવું, ચોપડી, વગેરે રૂપોને બદલે લખ્વું, ચોપ્ડી—વગેરે લખવું પ્રાપ્ત થશે. ખરી વાત તો એ છે કે

---

× હાવા પ્રયોગ મિ ક. ર. નાનજિયાણીને હાથે થયેલા જોવામાં આવેછે. ગુજરાત શાળાપત્ર પુ. ૩૬ અંક ૧૨ મો પૃષ્ઠ ૩૭૯ પંક્તિ ૫ મી.

રમ્યું, જમ્યું—એ શિષ્ટ ઉચ્ચારો કે પ્રયોગો નથી; અને એ રીત્યે તો અતિ લપલપાટ-થી બોલનારા લોકો અક્ષરોના અક્ષરો ખાઈ જાયછે તે પ્રયોગો સ્વીકારવા પડશે. લોખંડની વ્યુત્પત્તિમાં પણ કાંઇક એ સ્વભાવની અંકિતતા છે; તેમ જ હકારમાંનો અ અપૂર્ણ ઉચ્ચારાતો થતાંવાત હકારનું સ્વરૂપ જ પોચું થઇ જઇ વધારે ઘસારો પામીને 'લોખંડ' થયું. પણ તેટલા ઉપરથી સર્વસામાન્ય નિયમને બાધ આણવો વાજબી નથી. બંધાઈ ગયેલા એક શબ્દના રૂપ ઉપરથી બીજી જાત્યના શબ્દોના સ્વરૂપ ઉપર—અન્તર્ઘ-ટના હજી સુધી પ્રગટ છે. હેવા સ્વરૂપ ઉપર—છાયા પાડવી એ અયોગ્ય છે.

**'શાન્ત' અકાર એ જોડણીનો વિષય નથી; વ્યાકરણનો વિષય છે.**

શાન્ત અકારનો પ્રશ્ન ખરું જોતાં જોડણીની વિષયમર્યાદામાં નથી આવી સકતો; વ્યાકરણના પ્રદેશમાં હેનું ખરું સ્થાન તો છે. પરંતુ શબ્દલેખનના પ્રસંગે—એ અકાર લખવો કે નહિં એ પ્રશ્ન કેટલાકે ઉપસ્થિત કરેલો જણાયછે; તેમ જ અકારની હાવી માની લીધેલી શાન્તતાને લીધે ઉચ્ચાર-નું અનિશ્ચિતપણું ઠરાવવાનો પ્રયત્ન કરવામાં આવે-છે, અને ઉચ્ચાર પ્રમાણે લખવું એમ નિયમ રાખીશું તો લખાણનું સ્વરૂપ બહુ બદ-લાઈ જશે એ વાંધાના એક પ્રકાર તરીકે આ પ્રશ્ન દાખલ કરવામાં આવ્યોછે, તેથી એ વિશે આટલી ચર્ચા કરવી પડીછે.

**Accent-સ્વર-નું હાલ ગુજરાતી ભાષામાં સ્થાન; એ લુપ્તવત્ જ છે; છતાં હેનો મર્યાદિત ઉપયોગ.**

Accent ( સ્વર ) ખરું જોતાં ગુજરાતીમાં લુપ્ત થઈ ગયા જેવો જ છે. પરંતુ છેક જ નાબુદ થયો નથી. વૈદિક સંસ્કૃતમાં સ્વર હતા તે લૈકિક સંસ્કૃતમાં લુપ્ત થયા. પરંતુ ગુજરાતીમાં શબ્દોનાં બંધારણ બનાવવામાં ગૂઢ રીત્યે પ્રવર્તતું તત્ત્વ એ accentનું છે. તે હાવે ઠેકાણે સૂક્ષ્મરૂપે કાંઇક દેખા દેછે. અને હેનો ઉપયોગ આમ જોડણીના નિયામક બળ તરીકે કરવાનો છે. Accent ની કલ્પના મ્હેં નવી યોજી કાઢી નથી. માધવલાલ-ભાઇયે એ વિષય કાંઇક વિસ્તારથી ચર્ચ્યોછે. ( ગુજરાત શાળાપત્ર પુ. ૩૭ અંક ૪ પૃષ્ઠ ૭૯-૮૩ જુવો. )

**લખીએ, લખિયે; ચોપડીઓ, ચોપડિયો; અને ઇકાર ઉકારની હ્રસ્વદીર્ઘતા.**

(ग)—(૩.)—તથા (૪.)—લખિયે, ચોપડિયો, ખડિયો, ઇત્યાદિ રાખવું કે લખીએ, ચોપડીઓ, ખડીઓ? અને ઇકાર ઉકારની હ્રસ્વદીર્ઘતા.

આ બે પ્રશ્નો વિશે મ્હેં મ્હારા જોડણીના પુસ્તકમાં ખાસ ચર્ચા કશી કરી નથી. મુખ્ય કારણ એ છે કે એ વાસ્તવિક રીતે જોતાં જોડણીનો વિષય નથી; વ્યાકરણનો, અને, ત્હેને પરિણામે, કોશનો વિષય છે. તેમ જ આ પ્રશ્ન કેટલીક રીતે સંશયગ્રસ્ત છે; પોતપોતાના અભિપ્રાય પ્રમાણે પોતપોતાની તરફ ખેંચંખેંચા કરવાનો પ્રસંગ, જોડણીના બીજા પ્રશ્નો કરતાં, હામાં વધારે મળેછે. તો પણ હેની પરીક્ષા મનન સહિત અને

ધૈર્યથી કર્યાથી જણાશે કે હેમાં પણ નિશ્ચિતતા—કોઇક નિયમયુક્ત ધોરણને આધારે—આવી સકે એમ લાગેછે. અને એ વાતનો નિર્ણય થવો ઇષ્ટ પણ છે. તેથી કેટલાક વિચાર આ પ્રસંગે પ્રગટ કરવાનું ધાર્યુંછું. જોડણીના કોઇ પણ વિષયમાં દુરાગ્રહને અવકાશ જ નથી, તેમ આ પ્રશ્ન માટે તો તેમ ના જ બની સકે. માટે ફક્ત નિર્ણય માટે ધોરણ દર્શાવીને હું અટકીશ; અલબત હેમાં સમાયલાં કારણો બતાવવાં પડશે.

**આ વિષય 'જોડણી'ના પુસ્તકમાં નથી; પરંતુ બીજે સ્થળે ઇશારા કર્યાછે.**

મ્હેં હમણાં જ કહ્યું કે 'જોડણી'ના પુસ્તકમાં આ પ્રશ્નોને મ્હેં સ્પર્શ નથી કર્યો. પરંતુ તે પછી બે ત્રણ પ્રસંગે મ્હેં કાંઇક ઈશારા આ વિષયમાં કર્યાછે. માર્ચ ૧૮૮૮માં અને તે પછી "ગુજરાતી" પત્રમાં કેટલાક ગુજરાતી ભાષા સંબન્ધી પ્રશ્નો ચર્ચાયા હતા ત્હેમાં મ્હેં પત્રો લખેલા ત્હાં કાંઇક આ બાબતના કેટલાક નિયમનો ઉલ્લેખ કર્યો હતો. પછી ઈ. સ. ૧૮૯૦માં જ્ઞાનસુધામાં ( ઑકટોબર–નોવ્હેમ્બર–ડીસેમ્બરના અંકમાં ) રા. ગોવર્ધનભાઈની ચર્ચાના અવલોકનને પ્રસંગે આ પ્રશ્નમાંના એક બેની બાબત મ્હેં થોડું કહ્યું હતું. અને તે પછી ફેબ્રુઆરી ૧૯૦૦ ના સુદર્શનમાં ( પૃષ્ઠ ૧૨૯ મે—વિષય નં. ૩૧ ને ઠેકાણે ) જરાક ઇશારો કર્યો હતો. એ સર્વનો સાર નીચે આગળ ઉપર બતાવીશ.

હાલ તો આ પ્રશ્નમાં સાક્ષર ચિન્તકોના મત શા શા છે તે જોઇયે:—

**ઈ. સ. ૧૮૭૨ ની બુકકમિટીના નિયમમાં આ પ્રશ્ન વિશે નિર્ણય.**

બુકકમિટીએ ઈ. સ. ૧૮૭૧—૭૨ માં નિયમો કર્યા તે પ્રમાણે 'નદીઓ' અથવા 'નદિયો' ( એમ વૈકલ્પિક રૂપ ) જૂ—જૂઓ, લીંબુ—લીંબુઓ; જૂ, લૂ, ફૂટ, દૂધ, ધૂળ, ચૂક; મૂક, ચૂનો, ખૂણો; મૂકનાર; ફૂટડો, કૂબડો; ખુશાલ; ઘી, કડી; કીડી, ખીચડી; નાળિએર, રૂપિયો; એમ રૂપ સ્વીકાર્યાં હતાં.

એ નિયમોનું ધોરણ **નવલરામભાઇયે** બતાવ્યુંછે, (પરિશિષ્ટ (क) નિયમ ૭,૮,૯, ૧૦ મૂળ ૭,૮,૯ ના ઉપરથી કરેલા જુવો.) તે આ પ્રમાણે છે:—

૧. નાન્યતર જાતિના શબ્દોનો અન્ત્ય ઉકાર અથવા ઉંકાર હ્રસ્વ છે. બીજા શબ્દોનો પણ અન્ત્ય ઉંકાર હ્રસ્વ છે. હું, તું, લખું.

૨. અન્ત્ય ઈકાર દીર્ઘ અને ઉકાર હ્રસ્વ છે.

અપવાદઃ—એકાક્ષરી શબ્દોનો ઉકાર દીર્ઘ છે. ( જૂ, લૂ વગેરે ).

૩. અનન્ત્ય ઈકાર ઉકાર—

એ અક્ષરના શબ્દોમાં—( ઘણું કરીને ) ઈકાર તથા ઉકાર દીર્ઘ છે; કીડી, ચૂનો; ઇત્યાદિ. બેથી વધારે અક્ષરના શબ્દોમાં—ઈ અથવા ઉ પછી લઘુ

આવે તો ઈ ઉ દીર્ઘ રાખવા, અને ગુરુ આવે તો હ્રસ્વ રાખવા;—કૂબડો, ખુશાલ; ખીચડી, નાળિએર; ઇત્યાદિ.

**અપવાદ:**—પ્રત્યય અથવા સમાસનું ઉત્તરપદ લાગે તે પ્રસંગે ઉપરનો નિયમ લાગૂ પડતો નથી;—ગાડીવાન; ગાડીઘોડા; ઇત્યાદિ.

પ્રતિપ્રસવ—ઇકારાન્ત શબ્દ પછી સ્વરાદિ પ્રત્યય આવતાં ઈ વિકલ્પે હ્રસ્વ થાયછે અને પ્રત્યયના આદિ સ્વરની પૂર્વે ય્ ઉમેરાયછે;—નદીઓ, અથવા નદિયો: લખીએ અથવા લખિયે; નદીએ, અથવા નદિયે.

**એ ઉપર નવલરામભાઈની સબળ ચર્ચા.** નવલરામભાઈની ચર્ચા આ નિયમો ઉપર વિચારપૂર્ણ છે. હેનું તાત્પર્ય આમ છે:—

૧. આ નિયમો તત્સમ શબ્દો માટે નહિં પણ તદ્ભવ માટે છે તે ભૂલવું નહિં.

૨. ઉપરના ત્રીજા નિયમમાં "ઘણું કરીને" એ વિશેષક વચન કાઢી નાંખવું; કેમકે એ રાખ્યાથી નિર્ણયમાં અનિશ્ચિતતા આવેછે: અને કાઢયાથી વ્યુત્પત્તિ વિરુદ્ધ જોડણી થવાનો સંભવ અત્યન્ત થોડો છે.—આમ વિશેષ સૂચના હેમની છે.

૩. એ નિયમ ત્રીજાના પ્રતિપ્રસવમાં વિકલ્પ ના સ્વીકારતાં હમેશાં ઈ હ્રસ્વ થાયછે અને પ્રત્યયના સ્વર પૂર્વે યકાર ભળેછે:—એમ નિયમ રાખવો. આમ હેમની વિશેષ સૂચના છે.

પછી સામાન્ય ટીકા એક એમ મૂકેછે કે આ નિયમોમાં, વ્યુત્પત્તિનો આદર ( પ્રાકૃત ભાષા, ઉત્સર્ગો વગેરે ઉપર નજર રાખીને ) કરવો, તેમ જ ચાલતો ઉચ્ચાર સંભાળવો, એ બંને ધોરણો યથાઘટિત સાચવીને મધ્યમ રસ્તો બુકકમિટીએ પકડયોછે; અને એ ગંભીર વિચારથી રચાયોછે અને એથી નિશ્ચિતતાનું ફળ મળેછે.

**કવિ નર્મદના નિયમ.** કવિ નર્મદાશંકરના આ બાબતમાં નિયમ હેમના કોશની મુખમુદ્રાના ૯૭ પૃષ્ઠમાં ( ઈ ) એ વિભાગમાં આપ્યા છે. લંબાણ થાય માટે પરિશિષ્ટમાં મૂકું-છું. × એ નિયમો પ્રમાણે જૂ, રૂ, લૂ વગેરે દીર્ઘ છે; કૂઓ—કુવો, જૂઓ—જુવો, એમ વિકલ્પ છે; કુદવું, ફુટકું, શિખવું, વગેરેમાં ઉકાર હ્રસ્વ ગણ્યોછે; કીડી+આરું=કિડિયારું, દૂધ+ભાઈ=દુધભાઈ, કૂઓ+ખેતર ( ખેતરમાંથી અવશિષ્ટ રહેલો અંશ )=કુવેતર, નદિયો અથવા નદીઓ; એમ હ્રસ્વદીર્ઘના વિકાર છે.

× પરિશિષ્ટ ( ক ).

રા. કેશવલાલ ધ્રુવના નિયમોમાંના ૫,૬,૭,૮, અને ૯ અને ૨૦મા નિયમો આ પ્રશ્ન ઉપર છે. (પરિશિષ્ટ (ख) જુવો.) હેમાં ઉચ્ચારનો પ્રચાર તથા વ્યુત્પત્તિ બંને ઉપર લક્ષ આપવાનો પ્રયત્ન થયોછે. ઈ. સ. ૧૮૭૧–૭૨ ના નિયમોનાં પરિણામ અને આ નિયમો નાં પરિણામ બહુ અંશે મળતાં આવશે. માત્ર 'કરિયે' સબન્ધે 'કરીએ' એ વિકલ્પ બુકકમિટીનો છે તે રા. કેશવલાલના નિયમમાં કબૂલ નથી, એમ ભાસ થાયછે.

**રા. કેશવલાલ ધ્રુવના નિયમ.**

માધવલાલભાઈના નિયમો સ્પષ્ટ રૂપે ને સંપૂર્ણ રૂપે પ્રસિદ્ધિમાં નથી આવ્યા જણાતા. પરંતુ 'દુખીઆં', અને 'દુખિયાં'—એમ વિકલ્પ હેમણે એક ચર્ચામાં સ્વીકાર્યોછે. (શાળાપત્ર પુ. ૩૭ અં. ૭ પૃષ્ઠ ૨૦૨—૨૦૩.) તે ઉપરથી આ પ્રકારના શબ્દોમાં ઈ. સ. ૧૮૭૧—૭૨ ની બુકકમિટીનું ધોરણ હેમણે કબૂલ રાખ્યું જણાયછે

**રા. માધવલાલભાઈના અભિપ્રાયનો ઈશારો.**

**રા. ગોવર્ધનરામભાઈનો સરળ નિયમ; શુદ્ધિનું બલિદાન.**

રા. ગોવર્ધનભાઈયે એક જ સરલ નિયમમાં આ પ્રશ્નનો ગૂંચવાડો ઉકેલવાને પ્રયત્ન કર્યોછે. ઈ એટલા દીર્ઘ અને ઉ એટલા હ્રસ્વ લખવા (તદ્ભવમાં). આ માર્ગમાં સરળતા આગળ શુદ્ધિ અને વસ્તુસ્થિતિનું બલિદાન અપાયછે. તે અનિષ્ટ છે. *અન્ય સ્થળે આ ઉપર બહુ કર્યુંછે.

ઈ. સ. ૧૯૦૪માં વાંચનમાળા કમિટીએ આ પર ઠરાવ કર્યાછે ત્હેમાંના નિયમ ૭, ૮, અને ૯ આ પ્રશ્નનો સ્પર્શ કરેછે. હેમાં ૧૮૭૧–૭૨ ના નિયમો તરફ કાંઇક લક્ષ અપાયલું જણાયછે. પરંતુ થોડીક બાબતોમાં તફાવત રહેછે, અને ત્હેનું પ્રાચીન (૧૮૭૧–૭૨ના) નિયમોની સરસાઈમાં પરિણામ આવેછે.

**ઈ. સ. ૧૯૦૪ ની વાંચનમાળા કમિટીનો ઠરાવ.**

આ નવા નિયમોમાં કેટલુંક અગમ્ય છે. જેમકે 'એકાચ્' શબ્દનો અર્થ એક સ્વરવાળો એમ થાય; તે સર્વત્ર Syllable (વયડી) ના અર્થમાં વાપરેલો જણાયછે. એ અયોગ્ય છે તે તો જૂદી વાત પણ તેથી ખરો અર્થબોધ થવામાં હરકત પડેછે. વિશેષ તો એટલા માટે કે નિયમ ૮–(૧) માં 'એકાચ્ શબ્દો' (= એક સ્વરવાળા શબ્દો) અને 'દ્વિસ્વર શબ્દો' એમ બરોબર શબ્દગ્રહણ કર્યુંછે છતાં નિયમ ૭ મામાં 'એકાચ્' શબ્દ Syllable ના જ અર્થમાં હોય એમ લાગેછે.

**એ ઠરાવોમાં દોષ છે. ૧૮૭૨ના નિયમની સરસાઈ.**

વળી નિયમ ૮–(૧) માં 'દૂધ' વગેરે શબ્દોમાં દીર્ઘ ઊ વાજબી રીતે જ રાખ્યોછે;

---

*જ્ઞાનસુધા, ઑકટોબર, નોવ્હેમ્બર, ડીસેમ્બર ૧૮૯૬માં 'ગુજરાતી જોડણી'ના વિષયમાં.

છતાં 'જૂનું' શબ્દમાં ઉ હ્રસ્વ રાખી 'જુનું' લખવું એમ ઠરાવ્યુંછે. વ્યુત્પત્તિપક્ષથી જોતાં તો બંનેને એક જ નિયમ લાગૂ પડી દીર્ઘ ઉકાર જ થવો જોઇયે; અને 'દૂધ' વગેરે શબ્દોમાં દીર્ઘતાનું કારણ નિયમમાં બતાવ્યું નથી, પરંતુ વ્યુત્પત્તિમાં જ છે, એ સર્વથી સમજાય એમ છે. **दुग्धम्—दुद्धं**-પછી દ્ધમાંના પ્રથમનો લોપ થઈ પૂર્વસ્વરનું દીર્ઘત્વ (ઉત્સર્ગાનુસાર) થવાથી-દૂધ. આ જ નિયમ **जीर्ण** ઉપરથી 'જૂનું' થવામાં પ્રવર્તેછે. તેમ જ નિયમ ૯મો કેટલાક ઉદાહરણમાં ૧૮૭૧-૭૨ ના ડહાપણ ભરેલા નિયમોનો અનાદર કરેછે અને હેનું કારણ સમઝાતું પણ નથી. ઉદા૦ કડીઓ, નદીઓ, એ રૂપ જ ફક્ત સ્વીકારતાં વાસ્તવિક ઉચ્ચારવાળાં રૂપ—કડિયો, નદિયો, વગેરેનો વિકલ્પ પણ નથી કબૂલ રાખ્યો. પરંતુ ૧૮૭૧—૭૨ ના નિયમોની ઘટના વધારે શાસ્ત્રીય છે એમ કહેવું પડેછે.

આમ ત્યહારે આ પ્રશ્ન સંબન્ધે ભિન્ન ભિન્ન અભિપ્રાયોની શ્રેણી છે. કહેવાની જરૂર નથી કે, મ્હારા નમ્ર મત પ્રમાણે, એકંદર જોતાં ઈ. સ. ૧૮૭૧-૭૨ વાળા બુકકમિટીના નિયમોમાંનું ધોરણ બહુ અંશે સ્વીકારવા લાયક છે.

સવિસ્તર કારણો—આ નિયમ સ્વીકાર્ય કેમ છે અને બાકીના (આ નિયમોથી વિરોધે આવનારા) નિયમો ઓછાવધતા ત્યાજ્ય કેમ છે તે વિશે કારણો—આપતાં લંબાણ થાય. અને વળી, હું કહી ગયોછું તેમ, આ ખરું જોતાં વ્યાકરણ અને કોશનો વિષય છે. તથાપિ ટૂંકામાં કેટલાંક કારણો બતાવીશ અને એ ૧૮૭૧-૭૨ ના નિયમોમાં શી ન્યૂનાધિકતા સુધાર્યાથી બરોબર ઘટના થાય એમ છે તે બાબત પણ ઇશારો કરીશ. તેમ કરતા પ્હેલાં બીજા મતોમાં શી અસંતોષકારક સ્થિતિ છે તે ઝડપથી જોઈ જઇયે.

**નર્મદકવિના નિયમો ની પરીક્ષા.**

નર્મદાશંકરના નિયમો—

1. બે અક્ષરના શબ્દોમાં પ્રથમનો ઇકાર તથા ઉકાર દીર્ઘ છે. આ યથાન્યાય છે. પણ 'ઉર', 'વિણ' (=વિના), સુર (સંગીતના સ્વર), જેવા કેટલાક અપવાદને સ્થાન નથી મળ્યું. (આ ન્યૂનતા તો બુકકમિટીના ૧૮૭૧-૭૨ ના નિયમમાં પણ છે. પરંતુ તે વિશે આગળ ઉપર કહેવાશે).

કૂઓ, જૂઓ—એ શબ્દો માટે નિયમ જરાક વિલક્ષણ કાઢ્યોછે. બે અક્ષરના શબ્દમાં પ્રથમ ઊ અને અન્તે ઓ હોય તો વિકલ્પે હ્રસ્વ ઉ અને વો થાય; આમ નિયમ કર્યોછે. પરંતુ 'કૂઓ' શબ્દમાં ઊ તથા વો શબ્દશરીરમાં જ સમાયલા છે અને **कूपः*** **कूवो** (પ્રા.) એમ થઈ ગુજરાતીમાં આવેલો 'કૂવો' એમ જ સ્વીકારવાને

* પ્રાકૃતમાં સ્વર પછી આવેલા અનાદિ અસંયુક્ત પકારનો લોપ થાયછે તેમ જ વ પણ થાયછે. તો બંને પ્રાપ્ત થતાં શું કરવું? હેમચન્દ્ર કહેછે **एतेन पकारस्य प्राप्तयोर्लोपवकारयोर्यस्मिन् कृते श्रुतिसुखमुत्पद्यते स तत्र कार्यः** (સિદ્ધહેમચન્દ્ર ૮-૧-૨૩૧ સૂત્ર ઉપર વ્યાખ્યાન જુવો.) તેથી **कूवो**.

કાંઇ બાધ નથી અને એ વાજબી છે. 'કૂઓ' કોઈ બોલતું પણ નથી. તેમ 'જૂઓ' શબ્દ 'જૂ' (નામ: વાળમાં પડનારો જીવ) + ઓ (બહુવચન) હોય તો તે બુકકમિટીએ પ્રત્યયને સંબન્ધે અપવાદ મૂકીને આનું આ રૂપ સાધ્યુંછે તે વધારે સુઘટિત થાયછે. પણ 'જોવું' નો આજ્ઞાર્થ બીજો પુરુષ બહુવચન હોય, તો જો + ઓ—પછી જૂ + ઓ, પછી 'જુવો' એમ થાય; અને આ તો તદ્દન વ્યાકરણના પ્રદેશમાં ઊંડા ઘૂશી જવાનું થાયછે. બે અક્ષરના શબ્દ વિશે નિયમ આપતાં પ્રથમ ભાસ તો એ જ થાય કે પ્રકૃતિ રૂપ શબ્દને વિશે જ કહેછે. આ ટીકા 'જૂ' નું બહુવચન 'જૂઓ' હોય તો પણ લાગૂ પડેછે.

૩. શિખવું, કુદવું*—ઇત્યાદિમાં ઇકાર ઉકાર હ્રસ્વ ઠરાવનારો નિયમ વસ્તુસ્થિતિ સાથે વિરોધ આણેછે,—ઉચ્ચાર તેમ જ વ્યુત્પત્તિ જોતાં. તેમ જ, બુકકમિટીનો નિયમ—પાસેનો સ્વર હ્રસ્વ હોય તો પ્રથમનો દીર્ઘ થાય અને તેથી ઉલટે ક્રમે ઉલટું—ઘણો વિચારથી થયેલો છે. ત્હેને નર્મદાશંકરના નિયમોમાં અવકાશ જ નથી મળતો ત્હેનું પરિણામ થયુંછે.

૪. ઇકારાન્ત શબ્દને એ-ઓ પ્રત્યય લાગતાં ઈ હ્રસ્વ થઈ એ-ઓ ના યે-યો વિકલ્પે થાયછે—(નદીઓ—નદિયો), એમ કહેવામાં અવ્યાપ્તિ દોષ આવેછે. એ-ઓ શિવાયના સ્વરને પ્રસંગે પણ ય્ આવેછે. નહિંતો કિડિયારું (કીડી + આરું) એ શબ્દ નર્મદાશંકરે પોતે જ એ નિયમમાં ઉદાહરણોમાં મૂક્યોછે ત્હેમાં ય્ ના આવત. ૧૮૭૧-૭૨ ના બુકકમિટીના નિયમમાં સ્વરાદિ પ્રત્યય આવતાં ઇકાર હ્રસ્વ થઈ ય્ ઉમેરાવાનું લખ્યુંછે તે બરોબર છે.

---

* હેમાંના કેટલાક શબ્દો તો યથોચ્ચાર છે. ઉદા૦—'ફૂટડું' 'સુંવાળું', 'ગુજરાતી'—પરંતુ હેમાં તત્ત્વ બીજું સમાયુંછે. આ કારણથી જ તત્ત્વોમાં અયોગ્ય મિશ્રણ થઈ આ નિયમ દોષયુક્ત બનેછે. 'ગુજરાતી'માં રા દીર્ઘ છે તેથી ગુ હ્રસ્વ થયું. 'સુંવાળું' માં વા દીર્ઘ છે તેથી સું હ્રસ્વ. બાકી **कुब्ज** ઉપરથી કૂબડું, **शिक्ष—सिक्ख** ઉપરથી શીખવું, વગેરેમાં સંયોગ લોપ થઈ પૂર્વસ્વરની દીર્ઘતા થાયછે. 'કૂદવું' વગેરે ધાતુની સ્થિતિ પણ પ્રાકૃતમાં કાંતો દીર્ઘતાથી અથવા સંયુક્તાક્ષરની પૂર્વનો સ્વર હોવાથી સિદ્ધ થાયછે. સિદ્ધ હેમચન્દ્ર ૮-૪-૨૨૯ પ્રમાણે કેટલાક ધાતુઓનો અન્ત્ય વ્યંજન બેવડાયછે ને ગુજરાતીમાં આવતાં લુપ્ત થવાથી પૂર્વસ્વર દીર્ઘ થાયછે; **लग्गइ**—લાગે; **मग्गइ**—માગે; **नस्सइ**—ન્હાસે; **तुट्टइ**—તૂટે; **सिच्चइ**—સીંચે (પાછો અનુસ્વાર પુનર્જીવન પામ્યો પણ પોચો થયો); ૮-૪-૨૩૦ પ્રમાણે **फुट्टइ** (વૈકલ્પિક) નું ફૂટે. 'શીખવું' 'કૂદવું' વગેરેને બે કરતાં વધારે અક્ષરના શબ્દ ગણવાથી ભૂલ્ય ઉત્પન્ન થઇછે. 'શીખવું' ને જોડણીના નિર્ણય માટે મૂળ શબ્દ ગણ્યો, તો 'શીખેછે' 'શીખનાર'—વગેરેને શા માટે ના ગણાય? ખરું જોતાં 'શીખ્' 'કૂદ્' વગેરે ધાતુ જ લેવા જોઇયે. અને તેમ લેતાં બે અક્ષરના શબ્દમાં પ્રથમ વર્ણમાંનો ઈ-ઉ દીર્ઘ જ થાય—એ કવિ નર્મદના નિયમ પ્રમાણે જ—શીખ, કૂદ, એમ દીર્ઘવાળા શબ્દ સિદ્ધ થશે. ઈ. સ. ૧૮૭૧—૭૨ ના બુકકમિટીના નિયમોમાં આમ બે અક્ષરવાળા જ શબ્દો ગણીને યોજના થઇછે. એ નિયમોમાંના ૮મા નિયમમાં કૂટ, ચૂક, મૂક—એમ જ શબ્દો લીધાછે (કૂટવું, ચૂકવું, મૂકવું-એમ નહીં); અને તેથી જ ઉકાર દીર્ઘ સ્વીકાર્યોછે.

૨. કેશવલાલ ધ્રુવના નિયમો—

**૨. કેશવલાલ ધ્રુવના નિયમોની પરીક્ષા.**

૧. નિયમ ૬—આ નિયમમાં 'દહીં', 'તહીં' દીર્ઘ ઇકારાન્ત ઠરાવ્યાછે. પરંતુ ઉચ્ચારમાં તેમ જ વ્યુત્પત્તિથી દહિં, તહિં—એમ છે. પ્રાકૃતમાં તેમ જ અપભ્રંશમાં જહિં, તહિં. અહિં, કહિં છે. (સિદ્ધ હેમચન્દ્ર ૮–૩–૫૦ તથા ૮–૪–૩૫૭ જુવો.)

દહિં—પ્રાકૃતમાં હ્રસ્વ ઇકારાન્ત છે. (સિદ્ધહેમચન્દ્ર ૮–૩–૨૫ પ્રમાણે **दहिं** અથવા **दहिँ**)

૨. નિયમ ૮ મો—આ નિયમનાં ઉદાહરણ જોતાં તો જણાયછે કે ઇકાર અને ઉકાર માટે જ ધાર્યોછે. પરંતુ હેની વ્યાપ્તિ તો અકારમાં પણ પ્રવર્તેછે. **कर्म—कम्म**–કામ; **सर्पः—सप्पो**—સાપ. ઇત્યાદિ. તેમ જ દીર્ઘ સ્વર ટૂંકાયછે તો તે પ્હેલાંનો સ્વર દીર્ઘ રાખવો—એ ભાગનું ઉદાહરણ બતાવ્યું નથી, તેથી અર્થબોધ થવામાં મુશ્કેલી પડેછે; ઊખડવું—એ ઉદાહરણ હોય તો ખમાંનો અ દીર્ઘનો હ્રસ્વ શી રીતે થયો તે જણાતું નથી. પરંતુ આ નિયમનો અંશ તો ૧૮૭૧–૭૨ ના બુકકમિટીના નિયમમાં—પાસેનો સ્વર દીર્ઘ હોય તો પૂર્વનો હ્રસ્વ થાય અને હ્રસ્વ હોય તો દીર્ઘ થાય —એ વધારે સુઘટિત છે.

'વીનતિ' ઉદાહરણ આપ્યુંછે. પરંતુ 'વિનંતિ' શબ્દ યથાર્થ છે તે મ્હેં કેટલાંક વર્ષ ઉપર બુદ્ધિપ્રકાશમાં બતાવ્યું હતું. **विज्ञप्तिः**-પ્રા. **विण्णत्ती**. પછી હેમાં **ण्** લુપ્ત થતાં વી થાત; પરંતુ **त्त** માંનો **त्** લુપ્ત થતાં પૂર્વસ્વર દીર્ઘ થવો જોઇયે—**विनात्ति** એમ–તેમ ન થયો પણ **वक्रादिगण**માં (**वंकं** ઇત્યાદિ રૂપોમાં) અનુસ્વાર આવેછે તેમ અહિં પણ અનુસ્વાર આવી નંતિ થવાથી નં એ ગુરુ છે તેથી વી એ દીર્ઘ મટી હ્રસ્વ થયો (ઉપર બુકકમિટીના નિયમમાં જે તત્ત્વ બતાવ્યુંછે તે તત્ત્વની પેઠે—દીર્ઘને બદલે ગુરુ એટલું જ); વિનંતિ. (છેલ્લો ઈ દીર્ઘ નથી બોલાતો—નં ગુરુ છે તેથી હેનું વજન પેલા ઇકારને ગૌણ બનાવી દેછે.)

૩. નિયમ ૯.—લૂણ, ખૂણો—વગેરે માટે નિયમ એમ કર્યોછે કે તદ્ભવ શબ્દોમાં વજનની જરૂર હોય ત્યાં સ્વર લાંબો વપરાયછે. પ્રથમ દર્શને આ નિયમ મોઘમ અને અનિશ્ચિત જેવો લાગેછે. પણ હેમાં અન્તર્ગત તત્ત્વ ખરું છે. પરંતુ અહિં પણ અતિવ્યાપ્તિ આવે છે. ઉદ્દેશ ઇકાર ઉકાર માટે છે; પણ **कर्म, कम्म**, કામ—વગેરેમાં પણ એ લાગૂ પડેછે; બાકી તે પ્રસંગમાં પણ ઇષ્ટતા જ છે એટલે અતિવ્યાપ્તિ દોષરૂપ નથી થતી. તો પણ ઉદ્દેશ કરતાં વધારે પ્રદેશમાં નિયમના શબ્દો નિરર્થક પ્રવર્તેછે એમ ફળ થઈ જાયછે.

તેમ જ, આ નિયમ માટે તો વ્યુત્પત્તિ વગેરેનું અન્વેષણ બહુ પ્રધાનરૂપે આવશ્યક થશે. 'વજન'ની પરીક્ષા આ ધોરણે કરવી તે બતાવ્યું નથી, અને બતાવવું કઠણ પણ જરાક છે.

મૂળ શબ્દની માત્રા જેટલી માત્રા સાચવવી—એ તત્ત્વ છે. પરંતુ હેમાં મૂળ શબ્દની તપાસ અને પ્રાકૃતદ્વારા આવતાં રૂપની તપાસ ઉપરાંત **लवण**—લૂણ—માં નર્મદ કવિયે જે'ને સંપ્રસારણ નામ આપ્યુંછે હેવા વિકારનો જેમ સમાવેશ થાયછે, તેમ, ઉપર કહ્યું તેમ, સંયોગલોપે પૂર્વસ્વરનું દીર્ઘત્વ (**सप्पो**-સાપ), અનુસ્વાર જોરદારનો પોચો થતાં પૂર્વસ્વરનું દીર્ઘત્વ (**वंक**—વાંકું; **विंछिओ**—વીંછી) ઇત્યાદિ જેવા પ્રકારનો પણ સમાવેશ થઈ રા. કેશવલાલનો નિયમ ૭ મો (અનુનાસિક થયેલો સ્વર—શબ્દશરીરમાં રહેલો—દીર્ઘ કરવો;—ખીંટી, લૂંટવું-વગેરે) તે પણ આ નિયમ ૯ માના પેટામાં જ આવી જશે. પરંતુ વ્યુત્પત્તિ ન જડે હેવા શબ્દો માટે ૭ મો નિયમ વખતે કામ આવે.

૪. (નિયમ ૨૦ મો)—સ્વરાદિ પ્રત્યયની પૂર્વે ઈકાર હોય તો પ્રત્યયની પૂર્વે ય્ આગમ આવેછે અને તે પ્રસંગે પૂર્વનો ઈકાર, હેની પૂર્વે સંયુક્તાક્ષર ન હોય તો, હ્રસ્વ થાયછે. આમ નિયમ છે. નિયમ છે વિચારયુક્ત; પરંતુ હેમાં એએક શંકાઓ ઉત્પન્ન થાયછે, અને એકાદ ક્ષતિ જણાયછે.

શંકા એક એ કે—યકારનું આવવું અને ઈકારની હ્રસ્વતા એ કાર્ય વૈકલ્પિક માન્યું-છે કે કેમ? ઉદાહરણ ફક્ત યકાર અને હ્રસ્વતાનાં જ આપ્યાંછે, 'કરિયે' વગેરે. તે ઉપરથી તો વિકલ્પ અનિષ્ટ હોવાનું અનુમાન થાયછે. પરંતુ 'in which case' ('અને તે પ્રસંગે')—એમ વચન છે તે વિકલ્પનું અનુમાન કરાવેછે, નહિંતો એ વચન નિરર્થક અને અધિક બનેછે.

બીજી શંકા એ છે કે 'સ્ત્રીઓ' અને 'સ્ત્રીયો' એ બેમાંથી કિયું રૂપ સ્વીકાર્ય ગણ્યું-છે તે ખાતરી થતી નથી. ઈકાર પૂર્વે સંયુક્તાક્ષર છે તેથી ઈ હ્રસ્વ થવાનો બાધ તો આ નિયમમાં સ્પષ્ટ છે. પરંતુ ય્ આગમ આવે કે નહિં તે સંદિગ્ધ રહેછે. ય્ આગમ આવે '**તે પ્રસંગે**' પૂર્વનો ઈકાર હ્રસ્વ થાય. અને ઈકાર તો હ્રસ્વ થયો નથી, તો ય્ પણ ના આવવાનો? પરંતુ આ દલીલમાં કાર્યકારણનો ક્રમવિપર્યાસ થાયછે. તેથી ખરું અનુમાન તો એ જ છે કે ય્ તો આવવાનો જ, અને 'સ્ત્રીયો' એમ થતાં, પૂર્વે સંયુક્તાક્ષર આવ્યાથી પ્રતિબન્ધક કારણ આવીને હ્રસ્વતાનું પરિણામ ના થતાં એટલે ક્રમે જ રૂપ અટક્યું, અર્થાત્ 'સ્ત્રીયો' એ રૂપ થયું; એમ હેમનો આશય હશે. પરંતુ આ વાત સંદિગ્ધ રહી જાયછે. નિયમમાં સ્પષ્ટ ઉલ્લેખ ન હોવાથી, તેમજ ઉદાહરણ પણ સંયુક્તાક્ષરના ઈવાળા શબ્દનું આપ્યું નથી તેથી.

આ નિયમમાં ક્ષતિ આ પ્રમાણે છે.—વિકલ્પને નથી સ્વીકાર્યો એમ ગણીશું તો 'બાયડિયો' એમ જ રૂપ ગણવાનું ર્‌હેમાં, અને વિકલ્પ ઇષ્ટ છે એમ માનીશું તો 'બાયડિયો' એ વૈકલ્પિક રૂપમાં ઉચ્ચારનું યથાર્થપણું નથી સચવાતું. હું આગળ ઉપર બતાવીશ તે પ્રમાણે યકારનો આગમ અને પૂર્વના ઇકારની હ્રસ્વતા એ નિયમની પ્રવૃત્તિનું બીજ accent (સ્વર) માં છે. ઈકાર ઉપર જો accent આવે તો દીર્ઘ રહી પછીનો સ્વરાદિ પ્રત્યય યથાવત્ રહી આગમ ના લેવાનો; પરંતુ accent જો ઇકાર ઉપરથી ખશીને પૂર્વના અક્ષર ઉપર જાય તો ઈ હ્રસ્વ થઈને પછી ય્ આગમ આવે. જેમકે,—ચોપડી; હેમાં ચો ઉપર accent છે; પછી ઓ પ્રત્યય ઉમેરતાં ડી ઉપર accent રાખી સકાય તો 'ચોપડીઓ' એમ રૂપ થશે, અને પ ઉપર accent રાખી સકાય તો 'ચોપંડિયો' એમ રૂપ થશે. આ બંને પ્રકાર વ્યવહારમાં સંભવેછે,* તેથી વિકલ્પ સ્વીકારવો ઠીક લાગેછે. પરંતુ 'બાયડિયો' એ રૂપ સ્વીકારતાં ઉપરને ધોરણે accent ય ઉપર આવશે, 'બાયંડિયો' એમ; આ ઉચ્ચાર વ્યવહારમાં અસંભવિત લાગેછે; યવાળો ભાગ, યકાર લઘૂચ્ચારણ હોવાને લીધે ખાસ કરીને, અપ્રધાન હોવાને લીધે. માટે 'બાયડીઓ' એમ એક જ રૂપ ઠીક લાગેછે. તેમ વિપરીત પ્રકાર 'ગામડિયો' એ શબ્દમાં છે. હેમાં 'ગામડીઓ' એ રૂપ વ્યવહારમાં સંભવતું નથી. કારણ ઉઘાડું છે;—'ગામડીઓ' એમ accent છે જ નહિં; અને 'ગામંડિયો' એમ મ ઉપર જ accent છે. તેમ વળી બીજું કારણ એ છે કે ગામડું + ઇયો (પ્રત્યય) એમ સ્થિતિ છે, ગામડી+ઓ એમ નથી (ગામડીનો અર્થ જ કાંઇ ના થાય); અને ઇયો પ્રત્યયનું ઇઓ એમ રૂપ છે જ નહિં; સ્વાભાવિક રીતે જ ઉચ્ચાર 'ઇયો' થવાનું. માટે 'ગામડિયો' શબ્દ માટે બીજો વિકલ્પ 'ગામડીઓ' તે પણ સંભવતો નથી. તેમ આ ૨૦મા નિયમનું ઉદાહરણ પણ એ શબ્દ બનતો નથી.

**માધવલાલભાઈના પ્રયોગ—**માધવલાલભાઇયે આ વિષયમાં નિયમો તારવી કાઢેલા કાંઇ જોયામાં નથી. હેમના પ્રયોગો તપાસતાં પણ એકસરખો વ્યવહાર જણાતો નથી. હેમણે કોશકમિટીને બે પત્ર લખેલામાંથી એકમાં 'મુસ્કેલીઓ', બીજે ઠેકાણે—'જોઇએ' એમ પ્રયોગ છે, અને શાળાપત્ર પુ. ૩૭ અંક ૭ માં 'દુખિયાં' અને 'દુખીઆં' એમ વિકલ્પનો પક્ષ હેમણે કર્યોછે. ઇકારની હ્રસ્વતા અને ય્ આગમની બાબતમાં વિકલ્પ એઓ સ્વીકારતા હશે એમ લાગેછે. પરંતુ સુદર્શન ફેબ્રુઆરી ૧૯૦૦ પૃ. ૧૨૯-મામાં મ્હેં બતાવ્યુંછે તે પ્રમાણે વિકલ્પ સાર્વત્રિક નથી; accent ઉપર બધો આધાર છે, તે ઉપર હમણાં જ કહી ગયોછું. બીજા પ્રયોગોમાં ઇકાર ઉકારની હ્રસ્વદીર્ઘતા વિશેના નિયમો કાંઈ માધવલાલભાઇના પ્રસિદ્ધ નથી. હેમના પ્રયોગો સોધતાં કાંઈ જણાય તે ખરું. જરૂર પડ્યે તે કામ આદરી સકાય એમ છે.

**માધવલાલભાઈના પ્રયોગની પરીક્ષા.**

રા. ગોવર્ધનભાઈના—ઇકાર એટલા દીર્ઘ અને ઉકાર એટલા હ્રસ્વ—એ સરળ નિયમ

* સુદર્શન પુ. ૧૫ અંક ૫. ફેબ્રુઆરી ૧૯૦૦ માં મ્હેં 'ગુજરાતી ભાષા' ના લેખમાં—'ચોપડિયો' એમ અવિકલ્પિત રૂપ જ કબૂલ રાખ્યું છે. પરંતુ વિકલ્પનો સંભવ કાંઇક અણુમાત્ર જણાયછે માટે આટલો ફેરફાર મૂકુંછું.

**ગોવર્દ્ધનભાઈના નિયમની પરીક્ષા.**

માટે ઉપર થોડો ઇશારો કર્યોછે. એ નિયમની અસ્વીકાર્યતા મ્હારા શબ્દોમાં જણાવવાને બદલે નવલરામભાઇ જેવા વિચારશીલ સાક્ષરના ગમ્ભીર શબ્દોમાં જ દર્શાવવી વધારે હિતકર છે. નવલરામભાઇ લખેછેઃ—

"આ કારણને લીધે કેટલાએક તો એ ભેદ ગુજરાતીમાંથી કાઢી નાંખવો હેવો વિચાર આપેછે અથવા તેઓનો વિચાર પરિણામે હેવો જ છે. તેઓ ક્હેછે કે બમે દીર્ઘ ઈ અને હ્રસ્વ ઉ લખવું. વાણિયાઓ પોતાના દરરોજના વહેવારમાં એમ જ કરેછે. પણ હાવો વિચાર ધરાવનારી સંખ્યા વિદ્વાન્ વર્ગમાં બહુ જ થોડી છે. એ વિચાર ઘણાં કારણથી પસંદ કરવા લાયક નથી, અને એ વિચાર પ્રમાણે ગુજરાત હવે વર્તશે હેવું વલણ દેખાતું નથી, તેથી હમે એ વિચારને ફક્ત અહિંયાં સૂચવીને જ પડતો મૂકિયે છઇયે".*

આ ઉતારામાંથી છેવટનાં ચાર વાક્યોમાં નવલરામભાઇયે પોતાના મતનો અર્ક સબળ રીતે સમાવ્યોછે; અને એ મત સારા ચિન્તકનો હોય હેવું ગાંભીર્ય ધારેછે. ઈ. સ. ૧૮૭૨ માં હેમણે જે વલણ નોંધ્યું હતું, તે વલણમાં હાલ સુધી ઉલટો ફેરફાર થયો નથી. તેથી ઈ એટલી દીર્ઘ અને ઉ એટલાં હ્રસ્વ એ નિયમના સેવક વિદ્વાન્ વર્ગમાં કે વિચારશીલ મંડળમાં હાલ પણ વિરલ જ નીકળશે. સાહિત્યનું વલણ સાક્ષરત્વ તરફ હવે ગયુંછે તે પાછું નહિં ફરે; અને પ્રાકૃતાદિક ભાષાનો અભ્યાસ, આપણી ભાષાના બંધારણનું ચિન્તન, વગેરે પ્રકાર સાધારણ શીખેલા વર્ગમાં પણ પ્રવેશ પામવા લાગ્યાંછે. તેથી આ સાદો પણ અવાસ્તવિક અને અશાસ્ત્રીય માર્ગ, નવલરામભાઈની પેઠે જ, પડતો મૂકવો પડશે.

ઈ. સ. ૧૯૦૪ ની વાંચનમાળા સંશોધન કમિટીના નિયમો ઉપર તો થોડું ઘણું ઉપર હું કહી ચૂકયોછું. આ પ્રશ્ન ઉપરના હેમાંના નિયમ કાંઇક ઠીક છે ને કાંઇક અવ્યવસ્થિત છે. એકધારું શાસ્ત્રીય ધોરણ સચવાયું નથી. એટલું જ ક્હેવું બસ છે.

**ઈકાર ઉકાર બાબત ઈ. સ. ૧૮૭૧–૭૨ ના નિયમો બહુ અંશે સુઘટિત છે.**

ત્હારે એકંદર જોતાં ૧૮૭૧–૭૨ વાળા બુકકમિટીના નિયમ આ વિષયમાં બહુ અંશે સુઘટિત અને ઠીક પાયા ઉપર રચાયલા લાગેછે. હેનું કારણ પણ નવલરામભાઈના શબ્દોમાં જ ક્હેવું ઉચિત ધારુંછુંઃ—

**એ વિષયમાં ત્રણ જુદા જુદા મત.**

"ગુજરાતી અથવા અતિ અપભ્રંશ શબ્દમાં હ્રસ્વ દીર્ઘ લખવા વિશે ત્રણ મત હાલ આપણા દેશમાં ચાલેછે. કેટલાએક બોલાયછે તે પ્રમાણે જ લખવું એમ ક્હેછે. અને ખરું જોતાં આપણી લિપિની રૂઢિને એ વિચાર જ અગત્યનો છે. પણ ઉચ્ચારણ ઉપરથી હ્રસ્વ દીર્ઘનો ભેદ ઓળખવો એ અશક્ય નહિં તો બેશક બહુ જ અઘરું કામ છે. બોલવાની ઉતાવળમાં ઘણાં ઉચ્ચારણ ટૂંકાં થઈ જાયછે. અને જો એ ઉપર ધોરણ રાખવા

* નવલ ગ્રન્થાવલી ભાગ ૩ જો પૃ૦ ૨૦–૨૧.

જાઇયે તો કેમ, ઘેર, આવેછે, વગેરે ઘણા શબ્દોમાં ખુલ્લા ગુરુ અક્ષર છે તે પણ લઘુ જેવા લાગે. તેમ જ હ્રસ્વદીર્ઘનો ભેદ જાણવાના મનસૂબાથી આપણે એકહો શબ્દ ચાંપી ચાંપીને બોલવા લાગિયે તો ત્હેમાં તે દીર્ઘ ઉચ્ચારણ છે એમ દીઠામાં આવે. ટૂંકામાં, બોલાતી પ્રાકૃત ભાષાઓમાં હ્રસ્વદીર્ઘનો ભેદ નહિં જેવો થઈ ગયોછે. આ કારણને લીધે કેટલાએક તો એ ભેદ ગુજરાતીમાંથી કાઢી નાંખવો હેવો વિચાર આપેછે, અથવા તેઓનો વિચાર પરિણામે હેવો જ છે. તેઓ કહેછે કે બધે દીર્ઘ ઈ અને હ્રસ્વ ઉ લખવું. વાણિયાઓ પોતાના દરરોજના વહેવારમાં એમ જ કરેછે. પણ હાવો વિચાર ધરાવનારાની સંખ્યા વિદ્વાનવર્ગમાં બહુ જ થોડી છે. એ વિચાર ઘણાં કારણથી પસંદ કરવા લાયક નથી, અને એ વિચાર પ્રમાણે ગુજરાત હવે વર્તશે હેવું વલણ દેખાતું નથી. તેથી હમે એ વિચારને ફક્ત અહિંયાં સૂચવીને જ પડતો મૂકિયે છઇયે. ત્રીજો મત હેવો છે કે શબ્દની ઉપર, પ્રાકૃતભાષા ઉપર, અને પ્રાકૃત ઉત્સર્ગો તરફ નજર રાખી શબ્દની જોડણી કરવી. એ મત કેટલીએક રીતે ઠીક છે; અને જ્યહારે બોલાતી ભાષામાં હ્રસ્વદીર્ઘનો ભેદ બરાબર પકડાતો નથી ત્યહારે પસંદ કરવા જોગ પણ છે. પરંતુ એ મતના સ્હામી મોટી હરકત એ છે કે દરેક શબ્દનાં મૂળ જાણવાં એ અશક્ય વાત છે. ભાષામાં હાલ ઘણા હેવા શબ્દ મળી આવશે કે જે'ની વ્યુત્પત્તિ આખા પ્રાન્તમાં કોઇ પણ કહી શકશે નહિં, તો પછી ત્હેમાં હ્રસ્વદીર્ઘનો ભેદ નિર્માણ કરનારો આપણે ક્યહાંથી લઈ આવીશું ? બીજું એ હિસાબે તો વ્યુત્પત્તિજ્ઞાન જેમ દેશમાં વધતું જાય તેમ શબ્દની જોડણી ફરતી જાય.

**એ ત્રણે મતમાંથી સાર લઈને કાઢેલો માર્ગ.**

"આ ત્રણે મતમાંથી થોડો થોડો સાર લઈને બુકકમિટીએ મધ્યમ રસ્તો પકડયો હોય એમ હમને લાગેછે. ઉપર હમે એ નિયમોની ભાષા વિશે કાંઇ સખત શબ્દો બોલ્યા હતા, પણ અત્રે હમારે કહેવું જોઇયે કે તેઓએ જે ઠરાવ કર્યોછે તે ઘણા વિચારનું ગમ્ભીર ફળ છે. એ નિયમોથી જોડણી નિશ્ચિત થાયછે, ઉપલી રીતોમાં હરકતો છે તે દૂર થાયછે, અને કોઈ મતથી પણ ઘણાં ઉલટાં રૂપ સધાયછે એમ નથી".*

**ઈ. સ. ૧૮૭૧–૭૨ ના નિયમોમાં ઉચ્ચાર અને વ્યુત્પત્તિ બંને તત્ત્વ બહુધા સંભાળાયાં છે.**

આમ આ ૧૮૭૧–૭૨ ના નિયમો (ઈકાર ઉકાર બાબતના) વિશે સામાન્ય રૂપે ગુણપ્રદર્શન કર્યુંછે; અને તે યથોચિત છે. એ નિયમો પ્રથમ દર્શને સ્વૈચ્છિક જણાશે; પરંતુ જરાક વિચાર કરીશું તો ઉચ્ચારનું તેમજ વ્યુત્પત્તિનું તત્ત્વ બહુધા સંભાળાયલું જ છે. (બહુધા કહેવાનું કારણ નીચે હેમાં ન્યૂનતા વગેરે હું બતાવીશ તેથી.) એ બે તત્ત્વો વચ્ચે વિરોધ ના આવે એમ જ કાર્ય સિદ્ધ થયુંછે. હેનું મુખ્ય કારણ તો એ છે કે ઉચ્ચારનો નિર્ણય કરવો જે વખતે કઠણ પડે તે વખતે વ્યુત્પત્તિની કસોટીથી કરીને ઉચ્ચારનો તેમ જ જોડણીનો નિર્ણય કરવાની આ ઇકાર ઉકારના વિષયમાં જરૂર પડીછે;—સામાન્ય નિયમ તો ઉચ્ચારને પ્રાધાન્ય આપવા તરફ જ છે, પણ ઉચ્ચાર જ જ્યહાં સંશયનો વિષય ત્યહાં બીજી કસોટી રહી નહિં, એટલે વ્યુત્પત્તિવડે પરીક્ષા કરવી એ જ ડહાપણભરેલું છે.

---

* નવલગ્રન્થાવલી, ભાગ ૩ જો પૃ૦ ૨૦–૨૧.

અને તેમ થયાનું પરિણામ આ નિયમોમાં બહુ અંશે જણાયછે. અલબત નિયમોમાં આ કશું બીજ બતાવ્યું નથી; પણ તે આપણને જડી આવે એમ છે. ઉદા૦—'શીખવું' કે 'શિખવું' એ પ્રશ્ન છે. કવિ **નર્મદાશંકર** હ્રસ્વ ઠરાવેછે. પરંતુ વ્યુત્પત્તિથી તરત નિર્ણય થાય-છે—**शिक्षते—सिक्खइ** (સંયોગના પ્રથમ વ્યંજન લોપે પૂર્વ સ્વર દીર્ઘ થઈ)—શીખે. (**નર્મદાશંકર** કવિયે શીખવું, કૂદવું, વગેરે બે કરતાં વધારે અક્ષરના શબ્દો ગણીને લીધા-છે—શીખ, કૂદ એમ બે અક્ષરના નથી ગણ્યા—તેથી દોષ આવ્યોછે—એ હું પાછળ બતાવી ગયોછું.)* તેમ જ દૂધ, ચૂનો વગેરેમાં **दुग्धम्—दुद्धं; चूर्ण—चुण्ण**—ચૂનો એમ વ્યુત્પત્તિ મદદ કરેછે. ઉકાર ઇકાર સંદેહનો વિષય બને, પણ અકાર આકાર તો નિર્વિવાદ અને સ્પષ્ટ જ છે; તેથી **कर्म—कम्म**—કામ એ જ્ઞાત પ્રકારથી ઉપરના ઇકાર ઉકારવાળા અજ્ઞાત પ્રકારનો ખુલાસો કાઢી સકાયછે.

**પણ એ નિયમો-માં કાંઇંક ન્યૂના-ધિકતા છે.**

પરંતુ મ્હેં કહ્યુંછે તેમ ઈ. સ. ૧૮૭૧-૭૨ વાળા નિયમોમાં કાંઈક ન્યૂનાધિકતા છે. તે હવે બતાવુંછું; અને તેમ કરવાની સાથે જ આ ઇકાર ઉકાર વિષય-માં મ્હારી પદ્ધતિ પણ પ્રદર્શિત કરાશે. કેમકે એ પદ્ધતિનો પાયો બુકકમિટીના ઈ. સ. ૮૭૧ ૭૨ ના નિયમોમાં જ છે, માત્ર જે ન્યૂના-ધિકતા બતાવીશ ત્હેમાં દર્શાવેલાં તત્ત્વોનો ઉમેરો કરીને એ પદ્ધતિ થઈછે. હેમાં નિર્દોષતાનો દાવો હું કરતો પણ નથી અને કરું તો ધૃષ્ટતા કહેવાય. માત્ર હેમાં સકારણતા શી છે તે બતાવવાનો પ્રયત્ન કરીશ. તેમ જ હેમાં હજી પણ ફેરફારની ઇષ્ટતા જે સ્થળમાં મ્હને હવે જણાયછે તે વિશે પણ ઇશારો કરીશ.

(૧) પ્રથમ ત્હારે—બે અક્ષરના શબ્દોમાં પ્રથમના ઇકાર ઉકારની દીર્ઘતાનો નિયમ લઇયે.—એ નિયમ પ્રમાણે બીજા અક્ષરમાંનો સ્વર હ્રસ્વ હોય તો પ્રથમનો ઇકાર ઉકાર દીર્ઘ થાયછે; ઉદા૦—બીક, ભીંત્ય, દીઠું; દૂધ, ચૂક, ધૂળ. આ નિયમને અપવાદ ક્વચિત્ આવેછે. 'સુર' (સ્વર ઉપરથી ગાયનના સુર), 'વિણ' (**विना** ઉપરથી થયેલો; કવિતામાં વપરાતો),—જેવા કેટલાક શબ્દોમાં ઉકાર ઇકાર સ્પષ્ટ રીતે હ્રસ્વ છે. કારણ પણ જડવું કઠણ નથી. **विना**નું અપભ્રંશ ભાષામાં **विणु**§ છે; તેમ જ **स्वर** શબ્દમાંના વ નો ઉ થઈ સુર થયું. આ બંનેમાં ઈકાર ઉકાર હ્રસ્વ જ છે ને સંભવેછે. તો હાવા અપવાદ માટે મુખ્ય નિયમ તો ના જ ફેરવાય; પરંતુ અપવાદનો સ્વીકાર કરવો જોઇયે તે માટે વિણ, સુર, ઇત્યાદિ શબ્દોનો એક ગણ બાંધી અપવાદ છે એમ ઠરાવવાથી એટલી અપૂર્ણતા મટશે. માટે દૂધ, ભીંત્ય વગેરેમાં વ્યુત્પત્તિમૂલક દીર્ઘતા છે, ત્હેનો આ અપવાદ નીકળતાં વ્યુત્પત્તિ જોડે વિરોધ આવશે,—તો વ્યુત્પત્તિ સ્વીકારવી; કેમકે વિરોધ વ્યુત્પત્તિનો ઉચ્ચાર જોડે નહિં પણ અપવાદની ગણના કર્યા વિનાના ઉપરના નિયમ જોડે આવેછે.

બે અક્ષરના શબ્દોમાં બીજો સ્વર દીર્ઘ હોય તોપણ 'ઘણું કરીને' એ વિશેષક વચન

---

* પાછળ પૃષ્ઠ ૭૯ ની ફુટનોટ જુવો.

§ સિદ્ધ હેમચન્દ્ર ૮-૪-૪૨૬ **पुनर्विनःस्वार्थे डुः**

બહુ કરીને નિરર્થક જ છે એ નવલરામભાઇયે સારી રીતે બતાવ્યુંછે† અને વખતે અપવાદ આવશે તો વિરલ જ એમ હું પણ ધારુંછું. હાલતો એક અપવાદ જડેછે; 'વિશે' —અહિં બીજો સ્વર દીર્ઘ છે છતાં પ્રથમ સ્વર હ્રસ્વ જ રહેછે.

( ૨ ) શબ્દોનો અન્ત્ય ઇકાર દીર્ઘ છે—એ સામાન્ય નિયમને કેટલાક અપવાદ છે. અને તે અપવાદનો વર્ગ બની સકે એમ છે. 'અહિં', 'તહિં', 'જહિં', 'કહિં'—એ સ્થલ-વાચક અવ્યયોમાં, 'નહિં' ( તેમ જ કવિતામાં વપરાતા 'નાહિં' ) એ નિષેધાર્થ અવ્યયમાં, અને દહિં—એ નામમાં અન્ત્ય ઇકાર હ્રસ્વ છે,—આમ અપવાદ કરવો જોઇયે. એ અપ-વાદના શબ્દોનો એક ગણ કરીને બતાવવો. આ શબ્દોમાંનો ઈકાર ઉચ્ચારમાં હ્રસ્વછે તેમ વ્યુત્પત્તિથી પણ હ્રસ્વતા જ સિદ્ધ થાયછે. આ હું પાછળ સિદ્ધહેમચન્દ્રમાંથી સૂત્રો બતાવીને સાબીત કરી ચૂક્યોછું.§

( ૩ ) એથી વધારે અક્ષરના શબ્દોમાં અનન્ત્ય ઇકાર ઉકાર માટે નિયમ આપ્યો છે—કે પ્હેલા અથવા વચમાંના ઇકાર ઉકારની પછીનો અક્ષર હ્રસ્વ હોય તો તે ઇ ઉ દીર્ઘ લખવો, અને જો તે અક્ષર દીર્ઘ હોય તો તે ઇ ઉ હ્રસ્વ લખવો. અહિં પછીના અક્ષરને સંબન્ધે હ્રસ્વ દીર્ઘને બદલે લઘુ ગુરુ એમ શબ્દો મૂકવા ઠીક લાગેછે. ( નવલ-રામભાઇયે ૯ મો કરીને સુવ્યવસ્થિત નિયમ મૂક્યોછે ત્હેમાં આ પ્રમાણે ફેરફાર કર્યોછે; માત્ર ઈકાર ઉકાર દીર્ઘ અને હ્રસ્વ લખવા એમ કહેવાને બદલે, સરતચૂકથી જ દીર્ઘ અને લઘુ લખવા એમ થઈ ગયુંછે). આમ કહેવાનું કારણ એ છે કે 'વિનંતિ' શબ્દમાં વિ પછી નં અક્ષરમાં દીર્ઘ સ્વર નહિં પણ ગુરુ સ્વર છે—અને ત્હેને આધારે વિ હ્રસ્વ થયોછે. નહિં તો **विज्ञप्ति—विण्णत्ति** એમ થઈ **ण**માંનો પૂર્વ વ્યંજન લુપ્ત થતાં પૂર્વનો સ્વર ( વિમાંનો ઇ ) દીર્ઘ થાત; તે આ નં માંના ગુરુસ્વરને લીધે હ્રસ્વ થાયછે. આ એક અપવાદ બતાવવાને બદલે નિયમમાં જ સમાવેશ હેનો કરાય તેથી ઉપર શબ્દોમાં ફેરફાર સૂચવેલો ઇષ્ટ લાગશે એમ આશા છે. બાકી આ નિયમ એકંદર રીતે વાજબી છે. એ આધારે, ઉપાડવું, વીસરવું, વિમાસવું વગેરે જોડણી સ્વીકારવી ઇષ્ટ છે.

( ૩ **क** ) વળી આ નિયમમાં 'પછીનો અક્ષર' એ વચનમાં 'પછી' શબ્દનો અર્થ પ્રથમદર્શને દઢ જણાયછે, અને તરત જ પછી આવનાર એમ અર્થ ઉદ્દિષ્ટ લાગેછે. ઉદાહર-ણો—કૂબડો, ખુશાલ, ખીચડી, નાળિયેર—એમ છે તેથી. પરંતુ જો એમ હોય તો એક નવો અંશ ઉમેરવો જોઇયે—તે આમ;—ઇકાર ઉકાર પછી એકાદ અક્ષર આડે આવીને તે પછીનો સ્વર ગુરુ હોય તો પણ ઇકાર ઉકાર હ્રસ્વ લખવો. ઉદા૦—ખિશકોલી; ગુજ-રાતી. આમ ના થાય તો 'પછીનો' એ શબ્દનો અર્થ જરાક શિથિલ રાખી વ્યવહિત અનુગામીનો પણ સમાવેશ 'પછીનો' હેમાં કરવો.

---

† નવલગ્રન્થાવલી, ભાગ ૩ જો પૃ૦ ૨૩.

§ પાછળ પૃ. ૬૦ તથા તે પૃષ્ઠની ફૂટનોટની ટીપો, તથા પૃ. ૮૦ માં રા. કેશવલાલ ધ્રુવના ૬ ઠ્ઠા નિયમ ઉપર ચર્ચા જુવો.

(૪) બુકકમિટીના ૮ મા નિયમમાં બે અક્ષરના શબ્દોમાં પ્રથમ ઈકાર ઉકાર દીર્ઘ હોય તે વિશે આગળ વધી કહેછેઃ—

"અને તેમ જ ધાતુ કે નામમાં ઉ હ્રસ્વ કે દીર્ઘ હોય ત્હેને પ્રત્યય આવ્યાથી અથવા સમાસમાં પણ ઉપલો નિયમ ફરતો નથી."—આમ કહી 'સૂવાળો' એમ એક ઉદાહરણ આપ્યુંછે. આ કાંઇ છાપવામાં દોષ ના હોય અને સુંવાળો (= નાજુક) શબ્દ ઉદ્દિષ્ટ હોય તો તો ઉઘાડી રીતે ભૂલ્ય છે. **सुकुमारः** નું પ્રાકૃત **सोमोलो*** અને અપભ્રંશ **सुवाँलो** થઈ ગુજરાતીમાં સુંવાળો થયુંછે. હામાં પ્રત્યય તો સ્વપ્નામાં પણ આવે એમ નથી તો પછી પ્રત્યય છતાં પણ પ્રથમ સ્વર દીર્ઘ રહેવાનો પ્રસંગ ક્ય્હાં આવ્યો? સૂ+વાળો એમ શી રીતે કલ્પ્યું હશે? સૂ એટલે શું? કશું સમઝાતું નથી. કાંઇક છાપવાની ભૂલ્ય થઈ લાગેછે, પણ શું મૂળમાં હશે તે કળી સકાતું નથી. તેથી સુકુમાર અર્થનો સુંવાળો શબ્દ જ છે એમ માની લઈને ઉપરની ચર્ચા કરીછે.

'મૂકનાર' એ ઉદાહરણ એ નિયમમાં અપાયુંછે તે બરોબર છે. ઈકાર માટે ઉદાહરણો—બ્હીક (બીક), કીડી, ખીચડી, નાળિએર, રૂપિઓ—એટલાં આપ્યાં છે—ત્હેમાં પ્રત્યયનાં જણાતાં નથી. રૂપિઓ—તે રૂપું+ઐયો (પછી ઇયો) = રૂપિઓ એમ ઉદ્દિષ્ટ હોય તો કોણ જાણે. પ્રત્યય આ ઠેકાણે વ્યંજનાદિ જ ઉદ્દિષ્ટ જણાયછે. બાકી ઘડિયાળ,—એ ઉદાહરણ બની સકશે—જો કે 'આળ' પ્રત્યય નથી. **घटिकालय** એમ સમગ્ર પદ ઉપરથી ઘડિયાળ થયું લાગેછે તેથી. ગરીબી, ગરીબાઇ એ પ્રત્યયનાં ઉદાહરણ ઠીક બનશે. (ગરીબ + ઈ અથવા આઇ).

**ઇકાર ઉકારની હ્રસ્વ-દીર્ઘતાના નિયમમાં પ્રવર્તતાં બીજ.** હવે આ ઈકાર ઉકારના નિયમોને સંબન્ધે હેમાં પ્રવર્તતાં બે નવાં તત્ત્વ મ્હને લાગેછે તે નિવેદન કરુંછું.

(**क**) નદિયો કે નદીઓ, લખિયે કે લખીએ, વગેરે રૂપોમાં કિયાં સ્વીકારવાં?

---

* સિદ્ધહેમચન્દ્ર ૮-૧-૧૭૧ અને ૮-૧-૫૪ સૂત્રોથી **सोमालो** રૂપ થયું. પ્રથમના સૂત્રથી પ્રથમનો સ્વર અને પછીનો સસ્વર વ્યંજન એટલા ભાગનો ઓકાર વિકલ્પે થયો, **सोमालो** અથવા **सुउमालो**; અને બીજા સૂત્રથી **र** નો **ल** થયો. અને અપભ્રંશમાં અનાદિ અસંયુક્ત મકારને સ્થાને અનુનાસિક વકાર વિકલ્પે થાયછે (**मोऽनुनासिकोवो वा** ૮-૪-૩૯૭); તે પ્રમાણે **सोमालो**નું **सुवाँलो** થઈ અનુનાસિક વળી ગુજરાતીમાં આવતાં આરમ્ભમાં ખશી સુંવાળો થયું.

એમાંનું એક? તો કિયું? કે બંને. એ પ્રશ્નના ઉત્તર માટે નિયામક બીજ ફક્ત accent (વજન-સ્વર) છે.

(**ख**) પીલવું—પિલાવવું, ખીલવું—ખિલાવવું; પિલાય, ખિલાય; ભૂલવું—ભુલાવવું, ભુલાય; ઇત્યાદિ પ્રેરક અને સત્ત્વભેદનાં રૂપો થતાં પ્રથમનો ઈકાર ઉકાર હ્રસ્વ કરવો કે દીર્ઘ જ રહેવા દેવો—પીલાવવું, ખીલાવવું, ભૂલાવવું પીલાય, ખીલાય, ભૂલાય; એમ? અહિંપણ બહુ અંશે accent ના સ્થલાન્તરને પરિણામે ઈકાર ઉકારની હ્રસ્વદીર્ઘતા ફરેછે.—પરંતુ એકંદર જોતાં દીર્ઘનો હ્રસ્વ ના કરવો એ નિર્ણય ઉપર આવવું ઠીક લાગે છે.

(**क**)—આ તત્ત્વનો કાંઇક ઇશારો હું ચારેક વર્ષ ઉપર એક પ્રસંગે કરી ગયોછું. સુદર્શનમાં માધવલાલભાઇના વ્યાકરણાદિ વિચારની પરીક્ષા કરતે—

Accent—**સ્વર.** દુખિયાં—દુખીઆં,—એમ હેમણે સ્વીકારેલા વિકલ્પને સંબન્ધે મ્હેં કહ્યુંછે કેઃ—

"આ શબ્દમાં ભાર (accent) **ई** ઉપર ન હોવાને લીધે ઉચ્ચાર **ईआं** એમ નહિં પણ **इयां** એમ થાયછે. સામાન્ય રીતે હાવી બાબતમાં કસોટી એ જ વાપરવાનીછે કે **ईआं, ईओ, ईउं** એ ઈકાર ઉપર ભાર આવીને ઉચ્ચાર થતો હોય તો જ એ રૂપ લખાય, નહિં તો **इयां, इयो, इयुं** એમ લખવું જોઇયે; જેમકે 'સ્ત્રીઓ', પણ 'ચોપડિયો.'§

હામાં બતાવેલા બીજનો વધારે વિકાસ હવે કરવાની જરૂર છે. ઈ. સ. ૧૮૭૧-૭૨ ના બુક કમિટીના નિયમમાં 'નદીઓ' અથવા 'નદિયો' એમ વિકલ્પ ઠરાવ્યો છે. પરંતુ ઉપર કહેલા accent ના ધોરણને પ્રવેશ આપતાં એ વિકલ્પ દરેક શબ્દમાં પ્રવર્ત્તે એમ નહિં બને, સાર્વત્રિક નહિં બને. વિકલ્પનો અર્થ એ નિયમમાં એમ ગણવો જોઇયે કે—કેટલાક શબ્દોમાં બંને રૂપ થાય, કોઇમાં એક થાય, તો કોઇમાં બીજું થાય,—એમ પ્રવૃત્તિ એ નિયમની સમજવી.

**ઇય્ અને ઈઅ—એ વિકલ્પનું ખરું સ્વરૂપ; बहुलम्.**

**क्वचित् प्रवृत्तिः क्वचिदप्रवृत्तिः**
**क्वचिद्विभाषा क्वचिदन्यदेव**

(કોઇ ઠેકાણે નિયમ પ્રવર્ત્તે, કોઇ ઠેકાણે ના પ્રવર્ત્તે, કોઇ ઠેકાણે વિકલ્પે પ્રવર્ત્તે, કોઇ ઠેકાણે ત્રીજી જ સ્થિતિ થાય)—એમ **बहुलम्** શબ્દનો વ્યાકરણના સૂત્રોમાં પારિભાષિક અર્થ છે તે આ ઠેકાણે વિકલ્પને બદલે વધારે ઉચિત છે. પ્રાકૃતમાં આ રીત્યની સ્થિતિ

§ સુદર્શન ફેબ્રુઆરી ૧૯૦૦ પૃષ્ઠ ૧૨૯. "ગુજરાતી ભાષા"—કલમ ૩૧મી.

હોવાને લીધે હેમચન્દ્રે સિદ્ધહેમચન્દ્રમાં (પ્રાકૃત વ્યાકરણનો આરમ્ભ કરતાં-અર્થાત્ આ-ઠમા અધ્યાયના આરમ્ભમાં) પ્હેલે પગથિયે જ **बहुलम्** એમ બીજું જ સૂત્ર મૂકીને કહ્યુંછે કે આખું પ્રાકૃત વ્યાકરણ પૂરું થતા સુધી સર્વત્ર વ્યાપનારું એ અધિકારસૂત્ર છે. અને તેથી યથાસ્થળે ઉપર કહેલા પ્રવૃત્તિ, અપ્રવૃત્તિ, વિકલ્પ, વગેરે પ્રકાર બતાવવાની પ્રતિજ્ઞા કરીછે. અને આપણે પણ ગુજરાતી વ્યાકરણને સંબન્ધે એ **बहुलम्** અધિકારસૂત્ર દાખલ કરવા જેવું છે. કાંઇ નહિં તો આ ઇકાર ઉકારને સંબન્ધે તો **बहुलम्** એટલું વિશેષક અંગ મૂકવું જ જોઇશે.*

**એ बहुलम्‌નું તત્ત્વ સ્વૈચ્છિક નથી;—હેમાં પ્રવર્તતું ધોરણ.**

તથાપિ એ **बहुलम्** તત્ત્વનો વ્યાપાર છેક જ અનિયમિત કે સ્વૈચ્છિક નથી. હેમાં કેટલાંક ધોરણ પ્રવર્તેછે. મુખ્ય તો accentનું ધોરણ ઉપર કહ્યું તે છે, બીજાં બે એ accent ના પરિણામે આવેલાં છે. તો એ બધાં આ પ્રમાણે છેઃ—

(૧) સંયુક્તાક્ષર પછીનો ઇકાર અને એકાક્ષરી શબ્દનો ઇકાર દીર્ઘ જ ર્‌હેછે, અને સ્વરાદિ પ્રત્યયને ય્ આગમ આવતો નથી.

(૨) બાકીના ઇકારાન્ત શબ્દની આગળ સ્વરાદિ પ્રત્યય આવતાં ઇય્ થાય અથવા ઈ ર્‌હે એ accentને અવલમ્બીને છે,—accent ઇકાર ઉપર ના હોય તો ઇય્ થાય, હોય તો ઈ ર્‌હે.

(૩) શબ્દના બંધારણમાં જ, પ્રકૃતિના શરીરમાં જ, ઇઅ હોય તો ઈઅ નહિં પણ ઇય હમેશાં થશે.

(૪) પ્રત્યયમાં જ આરમ્ભે ઇ હોય તો તે હ્રસ્વ રહી તે પછીના સ્વરને ય્ આ-ગમ લઈને જ પ્રત્યય બનેછે; ઈઅ પ્રત્યય નહિં પણ ઇય પ્રત્યય.

અર્થાત્, (૧) વાળા ઉદાહરણોમાં હમેશાં ઈઅ, ઈઓ વગેરે, (૩) અને (૪) માં હમેશાં ઇય, ઇયો વગેરે; અને (૨) માં ઈઅ અથવા ઇય, પણ તે કોઇમાં હમેશાં ઈઅ, ઈઓ વગેરે, અને કોઇમાં વિકલ્પે તેમ અથવા ઇય, ઇયો વગેરે.

ઉદાહરણોથી સ્પષ્ટ થશેઃ—

(૧.) સંયુક્તાક્ષર પછીનો ઇકાર—સ્ત્રી-સ્ત્રીઓ; લક્ષ્મી-લક્ષ્મીએ; અસ્ત્રી (કપ-ડાંને સફાઈથી દાબવાનું ઓઝાર)-અસ્ત્રીઓ;

---

* ચ, છ, જ, ઝ ના બબ્બે ઉચ્ચાર સંબન્ધી નિયમમાં પણ આ તત્ત્વ આણવાની વાત મ્હેં તે સ્થળે ટીપમાં કરીછે.

એકાક્ષરી શબ્દો.—ધી—ધીએ ( ધીએ ચોપડેલી રોટલી ); *છી-છીએ; જી (=મા) -જીએ ( તૃતીયા ); પી-પીએછે.

( ૨. ) બાકીના ઇકારાન્ત શબ્દને સ્વરાદિ પ્રત્યય આવતાં થતા વિકલ્પ વગેરે પ્રયોગઃ— ( accent જે અક્ષર ઉપર છે ત્હેના ઉપર ઊભી પાણ્યનું, ׀ આમ, ચિહ્ન મૂક્યુંછે. )

ઈ દીર્ઘ રહી ય્ આગમ ના આવે હેવાં રૂપ:—

બાયડીઓ, સરસ્વતીએ, પગથીએ ( પગથી=foot-track, પગદંડી ), ધણીએ, સતીએ, સતીઓ, કરણીઓ, ધરણીએ, ધરતીએ, ભરતીઓ; ઇત્યાદિ.

એ વિકાર વિકલ્પે સ્વીકારનાર રૂપ:—

ચોપડીઓ—ચોપડિયો; નદીઓ—નદિયો; લાકડીઓ—લાકડિયો; કૂકડીઓ, કૂકડિયો;

ઇ હ્રસ્વ થઈ ય્ આગમ આવે એમ હમેશાં થાય હેવાં રૂપ:—

કડિયો ( કડીનું બહુ વચન ); ખડિયો (ખડી+ઓ; અસલ ખડીવતે પાટી ઉપર લખવાનો રિવાજ હતો. પછી તો શાહી ભરવાના પાત્રનો પણ લક્ષણાથી સંગ્રહ થયો.).

( ૩ ) પ્રકૃતિમાં જ ઇયનું બંધારણ—

દરિયો, વાણિયો, કડિયો ( ચણવાનું કામ કરનાર), ફડિયો ( અનાજ વેચનાર ), નાળિયેર, ઘડિયાળ ( આ શબ્દ 'ઘટિકાલય' ઉપરથી આવેછે; એટલે સમસ્ત પદ છે; પરંતુ ઘડિયાળ શબ્દમાં તો બંધારણ જ એક થઈ ગયું ); કિયું (પ્રશ્નાર્થ ); રૂપિયો ( સોનૈયો-તેમ રૂપૈયો એ રૂપું+ઐયો ઉપરથી છે. પણ રૂપિયો એમ બંધાઈ જવાથી આ વર્ગમાં મૂક્યોછે ).

આ સર્વ સ્થળોમાં ઇઅ એમ ઉચ્ચાર થવો જ અશક્ય છે; ઇય એમ જ ઉચ્ચાર આપોઆપ થઈ જાયછે.

( ૪ ) પ્રત્યય જ ઇય્થી આરમ્ભાતો—

લખિયે; આવિયો (=આવ્યો; પદ્યમાં જ વપરાતું રૂપ); કાળિયો; ધોળિયો; મગનિયો; છગનિયો; ચાંબડિયો; ગામડિયો; †બળદિયો; કણિયો; દારૂડિયો (દારૂ+ઇયો અને પ્રત્યય પૂર્વે ડ આગમ); પગથિયું ( પગ+ઇયું અને પ્રત્યય પૂર્વે થ આગમ ).

---

* છિયે ક્રિયાપદમાં તો છે+ઇયે,=છ્+ઇયે=છિયે.

† **બલીવર્દ**: ઉપરથી **બલીબદ્દો**, બળદિયો એમ અક્ષરવિપર્યાસ સ્વીકારીને થયેલો ગણીશું તો 'બળદિયો' એ ( ૩ ) નું જ ઉદાહરણ બનશે.

આમ ત્હમારે રૂપો બધાં છે. એ બધાંમાં accentનું ધોરણ મુખ્ય જ છે; (૨)માં તો સ્પષ્ટ તે જ આધાર છે; (૧) માં એ તત્ત્વ અન્તર્ગૂઢ છે; (૪) માં પણ તેમ જ, અને (૩) માં પણ તેમ જ.

આમ સ્થિતિ છે તેથી નવલરામભાઇયે વિકલ્પ કાઢી નાંખી ઇય વાળું જ રૂપ નિત્ય સ્વીકાર્યે ગણ્યુંછે ‡તે મત કબૂલ કરતે જરાક અચકાવું પડશે.

આમ ઇકાર માટે નિયમ છે તે પ્રમાણે ઉકાર માટે પણ યથાસંભવ નિયમ હશે કે કેમ? આ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાયછે. હું આ પ્રશ્નનો ઉત્તર કાંઈક સંકોચથી અને ભૂલ્ય હોય તો સુધારવાની ઇચ્છાથી જ આપીશ. ઇકારની પ્રમાણે ઉકારમાં પણ યથાસંભવ અને લગાર ફેરફારની સાથે એ જ પ્રકારના નિયમ પ્રવર્તેછે એમ ધારુંછું.

(૧.) સંયુક્તાક્ષર પછી આવનારો ઊકાર તો જડે એમ લાગતું નથી; પણ એકાક્ષરી ઊકારનું ઉદાહરણ ધાતુમાં મળી આવશે;- સૂ (સૂવું) ધાતુનું સૂએછે, એમ (ઇકારના નમૂના પ્રમાણે—પીએછે—ની પેઠે) નહિં થાય. સુવેછે-થશે.

ઓકારાન્ત ધાતુના ઓનો ઊ થતાં ત્હાં પણ ઉવ્ બનેછે;—જો (જોવું)-જુવેછે; ખો (ખોવું) ખુવેછે; (લ્હોવુંનું લુહેછે—લ્હુવેછે નહિં.—ત્હાં લ્હ્+ એ—એમ સ્થિતિ આવતાં હકાર છૂટો પડી લુહ્+ એ થઈ જાયછે.)

'સૂવાય' એમ સ્વરભેદનું રૂપ થશે, 'સુવાય' નહિં. કેમકે આહિં આય્ પ્રત્યયને વ્ આગમ પ્રથમથી આવી જઈ ઉકારનો વિકાર અટકાવેછે. નિયમ એમ જણાયછે કે વ્યંજનાન્ત ધાતુમાં આય્ પ્રત્યય છે, અને સ્વરાન્ત ધાતુની પછી આય્‌ની પૂર્વે વ્ આગમ આવેછે (અથવા વાય્ પ્રત્યયછે એમ કહિયે તોપણ ચાલે). ઉદા૦—કરાય, બોલાય, લખાય; પણ,—જોવાય, દેવાય, લેવાય, પીવાય,—તેમ જ સૂવાય.

(૨.) **બાકીના ઉકારાન્ત શબ્દ:—**

(અર્થાત્—અનેકાક્ષરી અને સંયુક્તાક્ષર પૂર્વે ના હોય હેવા ઉકારવાળા).— accent પ્રમાણે વિકાર થાય ના થાય. વહૂ; સાસૂ;

આહિં ઊ દીર્ઘ જ રહેશે; (accent ઉકાર ઉપર છે તેથી).

વહૂઓ; સાસૂઓ; વહૂએ, સાસૂએ. લાડુ+ઓ—(બહુવચન) લાડુઓ (કેમકે accent ઉકાર ઉપર છે).

તેમ જ—દયાળુએ, લાડુએ, સાધુએ, સાધુઓ (અહિં accent ઉ ઉપર છે તેથી યથાવત્ રહેછે. તેમ જ ઉ+ઓ આવે તો ઉવ્ થવાનો સંભવ પણ હોય;

‡ નવલગ્રન્થાવળી, ભાગ ૩ જો પૃ૪ ૨૪-૨૫.

પરંતુ ઉ+એ આવતાં તો ઉવ્ થવાનો જ નહિં. ઇકારાન્ત ને ઉકારાન્ત વચ્ચે ફેર એ છે કે ગુજરાતીમાં બહુ શબ્દો હ્રસ્વ ઉકારાન્ત–દીર્ઘ ઈકારાન્ત જ છે (તદ્‌ભવ શબ્દો); તેથી આમ સ્થિતિ ચાલેછે. આ સ્થિતિ માત્ર અન્ત્ય ઇકાર ઉકારને વિશે છે. ત્હેના સામ્યથી દોરાઈને અનન્ત્ય ઈકાર ઉકાર માટે પણ ઈ એટલા દીર્ઘ અને ઉ એટલા હ્રસ્વ એમ કરી નાંખવામાં દોષ આવેછે.

( ૩. ) **પ્રકૃતિમાં જ ઉવ્ અન્તર્ગત હોય.—**

આહિં ઉવ્ રહેશે; ઊઅ નહિં જ. બહુવો ( **बटुकः—बडुओ** ); વરુવો ( **वि-रूपः—विरूवो**—વરુવો ).

( ૪. ) **ઉવ્ પ્રત્યયમાં જ હોય તે શબ્દો—**

આ પ્રકારના શબ્દો જડવા કઠણ છે—ભૂખાળવો, છિનાળવો, કડવું—વગેરેમાં ઉવ્ પ્રત્યય ગણીશું તો પણ ઉનો અ થઈ જાયછે—તેથી અવ્ પ્રત્યય જ કહેવામાં બાધ નથી.

ઉવ્ પ્રત્યયવાળા શબ્દો કોઇ મિત્ર સોધી આપશે તો ઉપકાર થશે.

**ધાતુના અનન્ત્ય ઇકાર ઉકાર**

હવે ( **ख** )—પીલવું,—પીલાવવું, પીલાય; ભૂલવું, ભૂલાવવું, ભૂલાય; એમ લખવું કે પછીનો સ્વર દીર્ઘ આવવાથી ઇકાર ઉકાર હ્રસ્વ કરી દઈ પિલાવવું, ભુલાવવું—વગેરે લખવું ?

આ પ્રશ્નનો ઉત્તર આપતે બીજા બે પ્રકારના ધાતુને શાં રૂપાન્તર મળેછે તે જોઈશું;-

( a. ) મારવું—મરાવવું, મરાય;

પાડવું—પડાવવું, પડાય;

બાંધવું—બંધાવવું, બંધાય;

વગેરે અનેક ઉદાહરણોથી સિદ્ધ છે કે આકારનો તો અકાર હાવે પ્રસંગે થાયછે. પરંતુ બીજી તરફ જોતાં—

( b. ) ખોદવું—ખોદાવવું, ખોદાય;

બોલવું—બોલાવવું, બોલાય;

તોળવું—તોળાવવું, તોળાય;

ફોડવું—ફોડાવવું, ફોડાય;

તેડવું—તેડાવવું, તેડાય;

વેડવું—વેડાવવું, વેડાય;

ઘેરવું—ઘેરાવવું, ઘેરાય;

ઇત્યાદિમાં ઓકાર એકાર ટૂંકાવીને ઉકાર ઇકાર નથી જ થતા; ખુદાવવું, ફુડાવવું, તિડાવવું, ધિરાવવું—નથી જ થતું.

ઇકાર ઉકારની હ્રસ્વ દીર્ઘતા આ પ્રશ્નને સંબન્ધે અનિશ્ચિત હોઈ અજ્ઞાત વસ્તુ છે; તે ઉપરની બે જ્ઞાત વસ્તુઓથી ( આ અને ઓ, એના દાખલાઓથી ) નિશ્ચિત કરવાનો માર્ગ જ યથાવિધિ છે. ત્યહારે તપાસ ચલાવિયે.—આ પ્રેરક અને સત્ત્વભેદનાં રૂપોમાં આવ્ અને આય્ એ પ્રત્યયોના 'આ' ઉપર accent સ્વાભાવિક રીતે આવેછે; મુખ્ય તે કારણથી જ, અને બીજું એ આ દીર્ઘસ્વર છે તેથી પણ કાંઇક,—મારવું—મરાવવું, મરાય, એ પ્રકારના પ્રસંગોમાં ધાતુના પ્રથમ આનો અ થઈ જાયછે—એ તો સ્પષ્ટ જ છે. તેમજ, ખોદવું—ખોદાવવું, ખોદાય; તેડવું—તેડાવવું, તેડાય; એ પ્રકારના પ્રયોગોમાં પણ accent તો આવ્—આય્ના 'આ' ઉપર જ છે; અને તેથી ધાતુનો પ્રથમ ઓ તથા એ—યદ્યપિ ઉ અને ઈ નથી બની જતા, તથાપિ—કાંઇક બોલવામાં ટૂંકાયછે ખરા એ તો નિઃસંશય છે. ઉ અથવા ઇ થઈ જાય તે તો અત્યન્ત ટૂંકાણ થયું ગણાય; અને આ અર્ધટૂંકાણ છે. અને આનો અ થવામાં પણ તેમ છે, પરંતુ હેમાં સરલતા વિશેષ છે તેથી અકાર થઈ જતે અડચણ નથી આવતી. વળી એમ પણ દલીલ અણાય કે ઓ અને એ ટૂંકાય છે તો એ સ્વરોને અર્ધટૂંકાણ સંભવેછે, પણ ઊ અને ઈને અર્ધટૂંકાણ સંભવે જ નહિં, ટૂંકાણ થયું તો હ્રસ્વ જ થઈ જવાં જોઇયે.

**ધાતુના અનન્ત્ય ઇકાર ઉકાર હમેશાં દીર્ઘ જ રાખવા.**

તો પીલવું, ભૂલવું—નાં પ્રેરક તથા સત્ત્વભેદનાં રૂપોમાં ક્રિયા પ્રયોગનું સામ્ય લઈને ચાલીશું ? આનો અ થાયછે તે નિયમને અનુસરી પિલાવવું, પિલાય, ભુલાવવું, ભુલાય,—એમ કરવું ? કે ખોદવું—ખોદાવવું, ખોદાય; તેડવું—તેડાવવું, તેડાય;—એ દૃષ્ટાન્તને વળગી રહી દીર્ઘ રૂહેવા જ દઈને પીલાવવું, પીલાય, ભૂલાવવું, ભૂલાય, એમ રાખીશું? એકંદર વિચાર કરતાં દીર્ઘ કાયમ રાખવો એ જ ઠીક લાગેછે. કારણો ટૂંકામાં નીચે પ્રમાણે છેઃ—

**તે માટે કારણો.**

(૧.) આનો અ થવાના દાખલા અને ઓ તથા એ કાયમ રૂહેવાના દાખલા સરખાવતાં પ્રથમનાની સંખ્યા કાંઇક વખતે ઘટશે;

(૨.) ઇકાર ઉકારનું સગપણ આકાર કરતાં એકાર ઓકાર જોડે વિશેષ છે.—જો કે હ્રસ્વદીર્ઘતા માટે આકારના વર્ગમાં વધારે આવી સકે, કેમકે અ, ઇ, ઉ હ્રસ્વના આ, ઈ, ઊ એમ દીર્ઘ છે;

(૩.) નીંદવું, હીંડવું. સીંચવું, વીંઝવું, વીંધવું; રૂંધવું, લૂંટવું, ચૂંટવું, ફૂંકવું;—ઇત્યાદિ પોચા અનુસ્વારવાળા ઇકાર ઉકારયુક્ત ધાતુઓને પ્રેરક સત્ત્વભેદના પ્રત્યય

લગાડતાં ઇ ઉ હ્રસ્વ કરિયે તો જોરદાર અનુસ્વારની ભ્રાન્તિ ટાળવા માટે ઁ અર્ધચન્દ્રમાં બિન્દુવાળું ચિહ્ન મૂકવું પડશે; નિઁદાવવું; હિઁડાડવું, કુઁધાવવું, લુઁટાવવું; ઇત્યાદિ; હવે પોચા અનુસ્વાર માટે જરૂરને સ્થળે આ ચિહ્નનો ઉપયોગ અલબત ઇષ્ટ છે; પરંતુ આમ બધે ઉપયોગ કરવા જઈશું તો બહુ કઢંગુ થઇ જશે; માટે હેવા પ્રસંગો જેટલા ઓછા થાય તેટલા ઠીક:

( ૪. ) પીડવું—જેવા સંસ્કૃતસમ ધાતુનાં રૂપમાં પિડાવવું એમ કરીને જોડણી કથળાવી નાંખવી પડશે, તે ટળાય તો ઠીક; એ પ્રકારના ધાતુ તત્સમ ગણીને અપવાદમાં મૂકિયે, અને પીડાવવું, પીડાય, એમ રાખિયે, તોપણ એમ અપવાદ કરવાથી બહુ ફળ નથી.

અને ( ૫. ) ખરું જોતાં, પીલવું, ઝીલવું, ખીલવું, ભૂલવું, મૂકવું, ચૂકવું; વગેરે આ બધા ધાતુઓ તે બે કરતાં અધિક અક્ષરના શબ્દો નથી, પરંતુ પીલ, ઝીલ, ખીલ, ભૂલ, મૂક, ચૂક વગેરે બે અક્ષરોના શબ્દો છે એમ જ ગણવાનું છે અને તેથી પ્રત્યય આવતાં પણ શબ્દશરીરમાંના ઇકાર ઉકારમાં ફેરફાર નથી થતો એ બુકકમિટીના ૮ મા નિયમનો ભાગ વાસ્તવિક રીતે આહિં પ્રવર્તેછે. (અવું પ્રત્યય વાળા કૃદન્ત—ચૂકવું, મૂકવું ને નર્મદાશંકરે બે કરતાં વધારે અક્ષરના શબ્દ માનીને હ્રસ્વ સ્વરવાળા ઠરાવવામાં આ રીતની ભૂલ્ય થયેલી પાછળ હું બતાવી ગયોછું*.)

આ સર્વ કારણો એકઠાં મળી ઇકાર ઉકાર દીર્ઘ જ રાખવાના નિર્ણયને પુષ્ટિ આપેછે.

ત્વરાથી ઉચ્ચાર થવાને લીધે સ્વરોનું ઉચ્ચારણ કાંઇંક ટૂંકાઇ જાયછે એ ગુજરાતી ભાષાને લાગૂ પડતા નિયમનો વ્યાપાર તો બધાએ પ્રયોગમાં પ્રવર્તેછે.

૧. મારવું—મરાવવું,
૨. બોલવું—બોલાવવું,
૩. { પીલવું—પીલાવવું; ભૂલવું—ભૂલાવવું; }

આ સર્વ પ્રયોગો એ ત્વરાના નિયમને વશ તો છે જ. પરંતુ નંબર ૧ જેવા પ્રયોગો એ નિયમના દબાણમાં પૂર્ણાંશે આવેછે, અને તેથી આનો અ થઈ જાયછે; નંબર ૨ જેવા પ્રયોગો દબાણમાં આવતાં પોતામાં સમાયલા દીર્ઘત્વનું જોર સ્હામું કરેછે, તેથી હ્રસ્વ થઈ જવા જેટલું—ઇકાર ઉકાર બની જવા જેટલું—પરિણામ થતું અટકાવેછે, પરંતુ દબાણનો વ્યાપાર કેવળ લુપ્ત ના થઈ એટલી અસર કરેછે કે ઓકાર એકાર કાંઈક ત્વરિત ઉચ્ચરિત થાયછે—બોલવું, રેડવું, હેમાં જેટલી પૂર્ણ દીર્ઘતા ઓકાર એકારની છે તેથી કાંઇક ન્યૂન દીર્ઘતા

* પાછળ પૃષ્ઠ ૭૯ ની ફૂટનોટ જુવો.

બોલાવવું, રેડાવવું—હેમાંના ઓકાર એકારના ઉચ્ચારણમાં છે. આ હમણાં જ પાછળ હું બતાવી ગયોછું.*

અને નંબર ૩ જેવા પ્રયોગો એ ત્વરાના નિયમના દબાણમાં આવી જવાને પાત્ર તો છે; પરંતુ ઉપર જે પાંચ કારણો હમણાં જ બતાવ્યાં તે ધ્યાનમાં રાખતાં વ્યવહાર-કુશલતાને આ પ્રસંગે પ્રવેશ આપવો ઇષ્ટ માનુંછું. માટે આખર નિર્ણય એ જ ઠીક લાગેછે કે પીલવું, ભૂલવું—ઇત્યાદિમાં પ્રેરક તથા સત્ત્વભેદના પ્રત્યયો લાગતાં પણ ઇકાર ઉકાર દીર્ઘ જ રહેવા દેવા; પછી accent પ્રત્યયના 'આ' ઉપર પડવાને લીધે આરમ્ભના ઇકાર ઉકાર અપ્રધાન બનવાથી હેમનું દીર્ઘપણું જરાક ગૌણ રહેશે, તો ત્હેમાં શોકનું કારણ નથી.§

**આ સર્વ વાસ્તવિક રીતે વ્યાકરણનો વિષય છે.**

અને આખર જોતાં તો આ સર્વ પ્રકરણ વ્યાકરણનો વિષય છે,—જોડણીનો નથી; અને ત્હેમાં વ્યુત્પત્તિજ્ઞાન વગેરે અંશોની આવશ્યકતા છે જ પણ તે તો હાવા વિષયમાં નિર્ણય આણવા માટે જોઇયે જ. નિશ્ચિતતા—જોડણીને સંબન્ધે તો—કોશ રચનાથી જ થવાની. પરંતુ તે નિશ્ચિતતાની પૂર્વે નિર્ણય, અને તે માટે પરીક્ષા અન્વેષણ, વગેરે વ્યાપાર થવા જ જોઇયે. બાકી તો વ્યાકરણનો ભાગ છે, તે સંબન્ધે અને વ્યુત્પત્તિ સંબન્ધે શાં શાં ધોરણ હોય ત્હેનું જ કાંઈક આલેખન કરવાનો પ્રયત્ન આ ચર્ચામાં કર્યોછે.

**ઉપસંહાર.**

હવે આ ચર્ચાનો ઉપસંહાર કરી લઇયે. જોડણીનો પાછલાં તેત્રીસે વર્ષનો ઇતિહાસ આપણે જોયો; તે જોતાં જણાયું કે જોડણીનો વિષય કંટકપૂર્ણ માર્ગ જેવો છતાં હેમાં વ્યવસ્થા આણવાની જરૂર સર્વ ચિન્તકોને જણાઈ છે, અને ત્હેને પરિણામે એ તેત્રીસ વર્ષમાં અનેક પ્રયત્ન યથાશક્તિ થયાછે; હેમાં સ્વાભાવિક રીતે મતભેદને ઉત્પત્તિ મળીછે; તથાપિ એકંદર જોતાં ગમ્ભીર ચિન્તકો ન્હાના વિષયમાં મતભેદ કોરાણે મૂકી મહત્ત્વના પ્રશ્નો માટે એકમતે યોગ્ય ધોરણ ઉપર આવી સકે એમ સાક્ષર વાતાવરણની સ્થિતિ જણાયછે. કિયા પ્રશ્નો મહત્ત્વના છે અને કિયા ગૌણ છે તે સવિસ્તર હું બતાવી ગયોછું. આ સર્વ ચર્ચામાં મુખ્ય ધોરણ (૧.) ચાલતો ઉચ્ચાર,—ગુજરાતના મ્હોટા ભાગમાં ચાલતો ઉચ્ચાર, અને (૨.) વ્યુત્પત્તિ એ બે તત્ત્વોનાં છે. આ ધોરણોનું દર્શન જૂનામાં જૂના પ્રયત્નમાં ગૂઢ રીતે કાંઇક થાયછે; ૧૮૭૧-૭૨ ના બુકકમિટીના નિયમો આટલાં વર્ષના અન્ધકારમાંથી પણ પોતાના

---

* પાછળ પૃષ્ઠ. ૯૩ જુવો.

§ આ કારણોથી હું આટલે દરજ્જે મ્હારા પાછલા સમયના અભિપ્રાય ફેરવવાને તૈયાર છું, ના ફેરવવામાં દુરાગ્રહ જ ગણુંછું. "ગુજરાતી" પત્રમાં આ સંબન્ધે ઇ. સ. ૧૮૮૮ માં ચર્ચા થયેલી ત્હેમાં બતાવેલા અભિપ્રાયોમાં આ ઉપરની ચર્ચાથી ઘટતો ફેરફાર કરવો.

Accentનું તત્ત્વ ગુજરાતીમાંથી લુપ્તપ્રાય છે, છતાં સૂક્ષ્મ રૂપે રહી, હાવા જોડણીના પ્રસંગોમાં નિયામક બળ તરીકે ઉપયોગમાં આવેછે. તે વિશે પાછળ હું શાન્ત અક્ષરના પ્રકરણને અન્તે કહી ગયોછું. (પાછળ પૃ. ૭૪ જુવો.)

અન્તર્બળને લીધે સારા જોરથી પ્રકાશી નીકળેછે. અને એ પ્રકાશનો ઉપયોગ કરીને આપણે ઘટતા ફેરફારવાળી યોજના કરવી એ કર્તવ્ય છે.

**સત્યપરાયણતા અને વ્યવહારકુશલતા.**

આ કર્તવ્ય બજાવવામાં સત્ય અને વ્યવહારકુશલતા ( ઘટતી વ્યવહારકુશલતા ) બંને ઉપર લક્ષ રાખીને ચાલવાનુંછે. હાવા વિષયમાં કેવળ દુરાગ્રહને અવકાશ નથી. અને હું તે દૂષણને પાત્ર નથી. હું Compromise—ત્યાગ સ્વીકાર–ની વિરુદ્ધ નથી. એ માટે સાબીતી જોઇતી હોય તો ઉપરની ચર્ચામાં અનેક સ્થળે એ વૃત્તિનાં પ્રમાણો જણાશે. છે આવ્યું, છો, કર્યો, દેવું—દે છે; વગેરેમાંનો એકાર અર્ધવિવૃત છે, છતાં

**Compromise—ત્યાગસ્વીકાર—યોગ્ય હદમાં સ્વીકારુંછું.**

હેમાં અવળી માત્રા કે કશી ચિહ્નયોજનાની માગણી હું નથી કરતો; કરું, છું, આવું, વગેરેમાં હ્રસ્વ ઉ છતાં કવિતામાં ગુરુ ગણવા દેવાની છૂટને વિશે કશો હું બાધ આણવાને ઇચ્છતો નથી; નહિં, દહિં, માંહિં, જ્યાંહિં, જાહિં, તહિં, અહિં, કહિં—વગેરેમાં અનુસ્વાર પોચામાં પોચો છતાં ॅ (અર્ધચન્દ્રમાં બિન્દુ)-ની યોજના માટે આગ્રહ હું નથી રાખતો; વંદન, અંશ વગેરેમાં ચિહ્નભેદની યોજના હું નથી માગતો; ચ વર્ગના બે ઉચ્ચાર માટે ચિહ્ન ( કોશમાં કાઉંસમાં બતાવવા શિવાય ) છોડી દેવાને હું તૈયાર છું,—મ્હેં હજી સુધી એ ચિહ્ન વાપર્યાં જ નથી, માત્ર વસ્તુસ્થિતિ ઉચ્ચારની દર્શાવીછે. આગળ વધી અહિં એમ પણ કહેવાને તૈયારછું કે આ ચ વર્ગના બે ઉચ્ચારનો પ્રશ્ન જોડણી કરતાં વ્યાકરણનો વિષય વધારે વાજબી રીતે બને છે; 'પત્થર' એમ અતિશુદ્ધ જોડણી છોડી દઈ 'પથ્થર' એમ વ્યવહારને ઉપયોગી પ્રયોગની ભલામણ હું આરમ્ભથી કરતો આવ્યોછું; પ્રેરક સહ્યભેદના પ્રત્યય લાગતાં ધાતુના પ્રથમના અક્ષરમાંના ઇકાર ઉકારને દીર્ઘ જ રૂહેવા દેવાનો મ્હેં છેવટ નિર્ણય મ્હારો બતાવ્યો જ છે; કો'નું, જે'નું, કે'વું ( **कोशराम** ), કો'ને જે'ને, જે'માં,—વગેરે રૂપ સગવડના ધોરણે સ્વીકારુંછું અને કહોનું, જ્હેનું, કહેવું, કહોને, જ્હેને, જહેમાં,—એમ અતિ ચોકસ રૂપ છોડી દઉંછું;—હજી સુધી વાપર્યાં પણ નથી;—આ સર્વ ઉદાહરણોથી હવે શું નહિં જણાય કે હું વ્યવહારદૃષ્ટિનો તિરસ્કાર નથી કરતો ?—અલબત એટલું તો માગુંછું કે આ સર્વ પ્રયોગોમાંથી જે જે જોડણીમાં પ્રતિબિમ્બિત કરવા અનિષ્ટ ગણાય, પણ વાસ્તવિક હોય, ત્હેમને શાસ્ત્રલક્ષણનો વિષય ગણીને વ્યાકરણમાં માર્ગ આપવો જ જોઇયે. જેથી તે રીતે લોકો શીખીને ખરો ઉચ્ચાર કરી સકે.

**કેળવણીખાતાના આ વિષયમાં પ્રયત્નો અર્ધશિથિલ ઉત્સાહથી થયાછે.**

ઉપરના ઇતિહાસદર્શનથી આપણને એક ખેદકારક બોધ થાયછે કે, અત્યારસૂધીના પ્રયાસો કેળવણીખાતા તરફથી જે જે થયા છે, ત્હેમાં માત્ર ૧૮૭૧–૭૨ નો પ્રયાસ ઉત્સાહ અને ભાવપૂર્વક થયેલો જણાયછે. પરંતુ તે પ્રયાસ શાળાખાતાનાં પુસ્તકોમાં યથાર્થરીતે પ્રતિબિમ્બિત નથી થયા; તે પછીના પ્રયાસો એ ખાતા તરફથી થયાછે તે અર્ધશિથિલ ઉત્સાહના અને અધકચરા પરિણામવાળા થયેલા જણાયછે. એ ખાતું પોતાની મેળે કશું કરે એમ આશા નથી;

અને બ્હારના દબાણથી કરેછે તે સારહીન થાયછે. હેમાં દોષ એ ખાતાનો એકલાનો નથી. આ વિષયનું પૂર્ણ મહત્ત્વ એ ખાતાને બતાવવાનો સમગ્ર પ્રયત્ન કરવામાં આવ્યો નથી. એ ખાતા બ્હારના પ્રયાસો થયાછે તે છૂટક છૂટક, એક એક વ્યક્તિના હાથથી;–કોઇ પણ વિદ્વાનોના મંડળના સંયુક્ત ઉદ્યોગના રૂપમાં કશો પ્રયત્ન હજી સૂધી થયો નથી. તેમ થાય તો કેળવણી ખાતા ઉપર પણ કાંઈક જૂદી રીત્યનું યોગ્ય દબાણ થઈ સકે એમ સંભવ દીસેછે.

**તપાસ કરીને નિર્ણય કરવાની જરૂરછે.**

પરંતુ જોડણીના વિષયમાં હજી કેટલાક મહત્ત્વના તેમ ગૌણ પ્રશ્નોનો નિર્ણય કરવાને માટે સારા ધોરણ ઉપર તપાસ કરવાની પણ જરૂર, કેટલાંક કારણને લીધે, જણાયછે. માટે,—આ સર્વ સ્થિતિ ધ્યાનમાં લઈને મ્હારી નમ્ર સૂચના હેવી છે કે—

**તે માટે સૂચના;— કમિશન નીમવું.**

આ પરિષદે જોડણી બાબત પૂર્ણ તપાસ કરી રિપોર્ટ કરવાને એક કમિશન નીમવું. એ કમિશનનું બંધારણ હેવું રાખવું કે હેમાં સર્વ ભિન્ન ભિન્ન મતના પ્રતિનિધિને સ્થાન મળે. એ કમિશને જોડણીના પ્રશ્નની, ઐતિહાસિક, વ્યવહારકુશલતાની, ભાષાના બંધારણના તત્ત્વદર્શનની,—સર્વ દૃષ્ટિથી, પરીક્ષા કરી ભલામણો યોજીને જોડણીની સુવ્યવસ્થા માટે રિપોર્ટ આ પરિષદ્ ફરી મળે (ત્રણ કે પાંચ વર્ષે) ત્હારે રજૂ કરવો. આ પરીક્ષા માટે જોડણી વિશેનાં આજ સૂધીનાં પુસ્તકો એકત્ર કરી ત્હેનું તોલન કરવું; અને પોતે,—વિગતવાર તપાસ ના કરી સકે તો પોતાનામાંથી કેટલાક ચુનંદા વિદ્વાનોની કમિટી નીમવી (તે કમિટીમાં પણ બધા મુખ્ય મતભેદના પ્રતિનિધિ આવવા જોઇયે), તે કમિટીનું કામ ગુજરાતમાં જુદા જુદા મુખ્ય પ્રાન્તોમાં ઉચ્ચારના પ્રચારનું અવલોકન કરવું, એ મુખ્ય; અને તેમ કરવા માટે પ્રથમ યોગ્ય શિષ્ટ વર્ગના ગૃહસ્થોના અભિપ્રાય લખેલા માગવા, તે માટે અમુક પ્રશ્નમાળા મોકલવી; પછી તે લોકોને રૂબરૂ બોલાવી તે માટે રૂબરૂ સવાલોથી બારીક તપાસ કરી તારતમ્ય જોવું; તેમ જ પ્રાન્તોમાં બધે ફરી લોકોમાં—શિષ્ટ વર્ગમાં—સ્વાભાવિક વાતચીતથી ઉચ્ચારની વસ્તુસ્થિતિનું અવલોકન કરવું;—અન્તે ઉચ્ચાર બાબત વસ્તુસ્થિતિનો રિપોર્ટ કમિટીએ કમિશનને કરવો. આ સર્વની આખરે બીજી પરિષદ્ મળે ત્હારે કમિશનના રિપોર્ટનું મનન કરીને, ઘટતી મર્યાદામાં ચર્ચા કરીને, પરિષદે ડાયરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશનને,—અથવા તો એજ્યુકેશનલ ડિપાર્ટમેંટમાં સરકારને—એક સબળ વિનંતિપત્ર મોકલી જોડણીની વ્યવસ્થા એ રિપોર્ટને ધોરણે કરાવી શાળાખાતાનાં પુસ્તકોમાં સ્વીકારાવવાનો પ્રયત્ન કરવો.

**કમિશન રિપોર્ટ કરે તે દરમ્યાન તાત્કાલિક પગલાની જરૂર; ડાયરેકટરને વિનંતિપત્ર લખવું.**

પરંતુ આ પરીક્ષા, રિપોર્ટ, વિનંતિપત્ર, એ સર્વ ક્રમને ત્રણ કે પાંચ વર્ષ થઈ જશે; અને દરમ્યાન શાળાખાતામાં નવી વાંચનમાળા તો તૈયાર થઈ જવા આવીછે. માટે હાલ તરત એક તાકીદનું વિનંતિપત્ર આ પરિષદે એજ્યુકેશનલ ડિપાર્ટમેંટમાં સરકારને હેવું મોકલવું કે ઉપરના ઠરાવ પ્રમાણે કમિશનનો રિપોર્ટ આવી વિનંતિપત્ર મોકલિયે ત્હાં સૂધી જોડણીનો પ્રશ્ન શાળાખાતા માટે પણ આખરનિકાલ ના થયેલો ગણવો અને તે માટે વાંચનમાળાની પ્રતો

જેમ બને તેમ થોડી હાલ છપાય, અને તે સ્ટીરિયોટાઇપ ના થાય એમ વિનંતિ કરવી. તે સાથે પરિષદ્ નીમે તે કમિશનમાં શાળાખાતા તરફથી પણ બે મેમ્બરો નીમાય હેવી માગણી કરવી.

**પરિષદ્‌ને સંબોધન.**

કોઈ વાંધો આણશે કે આમ વળી કમિશન નીમવાની અને બધો ખટરાગ કરવાની જરૂર જ શી છે? જોડણી શી છે, ઉચ્ચાર શા છે, એ સર્વ જણાઇ ચૂક્યું જ છે, કશી નવી ભાંજઘડ કરવાની આવશ્યક્તા જ નથી. આમ કહે તો તે–મૌન! બીજું શું? પરંતુ આશા છે કે આજના આ અસાધારણ મંડળમાં હેવી વિરક્તિની વાણી નહિં પ્રગટ થાય. ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં આજની આ પરિષદ્ એ એક અપૂર્વ અને આનન્દ ઉત્પન્ન કરનાર વૃત્તાન્ત છે. એ વૃત્તાન્તને સુફળનો ઉત્પાદક કરવો એ આપણા હાથમાં છે. સર્વ સાક્ષરત્વના પ્રતિનિધિનો આ મેળાવડો માત્ર ચર્ચાથી સંતુષ્ટ ના થતાં કાંઇ પરિણામજનક કાર્ય કરશે એ આશા વ્યર્થ નહિં થાય. સર્વ વિદ્વાનોને આપણી માતૃભાષા તરફની કર્તવ્યબુદ્ધિને તેમ જ ન્યાયબુદ્ધિને સંબોધીને વિનવું છું કે—કાંઇ કરો, કાંઇ કરો. અને શું કરવું તે માટે ન્યાયયુક્ત માર્ગ તો ઉપરની સૂચનાનો જ છે એમ હું માનુંછું.

**નિર્ણય નહિં આણિયે તો પછી સર્વત્ર સ્વૈચ્છિક પદ્ધતિ પ્રવર્તશે.**

કશી કૃતિ નહિં કરિયે, તો પછી જે જે'ને ફાવશે તેમ લખેછે અને લખશે. આ બાબતમાં કોઇ કોઇને સજા કરી સકનાર નથી. આ વિષયમાં કશું sanction, કશું શાસનબળ નથી; એ શાસનબળનું અધિષ્ઠાતા મંડળ પણ સંભવતું નથી; નાત્યોના કેટલાક પંચમંડળ જેવું આપણું કોઇ સાક્ષર મંડળ નથી, કે નથી ત્હેનું બંધારણ અને શાસનશક્તિ.—એ હોવું શક્ય નથી તેમ ઇષ્ટ પણ નથી એ ભૂલવાનું નથી; સાક્ષરતાનું તો પ્રજાસત્તાક રાજ્ય ગણાય છે; તો પણ વસ્તુસ્થિતિ પણ ભૂલવી ના જોઇયે. અને તે રીતે જોતાં હેવો કાંઇ નિયમ નથી—નિયમનો નિયંતા પણ નથી—કે જોડણીના અમુક નિયમ સ્થાપિત કર્યાછે, અને તે નિયમ તોડે ત્હેને છ મહિનાની કેદ કે ૫૦૦) રૂપિયા દંડ? હેવું શાસન તો ના જ સંભવે; પણ ગ્રંથ રચનાર વર્ગમાં સંભવે હેવું શાસન પણ નથી. મહાજનમાં boycotting નું, વ્યવહાર તોડવાનું, એક જાત્યનું શાસનબળ—sanction—છે. પણ આપણા સાહિત્ય મંડળમાં તો republic નું તત્ત્વ છે. પણ તે માટે કાંઇ છેક જ અતન્ત્રપણું ઇષ્ટ છે એમ નહિં કહેવાય. માટે આ પરિષદ્ કાંઇ સંયુક્ત કૃતિ કરશે, મતની મમતા મૂકી દઇને, માત્ર ગુર્જરભાષા તરફ કર્તવ્યબુદ્ધિથી સંયુક્ત કૃતિ કરશે, તો સાર્થક્ય છે.

**સંયુક્ત કૃતિ થવી અશક્ય નથી.**

અને આમ સંયુક્ત કૃતિ થવી અશક્ય આ કાળમાં નથી. આજથી પચીસ વર્ષ ઉપર આ વાત સ્વપ્નમાં પણ ના આવત. હવે અનેક અનેક બળોની પ્રવૃત્તિને લીધે આપણામાં નવી શક્તિ, નવા વ્યવહારમાર્ગ, વગેરે પ્રવિષ્ટ થયાંછે. તેમ જ ગુજરાતી ભાષાની સંસ્થિતિ પણ

બદલાઈછે. આજથી બત્રીસ વર્ષ ઉપર કવિ નર્મદાશંકર લખી ગયા હતા કે—"જ્યહાં સુધી પરસ્પર સંગતિવ્યવહાર વધ્યો નથી, ઘણા ગ્રન્થકારો થયા નથી,—અનેક કોશગ્રન્થ થયા નથી,—જ્યહાં સુધી પ્રદેશ પ્રદેશની ભાષા સંમિશ્રણે એકરૂપ થઈ નથી, ત્યહાં સુધી લેખનશુદ્ધિ વિશે અવિચળ નિયમ બંધાવા દુર્લભ છે."§

હવે આ સર્વ ન્યૂનતાઓ ઘણે અંશે પૂરાઈછે, અને સંસ્થિતિ બદલાઈછે. વ્યવહાર-સંઘટ્ટન વધ્યુંછે; ગ્રન્થકારો વધ્યાછે; કોશગ્રન્થ ગુજરાતીના નથી થયા, પરંતુ અંગ્રેજી-ગુજરાતી, ગુજરાતી-અંગ્રેજી એમ કોશ થયાછે અને તેથી હેમાં જોડણીના તત્ત્વના નિર્ણયની ખોટય પડેછે. (એ જ ખોટયને લીધે ઈ. સ. ૧૮૯૩માં મેસર્સ સંજાના તથા સેટનાએ આરમ્ભેલા અંગ્રેજી-ગુજરાતી કોશને માટે રા. કેશવલાલ ધ્રુવે જોડણીના નિયમ યોજ્યા હતા જે આપણે પાછળ ઇતિહાસદર્શનમાં જોઈ ગયા છિયે:) પ્રાન્ત પ્રાન્તની ભાષા પૂર્ણ રીત્યે નહિં, પણ બહુ અંશે મિશ્રણ પામવા લાગીછે; અને ખરું જોતાં મિશ્રણ દૃઢ થઈ જતા પ્હેલાં જ કાંઈક યોજના થાય તો ઇષ્ટ પરિપાક થાય, નહિં તો પછી વખતે અનર્થ થાય. આમ સ્થિતિ બદલાઈછે તો હવે આ વિષયમાં નિયમ, વ્યવસ્થા, બાંધવાનું કામ કાંઈક સુકર છે. માટે મ્હારી આ પ્રાર્થના છે.

**જોડણીની વ્યવસ્થા કરવામાં લાભ છે કે હાનિ?**

પણ-વળી કોઈ કહેશે—આમ જોડણીની વ્યવસ્થા માટે પ્રયાસ કરવામાં લાભ કરતાં હાનિ વધારે છે. ફક્ત એક લેખનશુદ્ધિના સંરક્ષણ માટે સુગમતા, સરલતા, લખવાની તેમ જ વાંચવાની સ્હેલાઈ, સ્વચ્છન્દ વ્યવહાર, લોકપ્રીતિ,—એ સર્વ અનેક વસ્તુનો ભોગ આપવો એ તો—

अल्पस्य हेतोर्बहु हातुमिच्छन्
विचारमूढः प्रतिभासि मे त्वम्

એ દિલીપરાજાને સિંહે કહેલા વચનનું સ્મરણ કરાવેછે. પરંતુ જે કર્તવ્યબુદ્ધિયે દિલીપને પ્રેરણા કરી હતી તે જ કર્તવ્યબુદ્ધિ આપણને પણ ઉત્સાહિત કરે તો જ ધન્યતા. ઋષિની ગાયનું સિંહથી રક્ષણ કરવાની ફરજ દિલીપે સબળ રૂપે દીઠી: આપણે ગુર્જર ભાષાનું રક્ષણ અનિયમના પંઝામાંથી કરવાનુંછે. મુનિનું ધન એ ગાય હતી, સાક્ષરવર્ગનું ધન આ ગુર્જરભાષા છે:—અહિં અપૂર્વ પ્રકારની ગોરક્ષા ઉપસ્થિત થઈ છે. દિલીપના મનમાં થયું કે—

गुरोरपीदं धनमाहिताग्ने
र्नश्यत् पुरस्तादनुपेक्षणीयम्

ગુરુનું ધન પોતાની નજર આગળ વિનાશ પામતું જોઈ રહી ઉપેક્ષા કરવી તે

---

§ નર્મકોશ, મુખમુદ્રા, પૃ૪ ઋ, ટીપ †.

અયોગ્ય જ હેને લાગ્યું. તેમ જ આપણે પણ આપણી નજરની સ્હામે ગુર્જરભાષાનું લેખનશુદ્ધિનું સ્વરૂપ નષ્ટ થતું જોઈ રૂહેવું ના જોઇયે. એ ઋષિની ગાયને વિશે દિલીપ સિંહને કહે છેઃ—

**इमामनूनां सुरभेरवेहि**

આ ગાયને કામધેનુ કરતાં ઓછી ના ગણીશઃ અને એ ગાયે પછીથી દિલીપને કહ્યુંછેઃ—

**न केवलानां पयसां प्रसूति**
**मवेहि मां कामदुघां प्रसन्नाम्**

મ્હને કેવળ દૂધ દેનારી પશુવર્ગની ના સમઝીશઃ પ્રસન્ન થાઉં તો કામધેનુ મ્હને જાણજે. તેમ જ, ગુર્જરભાષાને કામધેનુ જેવી આપણે પૂજ્ય ગણીશું, અને સંરક્ષણ કરીશું, તો તે આપણને સ્હામી પ્રસન્ન થઇને, લૌકિક ઉદરપોષણના લાભ આપનારી નહિં, પણ અલૌકિક ઊંચા મનોરથ સિદ્ધ કરી આપનારી, હૃદયને, બુદ્ધિને ઊંચા પ્રકારને આનન્દ આપી તૃપ્ત કરનારી, કામધેનુ બનશે. માટે એ આપણી પૂજ્યબુદ્ધિને તથા કર્તવ્યબુદ્ધિને આદર આપી, ગુર્જરભાષાની લેખનશુદ્ધિને વેળાસર બચાવી, સુવ્યવસ્થામાં મૂકવા માટે આપણે તન, મન, અને ધનથી પ્રયત્ન કરીશું તો નિઃસંશય આપણે વ્હેલા મોડા પણ વિજયી થઇશું. એ વિજય આપણને ઇશ્વિરકૃપાથી સદ્બુદ્ધિ મળી સત્વર પ્રાપ્ત થાઓ. તથાસ્તુ !

---

## પરિશિષ્ટ (क)—( પૃષ્ઠ ૨ ટીપ્પણ જુવો. )

### ઇ. સ. ૧૮૭૧-૭૨ની સાલના બુકકમિટીના જોડણીના નિયમો:—

૧ શબ્દના સાધારણ ઉચ્ચારમાં મૂળ શબ્દ જોડે થોડો જ ફેર હોય તો તેને મૂળ પ્રમાણે લખવા; જેમ દાશીને બદલે દાસી, પરમાણેને બદલે પ્રમાણે, મારગને બદલે માર્ગ, વના ને બદલે વિના.

૨ અસલ અને ચાલતા ઉચ્ચારમાં ઘણો ફેર હોય, તો ચાલતા ઉચ્ચાર પ્રમાણે શબ્દ લખવા; જેમ માર્ગશિર્ષને બદલે માગશર, ક્ષેત્રને બદલે ખેતર, ગૃહને બદલે ઘર.

૩ શુદ્ધ સંસ્કૃત કે ફારશી શબ્દ આવે તો તેને અસલ પ્રમાણે લખવા; જેમકે સૂક્ષ્મ-દર્શક, દૂરબીન.

૪ ગૂજરાતી શબ્દો ગૂજરાતના ઘણા ભાગમાં જે પ્રમાણે બોલતા હોય તે પ્રમાણે લખવા.

૫ એક જ અર્થના છેક જૂદા જૂદા શબ્દો ગૂજરાતના જૂદા જૂદા ભાગમાં બોલાતા હોય તો તે બધા રાખવા.

૬ સંસ્કૃત તથા હિંદી ધાતુ પરથી ક્રિયાપદ બને તેની જોડણી મૂળ પ્રમાણે રાખવી.

૭ ઇકારાંત શબ્દને સ્વર પ્રત્યય આવે ત્યારે ઈ દીર્ઘ રાખીને તે સ્વર લખવો, પણ હ્રસ્વ ઇ કરીને ય ઉમેરે તોએ ચાલે.—જેમ, નદી નદીઓ અથવા નદિયો. ઉકારાંત શબ્દને સ્વર પ્રત્યય આવે ત્યારે ઉ જ રાખવું: જૂ, જૂઓ: લીંબુ, લીંબુઓ.

૮ કાંસું, રાતું, વાંચવું વગેરે શબ્દોમાં નાન્યતરજાતિ જણાવનારો જે સ્વર તે અનુસ્વારવાળો હ્રસ્વ ઉકારછે, અને અંત્યાક્ષરી ઉ હ્રસ્વ લખવો. જૂ, લૂ વગેરે ઉકારાંત એકાક્ષરી શબ્દોમાં અંત્યસ્વર દીર્ઘ છે. બે અક્ષરના શબ્દોમાં ઉકાર પછીનો અક્ષર હ્રસ્વ હોય તો તે ઉકાર દીર્ઘ છે; જેમ ફૂટ, દૂધ, ધૂળ, ચૂક, મૂક, ખૂબ, ઇત્યાદિ. તેમજ ઉકારની પછીનો અક્ષર દીર્ઘ હોય ત્યાં પણ એ જ નિયમ ઘણું કરીને લાગેછે; જેમ ચૂનો, ખૂણો ઇત્યાદિ. અને તેમ જ ધાતુ કે નામમાં ઉ હ્રસ્વ કે દીર્ઘ હોય તેને પ્રત્યય આવ્યાથી અથવા સમાસમાં પણ ઉપલો નિયમ ફરતો નથી; જેમ મૂકનાર, સૂવાળો, દૂધભાઇ વગેરે. એથી વધારે અક્ષરોના શબ્દોમાં પહેલા અથવા વચમાંના ઉકારની પછીનો અક્ષર હ્રસ્વ હોય તો તે ઉ દીર્ઘ કરવો, અને જો તે અક્ષર દીર્ઘ હોય તો તે ઉ હ્રસ્વ લખવો જેમ કૂબડો, કૂટડો, ખુશાલ વગેરે. ઈકારાંત શબ્દોમાં જે ઈકાર છે તે દીર્ઘ છે, જેમ ઘી, કઢી, નાખી. બે અને તેથી વધારે અક્ષરના શબ્દોમાં ઇકાર હ્રસ્વ અને દીર્ઘ ઉકાર સંબંધી નિયમ પ્રમાણે લખાયછે; જેમ બીક, કીડી, ખીચડી, નાળિએર, રૂપિઓ ઇત્યાદિ.

૫ ગૂજરાતી શબ્દોમાં 'સ' હોય તેમાં ઈ કે ય મળવાથી તાલુ 'શ' બોલાય છે, જેમ ડોસો હોય પણ ઈ આવવાથી ડોશી, માસો–માશી, પીરસો–પીરશ્યું વગેરે. એ નિયમ સુરત ભરૂચ સિવાય આખા ગૂજરાતમાં ચાલેછે માટે તે રીત ચોથા નિયમને આધારે રાખવી.

હામાંના નિયમ ૭, ૮, અને ૯ નું અર્થગ્રહણ કરીને **નવલરામભાઇયે**, હેમાંનું તાત્પર્ય સુવિશદ રૂપે મૂકવાના હેતુથી, એ ત્રણ નિયમને બદલે ૭, ૮, ૯, અને ૧૦ એમ ચાર નિયમો મૂકયાછે તે નીચે પ્રમાણેઃ—

૭. નાન્યતરજાતિના પ્રત્યયમાં ઉકાર હ્રસ્વ છે.

( **उँ प्रत्ययमां उकार बधे ठेकाणे ह्रस्व ज छे.** )

૮. શબ્દના છેડાનો ઈકાર દીર્ઘ અને ઉકાર હ્રસ્વ લખવો પણ એકાક્ષરી શબ્દમાંનો ઉકાર દીર્ઘ લખાયછે.

૯. શબ્દને છેડે નહિં આવ્યા હોય હેવા ઈકાર કે ઉકાર લખવાનો નિયમ એ છે, કે જો તેની પછી લઘુ અક્ષર આવે તો દીર્ઘ, અને ગુરુ અક્ષર આવે તો લઘુ લખવા; પણ એ અક્ષરના શબ્દમાં પછીનો અક્ષર ગુરુ હોય તો પણ એ ઘણું કરીને દીર્ઘ જ લખાયછે.

૧૦ મૂળ શબ્દ ઉપર પ્રત્યય અથવા સામાસિક શબ્દ આવેથી તેની મૂળ જોડણીમાં કોઇ નિયમને અનુસરી ફેર પડવા દેવો નહિ; પણ ઈકારાંત શબ્દની પછી સ્વર પ્રત્યય આવે તો તે ઇને મરજીમાં આવે તો હ્રસ્વ કરીને જોડેના સ્વરમાં ય ઉમેરાઈ શકે, અને તેમજ "સ"માં ઈ કે ય મળતો હોય ત્યાં તેને ઠેકાણે "શ" થાયછે.—જેમકે ગાડીવાન, ગાડીઘોડા; નદીઓ અથવા નદિયો, માશી, પીરશ્યું.

---

## પરિશિષ્ટ (ख).—( પૃષ્ઠ ૧૧ ટીપ § જુવો. )

( ઈ. સ. ૧૮૯૩ માં રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે ઘડેલા નિયમો. )

1. *Tatsama* words should be spelt as they are found in Sanskrit, e g , અનુભવ, સૂક્ષ્મદર્શક, ગતિ.

2. The *tatsama* form of a word should be preferred to the co-ordinate *tadbhava* forms, if in use among high class Hindus, when the former does not widely differ from the latter; e g. માર્ગ, વિવેક.

3. Words of foreign origin should be generally spelt as they are pronounced; e. g., દુરબીન, ટેલીગ્રાફ, પોસ્ટ.

4. Syllables containing a silent અ should be spelt with it; e. g., નરમાશ, કડવાટ, કકલાણું.

5. The ending palatal and labial vowels, nasalized or otherwise, of *tadbhava* words of more than one syllable, are respectively long and short; e.g., ધણી, બાયડી, દહીં, તહીં, પિયુ, લાડુ, બેરું, છોકરું.

6. The ending palatal and labial vowels of *tadbhava* words of one syllable are long. e. g., ઘી, જૂ, લૂ.

7. The palatal and labial vowels occnrring in the body of a word should be written long, when nasalized; e.g., ઈંડું, ખીંટી, લૂંટ, ઊંડું.

8. In *tadbhava* words where a consonant is elided or a long vowel shortened for euphony, the preceding vowel should be written loug; e.g., વીનતી, ઊખડવું.

9. In *tadbhava* words wherever quantity requires it, a long vowel is used; e.g,, લૂણ, ખૂણો.

10. The close and open sounds of the vowels એ and ઓ should be distinguished; e.g., ગોળ, ગૉળ, એક, ઍબ.

11. The sharp nasal twang should be distinguished from the light nasalized sound; e.g., અંશ, આઁસ.

12. Nasal consonants should be preferred to the *anuswâra* mark where the former clearly represent the nasal twang occurring in a word; e.g., અન્તર, સઞ્ચ, અઙ્ગ, લમ્પટ, અણ્ટસ.

13. The double pronunciation of ડ and ઢ should be noticed e.g., ઢંગ, પઢવું, ડોળ, માંડવું.

14. *Tadhava* words with distinck હ and ડ should not be confounded with others having a phonetically derived ઢ in them, but should be written with હ and ડ apart; e.g., મ્હોડું, લ્હોડું, not મોઢું, and લોઢું.

15. The full aspirated sound of હ should bo distinguished from the light breathing phonetic product of original aspirate mutes; e.g., હસવું, હવણાં.

16. Where the light હ occurs, it should be thrown backwards so as to fuse into the preceding vowel; e.g , બ્હેી, કહે.

17. words with original ર, ડ, ળ, લ, or ઈ phenetically turned into યs, should be spelt with ય; e.g., દોયડું, ખાંયણી, દયણું, શેયડી, બાયડી.

18. Heavy conjunct consonants should be distinguished from light ones wherever they occur; e.g., આશ્ચર્ય, કર્યું.

19. Conjunct consonants of the mutes of the same class should be written with an unaspirate mute for their first member; e g., પત્થર, છટ્ઠો.

20. A euphonic ય is inserted as a fulcrum letter between the final palatal vowel of a word and a termination beginning with a vowel, in which case the palatal vowel, if long, becomes short, provided it be not preceded by a conjunct consonant; e.g., બાયડિયો, ગામડિયો, કરિયે.

21. Before a termination beginning with a palatal vowel or semi-vowel the dental sibilant is changed into the corresponding palatal sibilant in *tadbhava* words; e.g., ડોશી, માશી, હશીને, હશ્યો.

*N. B.*—All doubtful cases should be decided after a mature consideration of phonetic and philological laws.

## પરિશિષ્ટ (ख) ૧

ટીપઃ—આ નિયમો વિશે મૂળ ઇતિહાસભાગમાં ઉલ્લેખ મ્હેં કર્યો નથી. પાછળથી ખબર પડવાને લીધે આ સ્થળે મૂકયાછે:—

### કલાભવનના ચાલૂ જોડણીના નિયમ (ઈ. સ. ૧૮૯૩–૯૪ ના શુમારમાં થયેલા.)

૧. મૂળ સંસ્કૃતમાંથી ગુજરાતીમાં લીધેલા શબ્દોમાં આવતા 'લ' ને સ્થાને ગુજરાતીમાં 'ળ' લખવો. પણ સંસ્કૃત રૂપમાંજ રહેલા સામાસિક શબ્દોમાં તો તેમાં 'લ'જ કાયમ રાખવો. જેમકે, સરળ, કાળ, ફળ, મૂળ, શિક્ષણકલાવિજ્ઞાન, કલાભવન, ઇ૦.

૨. પરભાષામાંથી લીધેલા શબ્દોને જે ભાષાદ્વારા ગુજરાતીમાં લીધા હોય તેમાં જે પ્રમાણે બોલાતા હોય તેમ જ લખવા. જેમકે, ઇટલી, બોડીં, લુઈ, દૂરબીન, ટેલીગ્રાફ, પોસ્ટ, વગેરે.

૩. શબ્દોમાં આવતા અન્ત્યસ્વર ઈ તથા ઊ ને હમેશા દીર્ઘ લખવા, પણ જો એ શબ્દો સંસ્કૃતમાંથી લઈને તેવા ને તેવાજ ગુજરાતીમાં મૂકી દીધા હોય તો મૂળ રૂપેજ લખવા. જેમકે, લાકડી, મતિ, ચોપડી, ગતિ, બાજૂ, દારૂ, લાડૂ, વગેરે.

૪. ગુજરાતીમાં ઘણીવાર અક્ષરાન્ત્ય 'અ' નહીં બોલાવાને લીધે તેની પૂર્વના અક્ષરમાંનો 'ઉ' દીર્ઘ બોલાયછે; માટે તેને દીર્ઘ લખવો. જેમકે, ફુલને બદલે ફૂળ, પુરને બદલે પૂર, વગેરે.

૫. જ્યારે શબ્દની સાથે બીજો શબ્દ આવીને સમાસ થાય, કે બીજો ભારે પ્રત્યય લાગવાથી અક્ષરભારનું સ્થાન બદલાય, ત્યારે પ્રથમ સ્વર દીર્ઘ હોવા છતાં હ્રસ્વ થઈ જાયછે. જેમકે ફૂલ, ફુલવાડી; ચૂનો, ચુનાવાળો; મીઠું, મિઠાઇ; કીડી, કિડિયારું; પાણી, પાણિદાર; વગેરે.

૬. કોઈ પણ અક્ષરમાંના સ્વરની પછી તુરત અનુસ્વાર આવતો હોય, તો તે સ્વરને દીર્ઘ લખવો. પણ જો તે અનુસ્વાર અનુનાસિક જેવો થડકાઈને બોલાતો હોય તો તે સૂચવવાને માટે તે સ્વરને હ્રસ્વ લખવો. પણ વળી જો સ્વર સ્પષ્ટ દીર્ઘ હોવા છતાં અનુનાસિક થડકાઈને બોલાતો હોય ત્યારે તો અનુનાસિક વ્યંજન જોડીને જ લખવો. જેમકે, ઊંઘ, ઊંડાણ, હીંગ, અંટસ, પાણ્ડુર, જંગલ, ચંદન, બંને, વગેરે.

૭. જ્યારે શબ્દમાં ઈ કે ઉ પછી બીજો સ્વર આવતો હોય, ત્યારે તે એની વચ્ચે અનુક્રમે ય્ કે વ્ મૂકવો, અને પૂર્વના ઇ કે ઉ ને હ્રસ્વ લખવા. જેમકે ખડિયો, દડિયો, કુવો. પરંતુ પ્રત્યયો છૂટા લગાડતાં જ્યારે આ પ્રમાણે બે સ્વર સાથે આવે, ત્યારે આવો ફેરફાર કરવો નહીં. જેમકે કરીએ, જૂ–જૂઓ, સ્ત્રી–સ્ત્રીઓ, પડીએ.

૮. કોઈ, કંઈ, જઈ, હોઈ, સુઈ, વગેરેમાં તેમજ, જેને છેડે 'ઇને' આવે એવાં સંબંધક ભૂતકૃદંતોમાં આવતા 'ઇ' ને હમેશાં દીર્ઘ લખવો.

૯. ક્રિયાપદના કર્ત્તરિ રૂપ મૂળભેદમાં પ્રથમ સ્વર ઘણું કરીને હમેશાં દીર્ઘ હોયછે; પણ તેજ સ્વર સહભેદમાં તેમજ કારકમાં ઘણું કરીને હ્રસ્વ બોલાય છે, માટે ત્યાં હ્રસ્વ જ લખવો. જેમકે, ખાવું, ખવડાવવું; પીવું, પિવડાવવું; શીખવું, શિખવવું; પાડવું, પડાવવું.

૧૦. એ, એલું, વગેરે પ્રત્યયમાંના 'એ' ને સ્થાને આકારાંત તથા ઓકારાંત ક્રિયાપદોના સંબંધમાં 'ય' લખવો. જેમકે, જાય છે, ખાય છે, ધોયલું, જોયલું, પાયલું, વગેરે.

૧૧. જે શબ્દમાં હકાર જેવું ઉચ્ચારણ માત્ર થતું હોય, પણ 'હ'નો ઉચ્ચાર સ્પષ્ટ નહીં થતો હોય તો ત્યાં 'હ' નહીં લખતાં તેને સ્થાને ઉપલી બાજૂએ ' આવું ચિહ્ન લખવું; જેમકે લો'ડું મો'ડું, કા'ડવું. પરંતુ જ્યારે કોઇ પણ સ્વરમિશ્રિત 'હ' ક્રિયાપદને અંતે આવતો હોય ત્યારે તેને આ નિયમ લાગૂ પાડવો નહીં. જેમકે, કહે, રહે, સહે, વહે.

૧૨. સવર્ગીય જોડાક્ષરોમાં આવતા પ્રથમ વ્યંજનને અલ્પપ્રાણ લખવો. જેમકે, પત્થર, છટ્ટો ગટ્ટો, વગેરે.

૧૩. જે શબ્દોમાં વચમાં ર, ડ, ળ, વગેરે વ્યંજનો આવવાથી તે પરવર્ણ સાથે મળી જઈ તદ્રૂપ બોલાતા હોય, અથવા ક્વચિત પ્રાન્તીય ઉચ્ચારણમાં તેમને ઠેકાણે 'ય' બોલાતો હોય, તોપણ લખવામાં તેમને ર, ડ, ળ, રૂપે જ લખવા. જેમકે, દોયડું કે દોડડું નહીં, પણ દોરડું; બયણી કે બણ્ણી નહીં પણ બરણી; ગયણું કે ગણ્ણું નહીં પણ ગળણું; ખાયણી કે ખાણ્ણી નહીં પણ ખાંડણી; વગેરે.

૧૪. સંસ્કૃતમાંથી જે શબ્દ લેવાય તેમાં અંત્ય વ્યંજન અકાર રહિત હોય તોપણ ગુજરાતીમાં તો તેને અ સહિતજ લખવો જેમકે, વિદ્વાન્ નહીં પણ વિદ્વાન, શક્તિમાન્ નહીં પણ શક્તિમાન.

૧૫. પરભાષાના વ્યાકરણનિયમો ગુજરાતીમાં લાવવા નહીં; એથી મિથ્યા પાણ્ડિત્યના દંભ જેવું દેખાય છે. જેમકે, શુદ્ધા બુદ્ધિ નહીં, પણ શુદ્ધ બુદ્ધિ, નીતિમતી નિપુણા સ્ત્રી નહીં, પણ નીતિમાન નિપુણ સ્ત્રી, વિદુષી બાઈ નહી, પણ વિદ્વાન બાઈ. પરંતુ જે શબ્દો નામ કે માનાચિહ્ન તરીકે રૂઢ થઈ ગયા હોય તે સ્વીકારવા. જેમકે, પંડિતા, વિદુષી, વગેરે.

૧૬. વિષે, શકવું વગેરેને વિસે કે વિશે, સકવું વગેરે રૂપમાં નહીં લખતાં પૂર્વ રૂપે જ લખવા.

૧૭. કયું, કઈ શબ્દોને કિયું, કીઈ જેવા રૂપમાં કદાપિ લખવા નહીં.

૧૮. 'નહીં, શબ્દમાં 'હીં' દીર્ઘ અને અનુસ્વાર લખવો.

૧૯. બે કે વધારે ક્રિયાપદો સાથે જોડાઈને એક ભિન્નજ અર્થ ઉત્પન્ન કરતા હોય તો તેને કેટલાક વ્યાકરણમાં સૂચવ્યા પ્રમાણે સાથે નહીં લખતાં જુદાજ લખવા. જેમકે, કુદી પડે છે, સુઈ જાયછે, પડી ભાગ્યું છે.

૨૦. સાથે સાથે, જુદા જુદા, વગેરે બેવડાયલા શબ્દો છૂટા લખવા, પણ જે શબ્દો ગુજરાતીમાં યુગ્મક તરીકે વપરાય છે તેને જોડે જોડેજ લખવા. જેમકે, કચરોપૂંજો, વાસણકૂસણ.

૨૧. શબ્દયોગીઓને છૂટા લખવા. જેમકે, ચોપડી સાથે, તેની ઉપર.

૨૨. જે શબ્દો પર ભાર મૂકવાને માટે તેમની સાથે 'જ' 'એ' વગેરે શબ્દો વપરાય તેમની સાથે જોડીનેજ એ શબ્દો પણ લખવા, છૂટા નહીં. જેમકે, વિઠ્ઠલજીએ જશે, તમેજ જાઓ.

૨૩. મૂળ જોતાં જે શબ્દો જુદા લાગે, પણ જે હાલ એકત્ર થઈને એકજ અર્થ સૂચવતા હોય, તેમને સાથે સાથેજ લખવા. જેમકે, કેમકે, કારણકે, શામાટે, વગેરે.

---

## પરિશિષ્ટ. (ग)—(પૃષ્ઠ ૧૧ મું ટીપ+જુવો)

(ઈ. સ. ૧૮૯૬ માં રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ બનાવેલા નિયમો.)

૧. ગુજરાતીમાં વાપરવાના સંસ્કૃત શબ્દોનું લેખન મૂળ સંસ્કૃત પ્રમાણે જ રાખવું.

૨. ગુજરાતીમાં વાપરવાના ઈંગ્રેજી શબ્દોનું લેખન ઇંગ્રેજી ઉચ્ચાર પ્રમાણે સાંગોપાંગ રાખવું.

૩. મૂળ સંસ્કૃત શબ્દમાં લ હોય ને તેને સ્થળે આપણે ળ વાપરતા હઇએ તો લ તથા ળ ઉભય વાપરવા અને બીજી બાબતમાં મૂળ સંસ્કૃત પ્રમાણે જ લખવું.

૪. સંસ્કૃત इ ई उ ऊ ને સટે ઇ ઈ ઉ ઊ લખવાં.

૫. સંસ્કૃત તથા ઇંગ્રેજી શુદ્ધ શબ્દોમાં કાંઈ પણ વિકાર અથવા ફેરફાર થઈ બંધાયલા તથા એ શુદ્ધ શબ્દો શીવાયના બાકીના બીજા બધા શબ્દોને ગુજરાતી ગણી તેમાં નીચેના નિયમ પાળવા. પ્રત્યયાદિને વિકાર ન ગણવા.

(અ) ગુજરાતના કોઈ પણ પ્રાંતમાં ઉચ્ચારવામાં ન આવતું રૂપ સાક્ષર લેખમાં ચાલી ગયું હોય તો તજવું અને સટે સર્વત્ર ઉચ્ચારતું રૂપ લખવું. જેમકે, દ-હાડો, મ-હેતાજી તજી દ્હાડો અને મ્હેતાજી લખવું.

(આ) જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા ઉચ્ચાર ચાલતા હોય અને તેમાંનો એક સાક્ષર લેખમાં ચાલતો હોય તો તેજ લખવો, જેમકે, "સું" અને "કહીસું" ને ઠેકાણે અમદાવાદનાં "શું" અને "કહીશું" વગેરે રૂપ વાપરવાં, અને "આંખ્ય" અને "લાવ્ય" ને ઠેકાણે સુરતનાં "આંખ", "લાવ" વગેરે રૂપ વાપરવાં.

(ઈ) જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા ઉચ્ચાર ચાલતા હોય ને સાક્ષર લેખોમાં તેમાંનો એક પણ પરિપકવ ચલણ પામ્યો ન હોય તો તે સર્વ ઉચ્ચારમાંથી જેને જે ફાવે તે લખવા.

(ઉ) લૌકિક લિપિને આધારે ગુજરાતી શબ્દોમાં ઈ હમેશ દીર્ઘ કરવી અને ઉ હમેશાં હ્રસ્વ કરવું. આ નિયમમાં વ્યગ્રતા ન આવે માટે દીર્ઘ ઊ સમેત રૂ કરી લખાતા રૂને પણ રુ લખવું. શ અને ષ ને ઠેકાણે લોકલિપિમાંનો શ લખવો. આ વિષયમાં શુદ્ધાશુદ્ધના કાંઈપણ તર્કવિતર્ક ન કરવા.

(એ) જે શબ્દોમાં હ સર્વત્ર બોલાતો હોય ત્યાં લખવો અને હ પ્હેલાંનો સ્વર ન બોલાતો હોય ત્યાં તે સ્વર ન લખવો. જેમકે, ત્હારું, ર્હેવું, ઇત્યાદિ. તેમજ મ્હેં, ત્હેં વગેરેમાં "હે" ને ઠેકાણે "એં" કરી નાંખવાનો પ્રચાર ઉચ્ચાર વિરુદ્ધ છે તે ન સ્વીકારતાં (અ) નિયમથી મ્હેં ત્હેં, લખવું. પણ અમારા, અમ્હારા, એવા બે ઉચ્ચાર થાય છે ત્યાં તો (આ) નિયમ પ્રમાણે "અમારા" લખવું.

(ઓ) પદ્ય લેખકો હ્રસ્વદીર્ઘ ઉચ્ચારવાની સંજ્ઞાઓ ( ⏑ તથા – ) ભલે વાપરો, પણ લેખનપદ્ધતિ બદલવાની તેમને અગત્ય નથી. માત્ર "ર્હેવું" વગેરેમાં "ર્" ને સ્થાને "ર" વાપરવા, એટલે તેમાં "અ" વિકલ્પે લખવા ન લખવા સ્વતંત્રતા લેવી હોય તો તેઓ ભલે લે પણ ગદ્યમાં તે સ્વતંત્રતાનું કારણ નથી.

આ નિયમો થોડા, સ્હેલા, અપવાદ વિનાના, નિશ્ચય અને સર્વથી સમજાય તથા નિત્ય પાળી શકાય એવા લાગેછે. પછી તે કોઈને ગમે ન ગમે એ જુદો પ્રશ્ન છે.

---

## પરિશિષ્ટ (ઘ)–(પૃષ્ઠ ૧૨ મું ટીપ* જુવો)

મહેરબાન,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ઑનરરી સેક્રેટરી.

સાહેબ,

વિ. વિ. કે સેપ્ટેમ્બર ૧૮૯૩ ના બુદ્ધિપ્રકાશમાં "જોડણી" સંબંધી ચર્ચાપત્ર વાંચીને સૂઝેલો વિચાર સોસાઇટીની મૅનેજીંગ કમિટિની આગળ રજૂ કરવાના ઇરાદાથી આ પત્ર લખી શ્રમ આપુંછું તે ક્ષમા કરશો.

૨. ગુજરાતી ભાષાની જોડણી અવ્યવસ્થિત છે એમ બતાવવાનો તથા તે વ્યવસ્થિત કરવાનો માર્ગ વિષમ નથી એ સાબીત કરી આપવાનો પ્રયત્ન ઈ. સ. ૧૮૮૮ના આરંભમાં મ્હેં કર્યો હતો તે તે સાલના જાન્યુઆરી માસના બુદ્ધિપ્રકાશના વધારા તરીકે છપાયલા મ્હારા ચોપાનિયાથી જણાશે. તે પૂર્વે સ્વર્ગવાસી રા. નવલરામે પણ પ્રયત્ન કર્યો હતો. શાળાખાતાએ બતાવેલા નિયમોનું અવલોકન કરીને ત્હેમાં ન્યૂનાધિક શું તે એ સ્વર્ગવાસી વિદ્વાન્ ગૃહસ્થે સબળ રીતે બતાવ્યું હતું. તે સર્વનું પશ્ચાદવલોકન કરીને કેટલીક નવી સૂચનાઓ મ્હેં ૧૮૮૮ ના ચોપાનિયામાં કરીછે. અદ્યાપિ આ વિષય અવ્યવસ્થિત રહ્યોછે. છતાં એટલું તો જણાયછે કે અનેક સાક્ષરોની વૃત્તિ જોડણીની બાબતમાં પ્રથમના સમય કરતાં જુદા માર્ગમાં વ્હેવા માંડીછે અને શાળાખાતાએ ઠરાવેલી અને વાપરેલી પદ્ધતિમાં ખામી છે એમ બોલીને નહિં પણ કૃતિથી એ સાક્ષરોએ બતાવવાનું શરૂ કર્યુંછે.

૩. ગુજરાતી ભાષાની હાલી સ્થિતિ છે તે સમયમાં ગુજરાત વ. સોસાઇટી જેવી વિદ્યોત્તેજક અને ગુજરાતી ભાષાની સર્વથા વૃદ્ધિ અને સુસ્થિતિ ઇચ્છનાર મંડળી જો કાંઇ યોગ્ય પગલું ભરે તો તે વજનદાર થાય. ભાષામાં જોડણી જેવી બાબતના ફેરફાર કરવા તે એક વ્યક્તિની શક્તિની બ્હાર છે. સાક્ષર વર્ગનું યથાસ્થિત બંધારણ પામેલું મંડળ પણ આપણા દેશમાં હાલમાં નથી. ત્યહારે શાળાખાતા તરફથી જો કાંઇ પ્રયત્ન થાય તો ત્હેની અસર સર્વત્ર અને સબળ થાય. અને શાળાખાતાને હેવો પ્રયત્ન આરંભવાની સૂચના ગુજ. વ. સોસાઇટી જેવી વજનદાર મંડળી તરફથી થાય તો સર્વે રીતે ઘટતી વાત ગણાય.

૪. માટે મ્હારી વિનંતિ એ છે કે આપણી સોસાઇટી તરફથી એક પત્ર લખીને ડાયરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને હેવી કોઇ સૂચના કરવી કે જેથી તે અધિકારી આ જોડણીના વિષયનો સારો નિર્ણય થાય હેવી યોજના કરે. યોગ્ય લાગે તો એ બાબત એક કમિટી નીમવાની ખાસ સૂચના એ પત્રમાં કરવી એમ હું ધારુંછું. આશા છે કે આ મ્હારી નમ્ર સૂચનાને યોગ્ય ધ્યાન આપીને મૅનેજીંગ કમિટી જલદી આ બાબતમાં અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરશે. એ જ વિનંતિ.

કારવાર, (સહી.) **નરસિંહરાવ ભોળાનાથ.**

૨૦–૯–૯૩.

## પરિશિષ્ટ. (ङ)—(પૃષ્ઠ ૧૩ મું ટીપ્પણ જુવો.)

રા. રા. નૃસિંહરાવ ભોળાનાથ. આ. ક. સાહેબ.

હૈદરાબાદ.

ગુજરાતી ભાષાના શબ્દોની જોડણીના સર્વમાન્ય નિયમો થએલા નથી; અને તેવા નિયમ સંભવિત નથી. માટે દરેક શબ્દની જોડણી નિશ્ચિત કરવાની જરૂર છે. એ કામ શાળાખાતાના મહેરબાન ડિરેકટર સાહેબે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને સોંપ્યુંછે.

કેટલાક શબ્દો જુદે જુદે સ્થળે જુદી જુદી રીતે બોલાય છે, અને તેથી જોડણીમાં અંતર રહેવાનો સંભવ છે. પરંતુ ઘણા વિદ્વાનોનો અભિપ્રાય લેઈ શબ્દોની જોડણી નિશ્ચિત કરવામાં આવે, તો એ અંતર કમી થઈ શકે. માટે હાલ ચાલે છે તેવી રીતે જોડણીવાળા શબ્દસંગ્રહની થોડી નકલો છપાવી પ્રથમ જુદા જુદા સ્થળના વિદ્વાનોના અભિપ્રાય માગવાનું નક્કી કર્યું છે. તે અભિપ્રાય આવેથી નીચે સહી કરનાર તથા રા. માધવલાલ હરિલાલ, રા. કમળાશંકર પ્રાણશંકર, અને રા. રમણભાઈ મહિપતરામ એ ચાર જણની, એટલે એ કેળવણી ખાતા તરફના અને એ સોસાઇટી તરફના મેંબરોની મહેરબાન શાળાખાતાના ડિરેકટર સાહેબે નીમેલી, કમિટી છેવટ નિર્ણય કરશે. તેમનામાં મતભેદ થશે, તો તે શાળાખાતાના ડિરેકટર સાહેબને જણાવવામાં આવશે, અને તેમના નિર્ણય પછી ખરા શબ્દસંગ્રહ તરીકે પુસ્તક બ્હાર પડશે. માટે હાલ એ ભાગ "ઘ" સુધીના શબ્દોના છપાયા છે, તે આપની તરફ મોકલ્યા છે, અને એ સંબંધી આપને વિનંતી કરવાની કે:—

૧. શબ્દસંગ્રહમાં જે જોડણી આપી છે તેમાં કોઇ ઠેકાણે ફેરફાર કરવાનું આપના અભિપ્રાયમાં આવે તો તે ફેરફાર તે શબ્દની હારમાં લખશો.

૨. જે જોડણી બે કે વધારે રીતે લખી છે તે તમામ કાયમ ન રાખવાનો અભિપ્રાય થાય તો જે રૂપ કાયમ રાખવાનું આપને લાગે તે જુદું લખી બાકીનું છેકી નાંખશો.

૩. કોઈ શબ્દ લખવો રહી ગયો છે એમ આપને જણાય તો તે યોગ્ય સ્થળે દાખલ કરશો.

૪. જોડણી સંબંધી કંઈ વિશેષ સૂચના કરવી આપને યોગ્ય જણાય તો તે કરશો.

એક માસ પછી જુદા જુદા અભિપ્રાયો ઉપર વિચાર કરવાનું કમિટી ધારે છે. માટે આપ એક માસમાં આપનો અભિપ્રાય જણાવી નીચે સહી કરનારને નકલ પાછી મોકલવાની કૃપા કરશો.

અમદાવાદ, તા. ૧૨ ફેબ્રુઆરી ૧૮૯૮ — (સહી.) **લાલશંકર ઉમીયાશંકર.** ઑનરરી સેક્રેટરી. ગુ. વ. સોસાઈટી.

---

## પરિશિષ્ટ. ( ङ ) ૧—( પૃષ્ઠ ૧૩ મું ટીપ્પણ જુવો. )

મે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ઑનરરી સેક્રેટરી સાહેબ,

મુ. અમદાવાદ.

ગુજરાતી શબ્દસંગ્રહના બે ભાગ આપના તા. ૧૨–૨–૯૮ ના છાપેલા પત્રસાથે મ્હને તા. ૨–૨–૯૮એ મળ્યા. એ વિશે કેટલીક સામાન્ય સૂચના કરવી યોગ્ય જણાય-છે તે ઉપર લક્ષ રાખશો હેવી આશા છે.

ગુજરાતી ભાષાના શબ્દોની જોડણી નિશ્ચિત કરવા માટે ખરી જોડણીવાળા શબ્દોનો કોશ કરવાની જરૂર છે એ તો સ્વીકારવાનું જ છે. પરંતુ એ પ્રકારનો કોશ રચવામાં શબ્દોની જોડણી કિયાં ધોરણો ઉપર નિશ્ચિત કરવી તે સહુથી પ્રથમ ઠરાવવાની આવશ્યકતા છે. માટે હાલ શબ્દોની યાદી જે રીતે તૈયાર થાયછે તેમ ન કરતાં પ્રથમ જોડણી સંબંધી નિયમોનો શાસ્ત્રીય રીતે નિર્ણય કરાવવો જોઇયે. એએક ઉદાહરણથી સ્પષ્ટ થશે.

ગુજરાતી ભાષાની વ્યુત્પત્તિમાં એક પ્રસિદ્ધ ઉત્સર્ગ એ છે કે પ્રાકૃતમાંથી ગુજરાતીમાં આવતાં શબ્દમાંના સંયુક્તાક્ષરમાંના એકનો લોપ થતાં પૂર્વસ્વર દીર્ઘ થાયછે: જેમકે:–

| સંસ્કૃત. | પ્રાકૃત. | ગુજરાતી. |
|---|---|---|
| **कर्म** | **कम्म** | કામ. |
| **दृष्टम** | **दिट्ठं** | દીઠું. |
| **कुक्षि** | **कुक्खि** | કૂખ |

આ નિયમ આ શબ્દસંગ્રહમાં સ્વીકારાયાછે કે નહિં તે સમઝાતું નથી, કેમકે, અરીઠો, ઈંટ, ઊંટ, હેમાં આ ઉત્સર્ગને અનુસારે ઈ, ઊ, દીર્ઘ રખાયાંછે છતાં અંગુઠી, અંગુઠો, ઉભાં ઉભાં, હેમાં उકાર દીર્ઘ જોઇયે ત્હેને બદલે હ્રસ્વ રાખવામાં આવ્યોછે.

વળી બીજા એક ઉત્સર્ગને આધારે एકાર, ओકારના બોલાતા બબ્બે ઉચ્ચાર યથાર્થ થાયછે, છતાં તે ઉત્સર્ગ આ શબ્દસંગ્રહમાં સ્વીકારાયો જણાતો નથી. કોઠાર, કોઢ, કેરું, કેર, કેવળ, કેડ, એ રીતે બધા શબ્દોમાં સાંકડા एકાર ओ કારનું ચિહ્ન જ વપરાયુંછે. પ્હોળા एકાર ओકારનું ચિહ્ન ન વાપરવાને લીધે પરભાષાના શબ્દો લખતાં આ શબ્દ-સંગ્રહમાં જરાક હસવા જેવી વિચિત્રતા આવી છે, જેમકે એફિડેવિટને બદલે આફિડેવિટ, એરોરૂટને બદલે આરારૂટ, એવરેજને બદલે આવરેજ.*

---

* પરભાષાના શબ્દો કિયા અને કે'વા ગુજરાતીમાં દાખલ રૂહેવા દેવા, એ પણ પ્રશ્ન આ પ્રસંગે ઊભો થાયછે, અને ત્હેમાં પ્રથમથી નિર્ણય કરવાની જરૂર છે. કલાક, ગવર્નર, કલેકટર, વગેરે શબ્દો સ્વીકાર્ય છે. પરંતુ ઍવરેજ એ શબ્દ રૂઢ અને આવશ્યક ન હોવાને લીધે દાખલ કરવાની જરૂર નથી.

જોડણીનું ધોરણ પ્રથમ નિશ્ચિત કરવાની આવશ્યકતાનું બીજું એક ઉદાહરણ અનુસ્વારના બે પ્રકારના ઉચ્ચારમાં મળી આવે છે, કુમ્ભ અને કુંવર, એ બન્ને આ શબ્દસંગ્રહમાં ફક્ત એકજ રીતના અનુસ્વારથી દર્શાવાયા છે તે અનિષ્ટ છે. "રૂ" "રુ" એ ભેદ પણ શબ્દસંગ્રહમાં સચવાયો નથી તે અનિષ્ટ છે.

ગુજરાતીમાં **આંખ્ય** વગેરે નામોમાં **અને આવ્ય, લાવ્ય,** વગેરે ક્રિયાપદના **આજ્ઞાર્થ** બીજા પુરુષના રૂપમાં લઘુપ્રયત્ન યકાર નિર્વિવાદ સંભળાયછે, એ વાત માર્ચ મહિનાના બુદ્ધિપ્રકાશમાં છોટાલાલ નરભેરામના લખાણમાં પણ સ્વીકારાઈ છે. આ યકાર રાખવો કે નહિં તે જ્યહાં સુધી વિવાદવિષય છે ત્યહાં સુધી આ શબ્દસંગ્રહમાં બીજી વિવાદિત જોડણીઓની પેઠે કાઉંસમાં પણ વૈકલ્પિક રૂપ દેખાડવાં જોઇતાં હતાં.

આ રીતે જોડણીનાં ધોરણનો પ્રથમ નિશ્ચય કરવાની આવશ્યકતા છે. એ આવશ્યકતા એક બીજી રીતે જણાઈ આવેછે. ઉપર કહેલાં આજ્ઞાર્થ રૂપ, આવ્ય, લાવ્ય, વગેરે ખરું જોતાં કોશનો વિષય નથી પણ વ્યાકરણનો વિષય છે. આ વાત સકારાન્ત ધાતુનાં ઉદાહરણ તપાસ્યાથી વધારે સ્પષ્ટ થશે. બેસવું, પેસવું, વગેરે ધાતુનાં એ રૂપ બનતાં સકાર અને યકાર ભળવાથી તાલવ્ય શ થઈ બેશ, પેશ, એમ રૂપ થાયછે. તે જ પ્રમાણે સ ની જોડે તાલવ્ય આવ્યાથી શકાર થવાનું કાર્ય બેશીને, પેશીને; બેશિયે, પેશિયે; વગેરે રૂપોમાં થાયછે. આ સર્વ જોતાં જોડણીના નિર્ણયનો વિષય એકલા કોશમાં સમાપ્ત થવાનો નથી. માટે મ્હારો નમ્રમત એ છે કે સર્વથી પ્રથમ જોડણીનાં સામાન્ય તત્ત્વો યોગ્ય કમિટી નીમાઈને સ્થાપિત થવાં જોઇયે.

ગુજરાતી ભાષામાં જોડણીને સંબન્ધે સંશય અથવા વિવાદનો પ્રસંગ ફક્ત **तद्भव** અને કવચિત્ **तद्भिन्न** શબ્દોમાં આવે છે; **तत्सम** શબ્દોમાં નહિં. માટે આ શબ્દસંગ્રહમાં **तत्सम** શબ્દોનો ઘણો મ્હોટો ભાગ છે ત્હેની લગારે જરૂર નથી. એ શબ્દો કાઢી નાંખવાથી આપણે આરંભેલું કામ, વખત તથા શ્રમ બચવાને લીધે, વધારે સ્હેલું બનશે. કદી કોઇ કારણથી **तत्सम** શબ્દ દાખલ કરવાની જરૂર જણાય તો તે શબ્દો તો શુદ્ધ સંસ્કૃત રૂપમાં લખવાની ખાસ જરૂર છે. આ શબ્દસંગ્રહમાં કેટલેક સ્થળે સંસ્કૃત શબ્દો પણ અશુદ્ધ રૂપમાં લખાયલાછે માટે આ કહેવાની જરૂર પડીછે. એક બે ઉદાહરણ આપવાની રજા લઉંછું. કુલીનતા, એમ શુદ્ધ લખાયા છતાં અકુલિન, એમ અશુદ્ધ લખાયુંછે. ઇર્ષા (ઇર્ષ્યા)–હેમાં કાંઉસમાંનું રૂપ ખરું છે અને બ્હારનું ખોટું છે. આકલનશક્તિ, એ સંસ્કૃત જેવો દેખાતો શબ્દ મૂકયોછે પણ હેનો અર્થ સમઝાતો નથી. આરોગ્ય, એ શુદ્ધ શબ્દને બદલે આરોગ્યતા એમ બેવડા ભાવવાચક પ્રત્યયવાળો ખોટો શબ્દ દાખલ થયોછે. * ગર્વિષ્ટ (ગર્વિષ્ઠ) હેમાં પણ કાંઉસમાંનું રૂપ શુદ્ધ છે, બ્હારનું અશુદ્ધ છે. ગર્ભા, એ શબ્દ આવ્યો છે ત્હેનો અર્થ જ થતો જણાતો નથી.

---

* **तत्सम** શિવાયના શબ્દોમાં, કદીકદી, ગુજરાતીમાં બોલાયલા ન જણાયલા શબ્દો પણ આ શબ્દસંગ્રહમાં છે. જેમકે, અંધોળવું. તેમ કવચિત્ ગ્રામ્ય શબ્દો પણ દાખલ થયેલા લાગેછે, ઉદા.–ગહગહાટ–શબ્દસંગ્રહ, ભા. ૨, પૃષ્ટ. ૫૦, બીજા કોલમનો છેલ્લો શબ્દ.

તે જ પ્રમાણે 'અજમેર', 'ઇરાન', 'આબુ', જેવા વિશેષ નામના શબ્દો પણ તકરારનો વિષય ન હોવાને લીધે દાખલ કરવાની જરૂર નથી. કોઇ પણ ભાષાના કોશમાં વિશેષ નામને સ્થળ અપાયું જાણ્યું નથી. તેમ જ એક જ ક્રિયાપદનાં ધાતુનાં જુદાં જુદાં રૂપ, જેમ કે અકળાય, અકળાવું, અકળાવવું, એ રીતે દાખલ કરવાની જરૂર નથી. 'અકળાવું' એટલું એકજ રૂપ આપવું બસ છે. આ ટીકા વિભક્તિના રૂપને સંબંધે પણ લાગૂ પડેછે, દાખલા તરીકે 'અહિં' એ શબ્દ આપ્યા પછી 'અહિંથી' એમ વિભક્તિવાળું રૂપ આપવાની કાંઇ પણ જરૂર નથી. એ જ પ્રમાણે 'ઊભાં ઊભાં', 'ઊભાં રહેવું', એમ શબ્દો આપ્યાછે તે વિશે જોઈ લેવું. આ શબ્દોમાં મૂળ શબ્દ 'ઊભું' તે તો શબ્દસંગ્રહમાં મૂકેલો જ નથી. હાવી અવ્યવસ્થાનું પરિણામ એ થવાનું કે જે લોકોના અભિપ્રાય પૂછ્યા છે તેઓ, હાવા શબ્દસમૂહમાંથી ફક્ત મુખ્યશબ્દોની જ જોડણી સુધારીને લખી મોકલવી યોગ્ય ધારે અને તેથી બાકીના શબ્દોમાં મુખ્ય શબ્દની જોડણી તેની તે જ કે બીજી તે વિશે કાંઇક સંદેહ રૂહે. ઉદાહરણ તરીકે 'ઊભું' એ શબ્દ વિશે જ દીર્ઘ 'ઊ' સુધારીને મોકલ્યું હોય (એમ સમઝીને કે, બાકીના શબ્દોમાં, પણ 'ઊભું'નું 'ઊ', કમિટીના ગૃહસ્થો દીર્ઘ સમઝી લેશે,) તો વખત છે ને 'ઊભાં ઊભાં'માં 'ઊ' હ્રસ્વ થઈ જાયછે એમ પણ શા માટે ન સમઝાય? આ સગવડનો પ્રશ્ન છે, પણ આમ બતાવેલી ભ્રાન્તિ થવાનો સંભવ નથી એમ નથી; કેમ કે એક જ શબ્દોની જોડણી સ્થિતિપરત્વે કવચિત્ રૂપાન્તર પામેછે. જેમ કે, જે'વું એ શબ્દ પ્રધાન સ્થળે આવે છે ત્હારે 'જે' ભેગો હકાર ભળેલો હોયછે અને ગૌણ સ્થિતિમાં હકાર નથી હોતો. ઉદાહરણ—જે'વું મ્હારું તે'વું ત્હમારું. પણ—'મ્હારા જેવું ત્હમારું મ્હો.'

જોડણીને સંબન્ધે મ્હારા શા શા અભિપ્રાય છે ત્હેની સવિસ્તર ચર્ચા એ વિષયના મ્હારા લઘુ પુસ્તકમાં કરીછે માટે આ સ્થળે એ વિશે ફરીથી લંબાણથી કાંઇ ફ્હેવાની હાલ જરૂર હું ધારતો નથી.

(સહી.) નરસિંહરાવ ભોળાનાથ.

---

## પરિશિષ્ટ. ( च )—( પૃષ્ઠ ૧૩ ટીપ* જુવો. )

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની મારફત ગુજરાતી શબ્દકોશ તૈયાર થાયછે, તથા જોડણી મુકરર કરવામાં આવેછે, તે દરમ્યાન એક બે વાત હું શબ્દકોશકમિટી રૂબરૂ મૂકવાની રજા લઉંછું.

**પહેલી વાત એ, ઍ, ઓ, ઑનાં ઉચ્ચારણોના સમ્બન્ધની** છે. દરેક ઉચ્ચારણ લખવા માટે એક જ જુદું નિશાન, અને દરેક નિશાનનું એક જ ઉચ્ચારણ, એમ વ્યવસ્થા હોય તો લેખનપદ્ધતિ યથાસ્થિત અને સમ્પૂર્ણ કહેવાયછે. ઇંગ્રેજીમાં તેવું નથી માટે તેની જોડણી અપૂર્ણ ગણાયછે. સંસ્કૃત લેખનમાં ઘણું કરી સમ્પૂર્ણતા છે, એટલે તેમાં જેટલાં ઉચ્ચારણો છે તેટલાં માટે જુદાં નિશાન છે, અને દરેક નિશાનનું બહુધા એક જ ઉચ્ચારણ થાય છે. સંસ્કૃતમાંથી વિકાર પામી પ્રાકૃત, અપભ્રંશ, ઇત્યાદિ દ્વારા હાલની ભાષાઓ બનીછે, તેમાં મૂળ શબ્દો બદલાયાછે, પરભાષાના શબ્દો દાખલ થયા-છે, એ વગેરે કારણોથી સંસ્કૃતમાં નહોતાં તેવાં થોડાં ઉચ્ચારણો વધ્યાંછે. અને જ્યારે ઉચ્ચારણો વધ્યાંછે ત્યારે તે દર્શાવનાર નિશાનો પણ વધવાં જોઇયે. તે વિના લેખન શુદ્ધ કહેવાય નહિં. સંસ્કૃત કરતાં વધારે ઉચ્ચારણોનો ઉપયોગ કરવો, છતાં લેખી નિશાનો સંસ્કૃત જેટલાં જ રાખવાં એ વાજબી જણાતું નથી. આજ સુધી સારો પૂર્ણ માન્ય ગુજ-રાતી કોશ બનાવવાનો અને જોડણી મુકરર કરવાનો સબળ પ્રયત્ન થયો નહોતો, ત્યાં સુધી ગમે તેમ ચાલ્યું તે ઠીક જ છે. પણ જ્યારે આવો કોશ થાયછે અને જોડણી મુકરર કરવાનો પ્રયત્ન કરવામાં આવેછે, ત્યારે તો આજની તારીખ સુધી ભાષાએ જે વિકારો ગ્રહણ કર્યાછે તે ધ્યાનમાં લઈ તે મુજબની વ્યવસ્થા કરવી જોઇયે. ઉમ્મર મ્હોટી થયા પછી પણ બાલ્યાવસ્થાનાં ઝભલાં ઓચલા પહેરાવીએ તો હસવા સરખો દેખાવ થાય-છે. કોઠી (દાણા ભરવાની) અને કૉઠી (ઝાડ), કેરી (=તણી) અને કૅરી (ફળ), ગોળ અને ગૉળ, એમનાં ઉચ્ચારણ જુદાં છતાં તેમને એક જ રીતે લખીએ એ બરાબર નથી. મ્હારો અભિપ્રાય એવો છે, કે કેટલાક લેખકોએ પ્રયત્ન કર્યો છે તે મુજબ આ કોશ બનાવવાના પ્રસંગનો લાભ લઈને ઍ, એ, ઑ, ઓ નાં જુદાં નિશાન દાખલ કરવાં. આ કોશ મુજબ સરકારી શાળાખાતાની ચોપડીઓની જોડણી સુધારવાની છે, એટલે કાળે કરી એ નિશાનો સાધારણ પરિચયમાં આવી જશે. બાળકોને શુદ્ધ વાંચન શીખવવાનું સરળ કરવા માટે તેમની ચોપડીઓમાં તેવાં નિશાનોની જરૂર છે. ઍ અને ઑ માટે કયાં નિશાન રાખવાં તે બાબત મ્હારો ખાસ આગ્રહ નથી. સવડ પડે તો ઊંધી માત્રા દાખલ કરો, અને સ-વડ પડે તો અર્ધ વર્તુલ દાખલ કરો—જે નિશાન દાખલ કરવામાં આવશે તે હું કબુલ કરીશ. મ્હારો આગ્રહ એટલો જ છે, કે આ તકનો લાભ લઈને જે ઉચ્ચારણો માટે હજી જુદાં નિશાન દાખલ થયાં નથી તેમને માટે તે દાખલ કરવાં. અત્યાર સુધીમાં કોશનાં જે થોડાં પ્રૂફો મ્હારી તરફ આવ્યાંછે તેમાં આ તફાવત રાખ્યો દેખાતો નથી.

બીજી જે વાત હું કમિટી રૂબરૂ લાવવા માગું છું તે **અનુસ્વાર, અને જોડાક્ષરની**

**શરૂમાં આવતા અનુનાસિકના સમ્બન્ધની છે.** એ બે ઉચ્ચારણ જુદાં છે, અને તેમનાં નિશાન પણ જુદાં હોવાં જોઇયે. જ્યાં અનુનાસિક એકલો આવે છે ( જેમકે **કામ , કાન** ), અથવા તે જોડાક્ષરનો છેલ્લો ભાગ હોય છે (જેમકે **સ્નાન, કૃષ્ણ** ) ત્યાં તો અનુનાસિક જ લખાય છે અને કાંઇ તકરાર પડતી નથી. પરન્તુ જ્યાં અનુનાસિક જોડાક્ષરનો પહેલો વ્યજંન હોય છે ( જેમકે **અઙ્ગ, કમ્પ** ), ત્યાં તેને અનુસ્વાર માફક ( અંગ, કંપ ), લખવામાં આવે છે અને મુશ્કેલી પેદા થાય છે. આમ થવાથી વિદ્યાર્થીઓ અશુદ્ધ ઉચ્ચાર કરે છે એ મ્હેં ઘણી વાર જોયું છે. સંસ્કૃત શબ્દ **वाचन** છે, તેમાં પ્રાકૃતની અસરથી અસલ નહિ તેવું અનુસ્વાર * દાખલ થતાં ગુજરાતીમાં **વાંચન** શબ્દ થયો છે, તેને મ્હેં છઠ્ઠા ધોરણમાં પાસ થયેલા વિદ્યાર્થીઓને **વાઞ્ચન** બોલતા વારંવાર સાંભળ્યાછે. સંસ્કૃત **उष्ट्र**માં પણ તેવું જ અનુસ્વાર દાખલ થઈ ઊંટ શબ્દ થયોછે, તેનો છોકરાઓ ઘણી વાર ઉણ્ટ ઉચ્ચાર કરેછે. તે જ રીતે **उच्च**માંથી થયેલ ઊંચું ને બદલે ઉઞ્ચું બોલે છે. **સૂંઠ** ને બદલે **સુણ્ઠ** પણ બોલવામાં આવેછે. આવી ઘણી ભૂલો વારંવાર જોવામાં આવેછે. અનુનાસિક અને અનુસ્વાર એક જ રીતે લખવાથી એવી ભૂલો થાયછે એ નિઃશંક છે. **કાંતી** ( **લોઢું** ) અને **કાંતિ** ( કાન્તિ ) આ બેનું ઉચ્ચારણ જુદું છે, એટલે તે બન્ને માટે અનુસ્વાર લખવાથી વાંચનારને ગૂંચવણ પડ્યા વિના રહેતી નથી. ખેતરમાથી ઘાસ **નીંદવું** અને કોઇ માણસને **નિંદવો** (**નિન્દવો**), એ બેમાં પણ ઉચ્ચારણ જુદાં છે. એ વાત ખરી છે, કે સંસ્કૃતમાં અનુનાસિકને ઠેકાણે અનુસ્વાર લખવાનો વહિવટ છે. પરન્તુ એ ભાષામાં અનુસ્વારનો ઉચ્ચાર **संयोग, संहार, संस्कार** જેવા શબ્દોમાં જ થાયછે અને ત્યાં અનુનાસિક બોલાઈ જવાનો સંભવ નથી. જ્યાં વર્ગીય વ્યંજનો આવેછે ત્યાં તેમની પૂર્વે અનુસ્વાર લખો કે અનુનાસિક લખો પણ ઉચ્ચાર બધે અનુનાસિકનો જ કરવાનો હોયછે. આ કારણથી સંસ્કૃતમાં ગુજરાતી જેવી ગૂંચવણ પડતી નથી. સંસ્કૃતમાં **सिंच्** લખો કે **सिञ्च्** લખો પણ ઉચ્ચારણ એક સરખું હોવાથી કોઈ બોલવામાં ભૂલ કરતું નથી. ગુજરાતીમાં **સિઞ્ચવું** અને **સીંચવું** એ બે જુદાં ઉચ્ચારણો છે. અને તેમને એક રીતે લખીશું તો વાંચનારને ગૂંચવણ પડશે. આ દૃષ્ટાન્ત પ્રાકૃતમાંથી આવેલો ગુજરાતીના સમ્બન્ધનો એક નિયમ સૂચવેછે. તે એ છે, કે જે સંસ્કૃત શબ્દોના અનુનાસિકનો ઉચ્ચાર મોળો પડી ગુજરાતીમાં આવતા અનુસ્વાર જેવો થઈ જાયછે, તે શબ્દોમાં તેમ થતાં **જોડાક્ષર મટી જવાથી** આગલા અક્ષરની માત્રાઓ હતી તેટલી રહેવા સારૂ તેનો સ્વર દીર્ઘ થાયછે. નીચેનાં દૃષ્ટાન્તોથી આ વાતની ખાત્રી થશેઃ—

---

* પ્રાકૃતની અસરથી આવી રીતે ઘણી વખત અનુસ્વાર દાખલ થાયછે; જેમ કે—

સં. **दर्शन,** પ્રા. **दंसण;**
સં. **स्पर्श,** પ્રા. **फं ा,** ગુ. ફાંસો.
સં. **अश्रु,** પ્રા. **अं ,** ગુ. આંસુ;
સં. **वक्रः,** પ્રા. **वंको,** ગુ. વાંકો;
સં. **पुच्छ,** પ્રા. **पुंछ,** ગુ. પૂંછ ( ડું );
સં. **गुच्छ,** પ્રા. **गुंछ,** ગુ. ગૂંછ ( ળું ); વગેરે.

| | | | |
|---|---|---|---|
| સં. | जङ्घा | ગુજરાતી | જાંઘ |
| સં. | अङ्ग | ,, | અઙ્ગ અને આંગ |
| ,, | अङ्क | ,, | અઙ્ક અને આંક |
| ,, | पञ्च | ,, | પઞ્ચ અને પાંચ |
| ,, | कण्ठ | ,, | કણ્ઠ અને કાંઠ (લો) |
| ,, | कण्टक | ,, | કાંટો |
| ,, | दन्त | ,, | દાંત |
| ,, | मन्द | ,, | મન્દ, મન્દો, અને માંદો |
| ,, | बन्धन | ,, | બન્ધન અને બાંધણુ |
| ,, | सन्ध्या | ,, | સન્ધ્યા ( કાળ ) અને સાંઝ |
| ,, | कम्प् | ,, | કમ્પવું અને કાંપવું |
| ,, | चन्द्र | ,, | ચન્દ્ર, ચાંદ, ચાંદો, ચાંદું. |
| ,, | जङ्गल | ,, | જઙ્ગલ, જઙ્ગલી, જાંગલો. |

આ પ્રમાણે જ્યાં અનુનાસિક ઉચ્ચારણ કાયમ રહેછે ત્યાં પૂર્વ સ્વર હ્રસ્વ રહેછે; જ્યાં અનુનાસિકનું ઉચ્ચારણ બદલાઈને અનુસ્વાર જેવું થાયછે ત્યાં જોડાક્ષર મટવાથી પૂર્વ સ્વર દીર્ઘ થાયછે. ગુજરાતીમાં **અઙ્ગ** અને **આંગ, અઙ્ક** અને **આંક, બન્ધન** અને **બાંધણુ, સન્ધ્યા** અને **સાંઝ, ચન્દ્ર** અને **ચાંદ,** એ વગેરેમાં એવડાં ઉચ્ચારણ છે, તો તેમને લખવાનો વહિવટ પણ જુદો હોવો જોઇયે. પૂર્વ સ્વર દીર્ઘ થાય ત્યાં અનુસ્વાર લખવું બરાબર છે; પરન્તુ જ્યાં પૂર્વ સ્વર દીર્ઘ ન થયો હોય ત્યાં પણ અનુસ્વાર લખવું એ વાજબી નથી. વળી જ્યાં એક જ અનુનાસિક બેવડાયો હોયછે ત્યાં હાલને વહિવટે પહેલાને અનુસ્વાર જેવો લખવાથી હસવા જેવું રૂપ થાય છે, જેમકે **હુન્નર** ને બદલે **હુંનર, કિન્નર**ને બદલે **કિંનર, કિમ્મત**ને બદલે **કિંમત, અન્ન**ને બદલે **અંન,** ઇત્યાદિ. સંસ્કૃતમાં મરજી માફક અનુસ્વાર કે અનુનાસિક લખવા છતાં ઉપર કહ્યું તેમ વર્ગીય વ્યંજનો પહેલાં ઉચ્ચારણ અનુનાસિકનું જ થાયછે. ગુજરાતીમાં એક જ મૂળના શબ્દોમાં બે પ્રકારનું ઉચ્ચારણ છે. એટલે સંસ્કૃતથી ગુજરાતીનો વહિવટ ઉલટો છે, અને એકને બીજાનો દાખલો લાગુ પડતો નથી. સંસ્કૃત બે નિશાનો ( અનુસ્વાર અને અનુનાસિક ) નું ઘણે ઠેકાણે એક જ ઉચ્ચારણ કરેછે; ગુજરાતીનો હાલનો વહિવટ એક નિશાન (અનુસ્વાર ) નાં બે ઉચ્ચારણ કરવા માગેછે. બે જુદાં ઉચ્ચારણ એક જ રીતે લખવાથી સ્હેલાઈ આવશે એમ કોઈ ધારતું હોય તો તે ભુલ છે, તેથી સ્હેલું થવાના બદલામાં વાંચનારની મુશ્કેલી વધી ઇંગ્રેજી put અને but, to અને so, good અને door, વગેરેની માફક અઘરું થવાનો વધારે સમ્ભવ છે. ગુજરાતીમાં હાલ તેવું બને છે તેની ઉપર બતાવેલી ભૂલોથી ખાત્રી થાયછે. વળી ङ् અને ञ् ગુજરાતી ભાષામાં નથી એમ કોઈ ધારતું હોય તો તે પણ ભૂલ છે. તેમનાં ઉચ્ચારણ હજી કાયમ છે, અને **સંગ, જંગલ,** ઇત્યાદિમાં અનુસ્વાર લખવા છતાં ङ् નો જ ઉચ્ચાર કરીએ છીએ. એ વાત ખરી છે કે ङ् અને ञ् ગુજરાતીમાં લખાતા નથી, અને જોડાક્ષરના પ્રથમ વ્યંજન તરીકે બીજા અનુનાસિકો લખવાનો પણ બહુ પરિચય નથી. તેથી તે બધા

લખવાનો વહિવટ પાછો દાખલ કરવાથી સર્વમાન્ય થશે કે કેમ તે વિષે શંકા લેવા જેવું છે. નર્મદાશંકરે અઙ્ક વગેરે લખવાનો પ્રયત્ન કર્યો તેનું બહુ અનુકરણ થયું નથી. પાંચે અનુનાસિકો લખવા છાપવાની મહેનત પણ ધ્યાનમાં લેવા જેવી છે. આ બધાં કારણોથી હું એવી દરખાસ્ત કરૂંછું, કે જ્યાં અનુસ્વાર જેવું ઉચ્ચારણ થતું હોય ત્યાં હાલ પ્રમાણે અનુસ્વારનું ટપકું કાયમ રાખવું; **જ્યાં અનુનાસિક જેવું ઉચ્ચારણ થતું હોય (પછી ગમે તે અનુનાસિક હોય) ત્યાં અનુસ્વારની જગાએ અક્ષર ઉપર ૦ આવું વર્તુલાકાર મીંડું કરવું** (જેમકે, **અંક**, અને **આંક**, **જંગલ** અને **જાંગલો**. વગેરે). આથી લખવા છાપવાની મુશ્કેલી બહુ નહિ વધે, અને અનુસ્વાર તથા અનુનાસિકનાં જુદાં ઉચ્ચારણ માટે જુદાં નિશાન થશે. સંસ્કૃતમાં બધા વર્ગીય વ્યંજનો પહેલાં અનુસ્વાર લખવા છતાં પછી આવતા વ્યંજનને આધારે પાંચે અનુનાસિકના જુદા ઉચ્ચાર થઈ શકેછે, તેમ ગુજરાતીમાં એક જ વર્તુલાકાર મીંડાથી બધા અનુનાસિકોનુ ઉચ્ચારણ થઈ શકશે. હાલ માત્ર અનુનાસિક અને અનુસ્વારનું ઉચ્ચારણ જુદી રીતે દર્શાવવું એટલું જ કરવાનુંછે; પાંચે અનુનાસિકો એક બીજાથી જુદા પાડવાની તેટલી અગત્ય નથી. **અન્ન**, **હુન્નર** જેવા શબ્દોમાં એકજ અનુનાસિક બેવડાયછે ત્યાં મીંડાનો ઉપયોગ ન કરતાં હજી જોડાક્ષર લખાશે; અને અવર્ગીય વ્યંજનો પહેલાં તથા શબ્દને છેડે હાલ માફક અનુસ્વાર લખાશે. (**અંશ**, **રાતું**, ઇત્યાદિ). વળી **જન્મ**, **પ્રદ્યુમ્ન** જેવા શબ્દોમાં જુદાજુદા વર્ગના અનુનાસિકોનો જોડાક્ષર બનેછે ત્યાં પણ જોડાક્ષર જ લખાશે. શરૂઆતમાં અહિં સૂચવેલું મીંડું નવું લાગશે, પણ પ્રચાર વધતાં નવાઈ નહિ રહે, અને લેખન તથા વાંચનની શુદ્ધિ વધશે. લખવાની મહેનત અને મુશ્કેલીઓ ઘણી ન વધારવી એમ કેટલાકનું કહેવું છે તે ગેરવાજબી નથી. છતાં એટલું યાદ રાખવું જોઇયે, કે બજારના વ્યાપારીઓ જ્યારે **હગમરટપર**, **પુજરવા**, **સાવતાઓ**, વગેરે લખતા હતા ત્યારે લખવાની સઘળી મુશ્કેલીઓ નાશી ગઈ હતી. તે વહીવટ દૂર કરી **બોલવા પ્રમાણે લખવાનો** વહિવટ દાખલ કર્યો ત્યારે લખવાની મહેનત અને મુશ્કેલીઓ વધી, પણ વાંચનની મુશ્કેલી ઘટી, અને લેખન પહેલાં કરતાં વધારે ચોકસ અને શુદ્ધ થવા લાગ્યું. હજી હ્રસ્વ દીર્ઘ સમ્બન્ધી મુશ્કેલીઓ પડેછે, છતાં દુકાનના વાણિયાની માફક તે એક સરખી રીતે લખવાનું આપણે સ્વપ્નમાં પણ ધારતા નથી. કોઈ કોઈ મુમ્બઈ તથા કરાંચીના ન્યુસપેપર વાળા તથા બીજા લખનાર **ત્યાં** ને બદલે **તયાં**, **પત્ર** ને બદલે **પતર**, **આવ્યો** ને બદલે **આવયો**, **જણાવ્યું** ને બદલે **જણાવયું**, **નિષ્ફળ**ને બદલે **નિષફળ**, **ભાગ્યે** ને બદલે **ભાગયે**, **સ્કૂલ** ને બદલે **સકૂલ**, વગેરે લખેછે તેપણ સ્હેલું છતાં કબૂલ કરવાનો આપણે વિચાર કરતા નથી. ઊલટી જરૂર પડેછે ત્યાં **ગુરુત્વાકર્ષણ**, **ઊર્ધ્વપુંડ્ર**, **કષ્ટનષ્ટાષ્ટક** જેવી અઘરી જોડણી દાખલ કરીએ છીએ. એટલે લેખન બને તેટલું સ્હેલું કરવાનું ધ્યાનમાં રાખવા છતાં સ્હેલાઈના વિચારને હદમાં રાખવો પડેછે. લેખન સ્હેલું કરતાં વાંચન અશુદ્ધ અને અઘરું ન થાય એ ધ્યાનમાં રાખવાનું છે, હાલના લેખનમાં જે થોડી ખામીઓ દેખાયછે તે દૂર કરવાની અત્રે સૂચના કરીછે, અને તેમ થવાથી **બોલવું તેમ લખવું** એ નિયમનો વધારે સારો અમલ થશે. અનુનાસિકના ઉચ્ચારણ માટે અત્રે સૂચવેલું વર્તુલ મુશ્કેલ નથી અને બહુ ગૂંચવણ વધારતું નથી, તેથી તે કબૂલ થશે એમ ભરોંસો રહેછે.

અત્રે જણાવવું જોઇયે કે સંસ્કૃત અને પ્રાકૃતમાં અમુક પ્રસંગે અનુસ્વાર અને અનુનાસિક જુદી રીતે દર્શાવવાનો વહિવટ હતો. પ્રાકૃતના નાન્યતર બહુવચન માટે હેમચન્દ્રનું સૂત્ર છે કે,

**जश् शस् इँइं ण यः सप्राग्दीर्घाः ॥**

**क्लीबे वर्तमानान्नाम्नः परयोः जश् शसोः स्थाने सानुनासिक सानुस्वारौ इकारौ णिश्च आदेशाः भवन्ति, एषु सत्सुपूर्वस्वरस्य दीर्घत्वं विधीयते इत्यर्थः** [= નાન્યતર જાતિના નામ પછી પ્રથમા તથા દ્વિતીયાના બહુવચનના ( સં. **नि** ) પ્રત્યયને સ્થાને **અનુનાસિકવાળી इ** ( =**इँ** ), **અનુસ્વાર વાળી इ** ( =**इं** ), કે **णि** આદેશ થાયછે, અને તેની પૂર્વેનો સ્વર દીર્ઘ થાયછે. ] અનુનાસિકવાળી **इ** ( =**इँ** ) ના દૃષ્ટાન્ત તરીકે **जाइँ वयणाइँ** ( = સં. **यानि वचनानि** ), અને અનુસ્વાર વાળી **इ** ( = **इं** )-ના દૃષ્ટાન્ત તરીકે **दहीइं** ( = સં. **दधीनि**, ), **महूइं** ( = સં. **मधूनि**, ), **पंकयाइं** ( = સં. **पंकजानि** ), વગેરે શબ્દો આપ્યાછે. આ પ્રમાણે પ્રાકૃતમાં **इँ** અને **इं** નાં, એટલે અમુક હદમાં અનુનાસિક અને અનુસ્વારનાં જુદાં ઉચ્ચારણ દર્શાવવા માટે જુદાં નિશાન વપરાતાં જણાયછે. તુલસીદાસ જયરામ રઘુનાથે પ્રસિદ્ધ કરેલા તુલસીકૃત રામાયણની હિન્દી ભાષામાં પણ એવો ભેદ કરેલો જણાયછે, જેમકે—

**भै विभावरी भूरी अँधेरी,**
**विद्यामें विश्वास अघाता,** ઇત્યાદિ.

આ રીતે પ્રાકૃત તથા હિન્દીમાં અનુસ્વાર અને અનુનાસિક લખવામાં ભેદ રાખેલો છે, તેવો ભેદ ગુજરાતીમાં દાખલ કરવો કે વિસ્તારવો ગેરવાજબી નથી. ઉપર મ્હેં **એ**, **ઍ**, વગેરે વચ્ચે ભેદ રાખવા સૂચના કરીછે, અને તેમના ઉપર **અનુસ્વાર** આવશે ત્યારે **એં**, **ઍં** ( જેમકે ગૅંડો ), વગેરે રૂપો થશે. માટે ગુજરાતીમાં પ્રાકૃતની માફક **અનુનાસિક** દર્શાવવાનો અક્ષર ઉપર ँ નિશાન લખવું ઠીક પડશે નહિ. તે માટે ઉપર સૂચવેલું ० ( વર્તુલાકાર મીંડું ) જ વધારે અનુકૂળ આવશે. તે અનુસ્વારના ટપકાને કાંઇક મળતું છે, અને લખવામાં મુશ્કેલ પડે તેવું નથી.

શબ્દકોશકમિટીના ગૃહસ્થો ઉપરની સૂચનાઓનો વિચાર કરી પસન્દ પડે તો કોશમાં તે મુજબ લખવા હુકમ આપશે એમ મ્હારી વિનતિ છે. કન્સલ્ટિંગ કમિટીના ગૃહસ્થોનો અભિપ્રાય લેવા વિચાર થાય તો તેમ કરવાની મ્હારે હરકત નથી. માટે તેમ કરવા ઠરાવ થાય તો આ પત્ર છાપી શબ્દ સંગ્રહ સાથે કન્સલ્ટિંગ કમિટીના મેમ્બરોને મોકલવા કૃપા થવી.

ટ્રેનિંગ કોલેજ
**અમદાવાદ**
તા. ૧૩–૧૨–૯૭

લી. સેવક.
**(સહી) માધવલાલ હરિલાલ દેસાઇ.**

**परिशिष्ट. ( च१ )** ( પૃષ્ઠ ૧૩ ટીપ* જુવો. )

## બેવડા મહાપ્રાણી વ્યંજનો.

સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓનો નિયમ એવો છે, કે જ્યારે મહાપ્રાણી વ્યંજનને બેવડાવવાનો પ્રસંગ આવે ત્યારે તેથી થતા જોડાક્ષરના પહેલા ભાગ તરીકે તેની પૂર્વનો અલ્પપ્રાણી વ્યંજન મૂકવો. હેમચન્દ્રનું સૂત્ર નીચે મુજબ છેઃ—

**द्वितीय तुर्ययोरुपरिपूर्वः ॥**

**द्वितीय तुर्ययोः द्वित्व प्रसंगे उपरि पूर्वौ भवतः । द्वितीयस्योपरिप्रथमः चतुर्थस्योपरि तृतीय इत्यर्थः ॥** એટલે, વર્ગના બીજા અને ચોથા ( અર્થાત્ મહાપ્રાણી ) વ્યંજનને બેવડાવવાનો પ્રસંગ આવે ત્યારે જોડાક્ષરના પહેલા ભાગ તરીકે અનુક્રમે વર્ગનો પહેલો અને ત્રીજો વ્યંજન મૂકવો.

આ નિયમનું કારણ ઉઘાડું છે. **ख्ख, घ्घ, छ्छ, झ्झ, ठ्ठ, ढ्ढ, थ्थ, ध्ध, फ्फ, भ्भ** બોલવાનો પ્રયત્ન કરીએ છીએ, ત્યારે તે ન બોલાતાં તેમની જગાએ **क्ख, ग्घ, च्छ, ज्झ, ट्ठ, ड्ढ, त्थ, द्ध, प्फ, ब्भ** બોલાયછે. મહાપ્રાણીને બેવડો બોલવા જેટલો શ્વાસ કહાડવાનું પ્રયત્ન થઈ શકતું નથી, તેથી પહેલા ભાગમાં અલ્પપ્રાણી અને બીજામાં મહાપ્રાણીનો ઉચ્ચાર નીકળેછે. સૂક્ષ્મપણે ધ્યાન આપીને બોલનારને આ વાત સ્પષ્ટ સમજાશે.

આ કારણથી સંસ્કૃત કોશ તપાસતાં તે ભાષામાં **ख्ख, घ्घ, छ्छ, झ्झ, ठ्ठ, ढ्ढ, थ्थ, ध्ध, फ्फ, भ्भ,** વાળો એક પણ શબ્દ મળી શકતો નથી. ઉલટું, **छाया, छेद, छादन, छन्दन, छाद, छद, छर्दन, छर्दिका, छादक, छन्द, छन्दक, छर्दक, छेदन** જેવા શબ્દોની પહેલાં **अप, अव, आ, उप, परि, प्र, प्रति, वि, व्यव, स्व,** ઇત્યાદિ આવવાથી **छ** બેવડાઈને તેનું **च्छ** રૂપ થાયછે, અને તેમ થતાં **अपच्छाय, अवच्छेद, आच्छाद, आच्छादन, उपच्छन्दन, परिच्छद, परिच्छेद, प्रच्छद, प्रच्छर्दन, प्रच्छर्दिका, प्रच्छादक, प्रच्छादन, प्रच्छाय, प्रतिच्छन्द, प्रतिच्छाया, विच्छन्द, विच्छन्दक, विच्छर्दक, विच्छाय, विच्छेद, विच्छेदन, व्यवच्छेद, स्वच्छन्द,** ઇત્યાદિ શબ્દો બનેછે. તે જ મુજબ **अच्छ, स्वच्छ, इच्छा, गच्छ, उच्छ, कच्छ, कच्छप, कच्छू, कृच्छ्र, गुच्छ, छुच्छुन्दर, तुच्छ, यच्छ, पिच्छ, पुच्छ, पृच्छ, म्लेच्छ** ઇત્યાદિ અનેક શબ્દોમાં **च्छ** માલૂમ પડેછે.

એ જ રીતે **थ** બેવડાયછે ત્યારે **त्थ** અને **ध** બેવડાય છે ત્યારે **द्ध** જોવામાં આવે છે. જેમ કેઃ—

**कपित्थ ( कपि+त्थ ), कुलत्थ ( कुल+त्थ ), अश्वत्थ, अश्वत्थामन्, आकत्थन, इत्थम्, कत्थन, तुत्थ, वृद्धि, ऋद्धि, पद्धति, बद्ध, बुद्धि, बौद्ध, शुद्ध, विरुद्ध, विद्ध, शुद्ध, श्राद्ध, सिद्ध,** ઇત્યાદિ.

**क्ख, ग्घ, ज्झ, ट्ठ, ड्ढ, प्फ, ब्भ,** વાળા શબ્દો સંસ્કૃતમાં બહુ જૂજ છે. જેવા કેઃ—

**कक्ख्, गग्घ्, स्रुग्घ्नी, उज्झित, प्रोज्झन, विठ्ठल, फुप्फुस,** ઇત્યાદિ.

પ્રાકૃતમાં આ પ્રકારનાં દૃષ્ટાન્ત એટલાં બધાં છે, કે તે આપી અત્રે લમ્બાણ કર-વાનું પ્રયોજન નથી. એટલું જ કહીશું તો બસ થશે, કે તેમાં એવડા **ख, घ, छ, झ, ठ, ढ, थ, ध, फ, भ** વાળા શબ્દો છે જ નહિ. એ અક્ષરો એવડાયછે ત્યારે ઉપર કહ્યું તેમ પ્રથમ ભાગ તેમને મળતો અલ્પપ્રાણી થઈ જાયછે.

સંસ્કૃત અને પ્રાકૃતમાં જે નિયમ છે તે ગુજરાતીને પણ લાગુ પડેછે. તેમાં એ એવડો મહાપ્રાણી બોલી શકાતો નથી, અને તેવે પ્રસંગે જોડાક્ષરના પહેલા ભાગ તરીકે અલ્પપ્રાણી બોલાયછે. નીચેનાં દૃષ્ટાન્તો નર્મકોશમાંથી લીધાંછેઃ—

(૧) ચ્છ વાળા શબ્દો—

પદચ્છેદ ( પદ+છેદ ), પચ્છમ ( પ્રા.: **पच्छिम**, સં, **पश्चिम** ), અચ્છું, અચ્છેર ( અ-ધ+શેર=અર્ધ+શેર ), અવિચ્છિન્ન, અવચ્છેદ, આચ્છાદન, ઇચ્છા, ઉચ્છિષ્ટ, ઉચ્છેદ, ઉચ્છાહ, ( પ્રા. **उच्छाह**, સં. **उत्साह**, ), ઓચ્છવ, કચ્છ, કચ્છી, કચ્છો, ગચ્છ, ગચ્છી, ગુચ્છો, તુચ્છ, પાચ્છા, ( =પાદશાહ ), પિચ્છ, મચ્છ ( પ્રા. **मच्छ** સં. **मत्स्य** ), મચ્છી, મચ્છર, ( પ્રા. **मच्छर**, સં. **मत्सर** ), મૂર્ચ્છા, મ્લેચ્છ, વચ્છ,( પ્રા. **वच्छ** સં. **वत्स** ), શ્વાસોચ્છ્વાસ, સંવચ્છર, ( પ્રા. **संवच्छर**, સં, **संवत्सर** ), સ્વચ્છ, સ્વચ્છન્દી, હિતેચ્છુ, ઇત્યાદિ.

(૨) દ્ધ વાળા શબ્દો—

બુદ્ધ, બુદ્ધિ, ઉદ્ધત, ઉદ્ધત, ઉદ્ધાર, શુદ્ધ, પદ્ધતિ, શ્રદ્ધા, ગદ્ધો, ( પ્રા. **गद्दहो**, સં. **गर्दभः** ) વૃદ્ધિ, યુદ્ધ, યોદ્ધો, રિદ્ધિ, ( પ્રા. **रिद्धी-रिद्धि**, સં. **ऋद्धि** ), વિરુદ્ધ, વૃદ્ધ, ઇત્યાદિ.

આખા નર્મકોશમાં છ્છ વાળો એક પણ શબ્દ નથી; તેવા સઘળા શબ્દોમાં ચ્છ જોવામાં આવેછે. એવડા ધ વાળા ઘણા ખરા શબ્દોમાં પણ દ્ધ જ માલૂમ પડેછે. છતાં કોઇ કોઇ જગાએ ધ્ધ છાપ્યોછે, તે પૈકી કેટલેક ઠેકાણે ( જેમકે-બદ્ધ અને અબધ્ધ, પ્રસિદ્ધ અને સિધ્ધ, બુદ્ધિ અને કબુધ્ધીમાં ) ઉઘાડી સરતચૂક જણાયછે. સિદ્ધ, સિદ્ધિ, અષ્ટમાસિદ્ધિ, અબદ્ધ જેવા તત્સમ શબ્દોમાં દ્ધ ન લખતાં ધ્ધ લખ્યો છે તે પણ ઉઘાડી ભૂલ છે. બાકીના જે થોડા શબ્દો (અધ્ધર, ઉધ્ધડ, ઓધ્ધો, જોધ્ધો, સુધ્ધાં, સધ્ધર) માં ધ્ધ લખ્યો છે, તેમાં પણ ઉચ્ચાર દ્ધ નો થાય છે, માટે તેમાં ધ્ધ નહિ, પણ દ્ધ લખવો જોઇયે.

એવડા થની બાબતમાં નર્મકોશે એક નિયમ રાખ્યો દેખાતો નથી. સં. **प्रस्तर** નું પ્રાકૃતમાં **पत्थर** થઇ ગુજરાતીમાં **પત્થર** બોલાયછે. નર્મદાશંકર **પથ્થર** અને **પત્થર** બન્ને લખેછે ( પૃ૪ ૩૭૬, ૩૭૭ ). વળી તેઓ જ્યારે એક તરફ **અવહિત્થ, અથ્થવ**, ઉ-

ત્થાન, ઉત્થાપન આપેછે, ત્યારે બીજી તરફ જથ્થો, ભથ્થું, અને **હાથ્થી** ( = **હાથી** ) લખે-છે. **હાથ્થી** ભાગ્યે જ બોલાયછે; વિશેષ ભાર મૂકવાથી જ્યાં બોલાતો હોય ત્યાં **હાત્થી** રૂપ થવું જોઇયે. સંસ્કૃત **हस्तिन्** ના **स्त** નો પ્રાકૃતમાં **थ** થઈને બેવડાવાથી **त्थ** બની **हत्थी** શબ્દ ઉત્પન્ન થાયછે, અને તેમાંથી ગુ. **હાથી** કે **હાત્થી** શબ્દ નીકળેછે. ઉ-ચ્ચાર જોતાં જથ્થો અને ભથ્થું ને બદલે પણ જત્થો અને ભત્થું લખવું વધારે વાજબી છે. એ સિવાય ઘણું કરીને ગુજરાતીમાં ત્થ કે થ્થ વાળા બીજા શબ્દો નથી.

ગ્ધ કે દ્ધ વાળા શબ્દો ગુજરાતીમાં દેખાતા નથી. બાકીના મહા પ્રાણીઓના સ-મ્બન્ધમાં નર્મદાશંકર ખ્ખ, ઝ્ઝ, ઠ્ઠ, ઢ્ઢ, ફ્ફ, અને ભ્ભ લખેછે. પરન્તુ **સૂક્ષ્મ** રીતે ઉચ્ચાર તપાસતાં, અને સંસ્કૃત પ્રાકૃત નિયમોનો તથા તે નિયમોના કારણનો વિચાર કરતાં એમ લાગેછે, કે તે સ્થળે, ક્ખ, જ્ઝ, ટ્ઠ, ડ્ઢ, પ્ફ, અને બ્ભ લખવા જોઇયે; એટલે,

| | | |
|---|---|---|
| આખ્ખેર | નહિ | પણ અક્ખેર અથવા અખ્યર ( પ્રા. **अक्खर**, સં. **अक्षर** ); |
| દખ્ખણ | ,, | ,, દક્ખણ ( પ્રા. **दक्खिण**, સં. **दक्षिण** ), |
| મખ્ખીચૂસ | ,, | ,, મક્ખીચૂસ ( પ્રા. **मक्खिआ**, સં **मक्षिका** ), |
| જખ્ખડ | ,, | ,, જક્ખડ ( પ્રા. **जक्ख**, સં. **यक्ष** ), |
| લખ્ખણ | ,, | ,, લક્ખણ અથવા લખ્યણ ( પ્રા. **लक्खण** સં. **लक्षण** ) * |
| ખખ્ખ | ,, | ,, ખક્ખ, |
| ચિખ્ખલ | ,, | ,, ચિક્ખલ ( સં. **चिक्खल्ल** ), |
| ચોખ્ખું | ,, | ,, ચોક્ખું, |
| ચોખ્ખાઈ | ,, | ,, ચોક્ખાઈ, |
| ઉઝ્ઝત | ,, | ,, ઉજ્ઝત ( સં. **उज्झ्** ધાતુ ), |
| અઠ્ઠો | ,, | ,, અટ્ઠો ( ગંજીપાનો ) |
| અઠ્ઠાવીસ | ,, | ,, અટ્ઠાવીસ, |
| અઠ્ઠાવન | ,, | ,, અટ્ઠાવન, |
| અઠ્ઠાણું | ,, | ,, અટ્ઠાણું, |
| અઠ્ઠાસિયાં | ,, | ,, અટ્ઠાસિયાં, |
| અઠ્ઠ્યાશી | ,, | ,, અટ્ઠ્યાશી, |

(અઠ્ઠો … અઠ્ઠ્યાશી: ( પ્રા. **अट्ठ**, સં. **अष्ट** ),)

| | | |
|---|---|---|
| વિઠ્ઠલ | ,, | ,, વિટ્ઠલ ( સં. **विट्ठल** ), |
| કઠ્ઠણ | ,, | ,, કટ્ઠણ ( = કઠણ ), |
| ગઠ્ઠો | ,, | ,, ગટ્ઠો ( પ્રા. **गुट्ठो**, સં. **गुत्सः** ), |

---

* હિન્દીમાં **लच्छन** શબ્દ છે, એટલે તેમાં **क्ष** નો **छ** થઈ બેવડાતાં **च्छ** બનેછે તે જ મુજબ ગુજરાતીમાં **क्ष** નો **ख** થઈ બેવડાતાં **क्ख** થવો જોઇયે.

| | | | |
|---|---|---|---|
| છઠ્ઠો | નહિ | પણ | છટ્ઠો (પ્રા. **छट्ठो षष्ठः**), |
| જુઠ્ઠું | ,, | ,, | જુટ્ઠું અથવા જૂઠું (પ્રા. **जुट्ठं**, સં. **जुष्टं ?+**), |
| પઠ્ઠો | ,, | ,, | પટ્ઠો (**पुट्ठो**, સં. **पुष्टः**), |
| મિઠ્ઠો | ,, | ,, | મિટ્ઠો અથવા મીઠો (પ્રા. **मिट्ठो**, સં. **मिष्टः**), |
| મુઠ્ઠો | ,, | ,, | મુટ્ઠો અથવા મુઠો. } (પ્રા. **मुट्ठो**, સં. **मुष्टिः**), |
| મુઠ્ઠી | ,, | ,, | મુટ્ઠી અથવા મુઠી, } |
| લઠ્ઠ | ,, | ,, | લટ્ઠ, } (પ્રા. **लट्ठी**, સં. **यष्टिः**), |
| લઠ્ઠી | ,, | ,, | લટ્ઠી, } |
| ચિઠ્ઠી | ,, | ,, | ચિટ્ઠી, |
| ઠઠ્ઠો | ,, | ,, | ઠટ્ઠો, |
| પઠ્ઠણ | ,, | ,, | પટ્ઠણ * (=પરઠણ), |
| બુઠ્ઠો | ,, | ,, | બુટ્ઠો, |
| ભઠ્ઠી | ,, | ,, | ભટ્ઠી, |
| બુઢ્ઢો | ,, | ,, | બુડ્ઢો, (પ્રા. **बुड्ढो**, સં. **वृद्धः**), |
| ડફ્ફુસ | ,, | ,, | ડપ્ફુસ, |
| ડફ્ફલ | ,, | ,, | ડપ્ફલ, |
| નિભ્ભર | ,, | ,, | નિબ્ભર (પ્રા. **निब्भर**, સં. **निर्भर**), |
| સભ્ભર | ,, | ,, | સબ્ભર (સં. **स+भर**), |
| જભ્ભો | ,, | ,, | જબ્ભો, |
| મોભ્ભો | ,, | ,, | મોબ્ભો. |

---

\+ સંસ્કૃત **जुष्ट** નો અર્થ ઉચ્છિષ્ટ, ખાધામાંથી વધેલું, એવો થાય છે, અને તે અર્થમાં ગુજરાતીમાં જૂઠું શબ્દ વપરાયછે.

* **પરઠણ** ચાર અક્ષરનો શબ્દ છે, તેથી બીજા અક્ષર ર માં નો **અ** બોલાતો નથી અને **પર્ઠણ** જેવો ઉચ્ચાર થાયછે. પછી પ્રાકૃત નિયમનો અમલ થઇ ર નો લોપ થતાં ઠ બેવડાયછે એટલે તેનો ટ્ઠ બનેછે, અને **પટ્ઠણ** રૂપ થાયછે. **ચોરટો** નો **ચોટ્ટો, કરડી ખાવું** નું **કડ્ડીખાવું, કરડો** નો **કડ્ડો, કડલું** નું **કલ્લું, કાતરડી** ની **કાતડ્ડી, કાતરણી** ની **કાતણ્ણી**, વગેરે નર્મદાશંકરે આપેલા શબ્દો એજ રીતે બનેછે. શબ્દના કયા કયા અક્ષરોનો **અ** બોલાતો નથી તે બાબત માહે ફેબ્રુઆરી સને ૧૮૯૮ નું ગુજરાત શાળાપત્ર જોવું.

એવડા **ખ**, **ઝ**, **ઠ**, **ઢ**, **ફ**, **ભ** વાળા ઘણાખરા શબ્દો આ ટીપમાં આવી જાયછે. એ જોતાં ગુજરાતીમાં એવડા **ઝ**, **ઢ**, **ફ**, **ભ** વાળા શબ્દો ભાગ્યે જ બે બે ચાર ચાર જણાયછે; એવડા **ખ** વાળા આઠ દસ, અને એવડા **ઠ** વાળા આશરે બે ડઝન માલૂમ પડેછે. આટલા થોડા શબ્દો માટે લખવામાં નિયમભંગ કરવો અને ઉચ્ચારની વિરુદ્ધ જવું એ ઠીક લાગતું નથી. વળી ઉચ્ચારને વ્યુત્પત્તિનો આધાર મળેછે, એટલેકખ, જ્ઝ, ટ્ઠ, વગેરે લખવાનું કારણ મજબુત થાયછે.

ઉપરના કારણોથી મ્હારો અભિપ્રાય એવો છે, કે ગુજરાતીમાં ખ્ખ, ઘ્ઘ, છ્છ, ઝ્ઝ, ઠ્ઠ, થ્થ, ધ્ધ, ફ્ફ, ભ્ભ (એટલે એવડા મહાપ્રાણી) ન લખતાં તે સ્થળે અનુક્રમે ક્ખ, ગ્ઘ, ચ્છ, જ્ઝ, ટ્ઠ, ડ્ઢ, ત્થ, દ્ધ, પ્ફ, બ્ભ લખવા. આ પૈકી ઘણા શબ્દો એવડા છ અને ધ વાળા છે, અને ત્યાં ચ્છ અને દ્ધ લખવાનો વહિવટ છે જ. એટલે બાકી રહેલા થોડા શબ્દોમાં એ જ વહિવટ ચલાવી વ્યુત્પત્તિ અને ઉચ્ચારને માન આપવું (બોલવું તેમ લખવું) એ વધારે યોગ્ય છે.

ટ્રેનિંગ કૉલેજ
**અમદાવાદ**
તા. ૧૭-૫-૯૮

**માધવલાલ હરિલાલ દેસાઇ.**



## परिशिष्ट (छ)—(પૃ૪ ૧૩ ટીપ+ જુવો)

**મહેરબાન. રા. બ. લાલશંકરભાઈ**
ગુ. વર્ના. સોસાઇટીના આનરરી સેક્રેટરી.
**અમદાવાદ.**

વિ. વિ. આપના તરફથી રા. સા. માધવલાલભાઇનો લેખનપદ્ધતિમાં નવીન ચિન્હો-નો ઉમેરો કરવા બદલનું છાપેલું પત્ર મળ્યું. આ વિષે મારો નમ્ર અભિપ્રાય બતાવુંછું.

રા. સા. માધવલાલભાઇનું કહેવું એમ જણાય છે કે, જેથી વાંચનની સરળતા થાય એવું લેખન કરવું; અને તેમ થાય તો જ લેખનપદ્ધતિ સંપૂર્ણ ગણાય. ગુજરાતી લેખનપદ્ધતિ (લિપિના અર્થમાં) અપૂર્ણછે. જેટલાં જેટલાં ઉચ્ચારણો થઈ શકેછે, તેટલી તેટલી નિશાનીઓ હોવી જોઇએ. પણ ગુજરાતીમાં તેમ નથી, માટે તે અપૂર્ણ છે. કોષ કરતી વખતે તેને સંપૂર્ણ કરવા માટે ધ્યાનમાં લેવાની જરૂર છે.

ઉપરના તેમના અભિપ્રાયના ટેકામાં તેઓ બે ઉદાહરણ બતાવેછે. એક એ-ઍ તથા ઓ-ઑ ના ઉચ્ચારણ સંબંધી, તથા બીજું અનુનાસિક અને અનુસ્વારના ઉચ્ચારણ સંબંધી; અને કાંઇ નહિ તો નિદાન એ બેને માટે તો કોઇ નવીન ચિન્હોનો ઉમેરો કરવા તેઓ સૂચન કરેછે.

ગુજરાતી ભાષાની લિપિ સંપૂર્ણ થાય તથા જેવું ઉચ્ચારણ થાય તેવું જ લખાય, અથવા લખાય તેવું જ ઉચ્ચારણ થાય, એ તો સર્વથા ઇષ્ટ બાબત છે. સંસ્કૃતમાં તેવી પૂર્ણતા છે. જો કે તેમાં પણ ઉરસ્થ **ह**કાર અને કંઠ્ય **ह** કારના ઉચ્ચાર જુદા થાયછે, છતાં જુદા ચિન્હની યોજના કરવામાં આવી નથી. તોપણ ઉચ્ચારણપરત્વે તેનો પણ કાંઇક નિયમ વિદ્વાનો સમજાવી ગયાછે. ગુજરાતી ભાષામાં ઉચ્ચારણો કેટલા પ્રકારનાં છે, તથા તે બધાને માટે ચિન્હો યોજતાં પરવડે કે નહિ, તે વિચારવાનું છે. કારણ કે કદાચ રા. સા. માધવલાલભાઇ કહેછે તેમ બે ઉચ્ચારણોની મુસ્કેલી ટાળી, તોય અપૂર્ણતા તો રહેવાની જ. ઉચ્ચારણ થાય કંઇક જુદું અને લખાય કંઇક જુદું એ ઠીક તો નહિ, પણ ગુજરાતી ભાષાની ઘટના જોતાં તેમાં ફારસી, અરબી, ઇંગ્રેજી, વગેરે અનેક પરભાષાઓનાં ઉચ્ચારણો મળેલાંછે. તે બધાંને માટે જો ચિન્હો ન યોજાય તો ફક્ત બે ચિન્હો યોજવાથી કાંઇ વિશેષ લાભ નથી.

અનિયમિત વર્તમાનકાળના ત્રીજા પુરુષ એક વચનનાં તમામ રૂપમાં ઍ લખવા પડશે. અને તેની સાથે એ આવવાથી વાંચન અને લેખન બન્નેમાં ઘોટાળો થવાનો સંભવ છે. કહે-કહૅ, મેળે-મૅળૅ, બે-બૅ, દેખે-દેખૅ, ઇ૦. વળી, “ લખૅ બેદથી ને શીખૅ શેખ જેવું, કરે કૅર કો કૉયલા તૉય સૅવું.” ઇ૦ ઉપરની લીટીઓથી જોવામાં આવશે કે લખવાની

મુશ્કેલી વધેછે. અને ઉચ્ચારની સ્પષ્ટતા તો પાછી અપૂર્ણ જ રહેછે. સહેવું-સ્હેવું, સૅવું-સ્હૅવું, આ વિકલ્પનો નિર્ણય કરવામાં ઉપાધિ નડશે, કારણ કે **સહ** ઉપરથી પ્રાકૃત નિયમે થયેલા સહેવું રૂપને સ્હૅવું કરી નાખવાથી આપણે પ્રાકૃતને પણ પાછી અપભ્રષ્ટ કરી નાંખીએ છીએ.

અં ઉપરનો અનુસ્વારતો ગમે ત્યાં પણ અનુનાસિક જ બોલાયછે. જેમ અંગ્રેજ, કંપ, અંદાજ, વંચક, સંચાર, એ શબ્દોમાં અનુસ્વાર પણ શુદ્ધ અનુનાસિક બતાવેછે. ત્યાં બીજા ચિન્હની યોજના જરૂરની નથી. આ, અને તે પછીના સ્વરો ઉપર અનુસ્વાર આવે છે ત્યારે તેના ઉચ્ચાર બે પ્રકારે થાયછે. મરાઠીમાં પણ તેમ જ થાયછે. બહુધા મને સાંભરે છે કે અનુસ્વાર અને અનુનાસિકના ઉચ્ચાર વિષે દક્ષિણમાં પણ તકરાર ચાલી હતી, પણ છેવટે સર્વત્ર અનુસ્વાર જ લખવો એ વાત માન્ય રહી હતી. અનુસ્વાર અને અનુનાસિકનાં જુદાં ચિન્હો યોજવા કરતાં કોશકાર કદાચ તેવા તેવા શબ્દની પાસે કૌંસમાં ઉચ્ચારણો લખી બતાવે તો વાંધો નથી; પણ નિશાની વધારી દેઇ ચિનાઇ ભાષાની પેઠે અક્ષરો વધારી દેવા સયુક્તિક નથી. એનું કારણ એક બીજું પણ એગ મારા ધ્યાનમાં આવે છે કેઃ—

માત્ર અનુસ્વાર અને ઍકાર ઑકારનાં ચિન્હ યોજવાથી પતતું નથી. વ્યંજનના ઉચ્ચારો પણ વિભિન્ન થાય છે. ખરાબ, શેખ, અપ્સરા, વિચાર, સંચાર, ચાર, આચાર, ફરેલ, ફેલ, ફેરફાર, ફળ ફૂલ, અંદાજ, જરા, જુગ્તી, જંગલ, હરેક, હાર, ઇત્યાદી શબ્દોમાં ખ, ચ, ફ, જ, હ, વગેરેના ઉચ્ચારો જુદા જુદા થાયછે તે માટે પણ ચિન્હો યોજવાની જરૂર પડશે.

વળી, ચાલ, કર, આવ, ઉઠ વગેરે આજ્ઞાર્થે બીજા પુરુષ એક વચનના રૂપમાં છેલ્લા અક્ષરમાં ય ભળેલો હોય તેવો કાંઇક ઉચ્ચાર થાયછે. તે માટે પણ ચિન્હો યોજવાં પડશે.

આ રીતે અનેક ચિન્હોની યોજના કરતાં મૂળાક્ષરોની સંખ્યામાં વધારો કરવો પડશે. એટલે વ્યાકરણ ફરી રચવાં જોઇએ. કેમકે વ્યાકરણમાં જેનો ઉલ્લેખ કરેલો નથી, એવા મૂળાક્ષરો કોષકાર કયાંથી લાવે? કોષનો આધાર વ્યાકરણપર હોય છે એ તો સુવિદિત જ છે. કદાચ કોઇ એમ કહેશે કે એવાં એવાં ઉચ્ચારણોમાં ફેરફાર હોવા છતાં અને ચિન્હોની યોજના નવીન કરવા છતાં પણ વ્યાકરણમાં ન લખીએ તો ચાલશે. ત્યારે મારી નમ્ર માગણી એવી પણ થાય કે શ, ષ, સ, નાં ઉચ્ચારણ સરખાં છે, માટે તે બદલ એક જ અક્ષર રાખી નીચે ફારસીની પેઠે નુકતા કરી કાં ચલાવી લેવામાં આવતું નથી? અર્થાત્ જો સંસ્કૃત લિપિને અનુસરીને હિંદુસ્તાનની બધી જ સંસ્કૃતમાંથી થયેલી ભાષાઓ પોતાના મૂળાક્ષરોની ગણના કરે છે, તો ગુજરાતી ભાષામાં ચિન્હોનો વધારો કરી નાંખી ઘોટાળો કરવો યોગ્ય નથી.

અંગ્રેજી, ફારસી, ઉર્દૂ, વગેરે ભાષાઓમાં ચિન્હોની સંખ્યા થોડી છતાં વ્યવહાર નભાવી લેવામાં આવેછે. તે જોતાં આપણી ભાષામાં ચિન્હો ઉમેર્યા વગર ન જ ચાલે એમ

કાંઇ લાગતું નથી. જેમ ભાષા પ્રકૃતિના નિયમને અનુસરીને બદલાયછે, તેમ લિપિ પણ પ્રકૃતિને જ અનુસરેછે. દેવનાગરીમાંથી ગુજરાતી લિપિ પ્રકૃતિને અનુસરીને જ થયેલીછે. નિયમ ગમે તેવા કરીશું, તથાપિ લખનાર પોતાની સરળતા તરફ હમેશ લક્ષ આપશે જ. રા. સા. માધવલાલ દેસાઇ એમણે કરેલી સૂચનાઓ જો કે ઉપયોગી તો છે, પરંતુ તે સાથે તેઓ બીજાં અનેક ચિન્હો યોજવાની પણ જરૂર છે એમ ધ્યાનમાં લે, એટલા માટે આ મારી વિનંતી છે. અને જો એવાં અનેક ચિન્હો યોજીને ઉચ્ચાર તથા લેખન સમાન કરી શકાતું હોય તો એના જેવું સારું બીજું નથી. પણ પ્રચલિત ભાષાઓમાં પરભાષાના સંસર્ગથી નવાં નવાં ઉચ્ચારણ દાખલ થયા જ કરશે. અને તેમ થતાં એક વખત પાછો ફરીને એવો પણ આવે કે તે વખતે હમણાં નવીન ચિન્હો યોજ્યા છતાં પણ લેખનની અપૂર્ણતા માલમ પડી આવે. તે કરતાં કોષકારને જરૂર જણાય તો જોડણી યોગ્ય હોય તે જ કાયમ રાખી ઉચ્ચાર જરૂર લાગે ત્યાં કૌંસમાં બતાવે. એમ કરવાથી ગુજરાતી ભાષા શીખનારની ઉચ્ચારની અવઘડતા દૂર થઈ જશે. સંસ્કૃત લિપિ પૂર્ણ છે, તેમ છતાં પણ તેના ઉચ્ચાર શિષ્યોને ગુરુમુખે શીખવા પડેછે. એ સૌ કોઇ જાણેછે.

લી. છોટાલાલ નરભેરામ.

તા ૧૪-૨-૯૮. વડોદરા.

**પરિશિષ્ટ.( अ )** ( પૃષ્ઠ ૧૭ ટીપ* જુવો. )

## વર્નાક્યુલર ટેક્સ્ટ બુક રિવિઝન કમિટિયે ગુજરાતી વાંચનમાળા માટે મંજૂર કરેલા જોડણીના નિયમો.

૧. શુદ્ધ સંસ્કૃત શબ્દોની જોડણી ગુજરાતીમાં નીચેના ફેરફાર પ્રમાણે રાખવામાં આવીછે:—

(अ) અનુનાસિક અક્ષરોને બદલે અનુસ્વાર વાપરવું. ઉદાહરણ—સંબંધ, અંગ, અંક, ઇત્યાદિ. પણ અન્ન, સન્મતિ, ઉન્માદ અને એવા બીજા શબ્દો અપવાદ રૂપછે.

(ब) અંત્ય હ્રસ્વ ઈ વાળા સંસ્કૃત શબ્દો જો સ્ત્રીઓનાં વિશેષનામ તરીકે આવે તો તેમાંના અંત્ય હ્રસ્વ ઈ ને દીર્ઘ ઈ લખવો ઉદાહરણ—હરી, મણી, શાંતી વગેરે.

(क) ગુજરાતી પ્રત્યયો લગાડી શકાય તેવા અંત્ય વ્યંજનવાળા " અકસ્માત્ " જેવા શબ્દોને અંત્ય **અ** સહિત લખવા.

૨. જે અંગ્રેજી શબ્દો ગુજરાતી ભાષામાં દાખલ થયા હોય નહિ તેના ઉચ્ચાર ગુજરાતી જોડણીમાં જેમ બને તેમ અસલ પ્રમાણે જ લખવા; અને તેમ કરવામાં કાંઇ નવી નિશાની કરવી નહિ. I ( અંગ્રેજી "આઇ" ) નો ઉચ્ચાર હ્રસ્વ ઇ લખવો.

૩. સઘળા સંસ્કૃત, અંગ્રેજી કે બીજી ભાષાના શબ્દોને, તે અસલ શબ્દના કોઇ ભાગમાં કાંઇક ફેરફાર થયો હોય તો તે ગુજરાતીમાં અપભ્રંશ થએલા ગણવા. જે ફારસી અને અરેબીક શબ્દોના ઉચ્ચાર ગુજરાતીમાં બરાબર રાખવામાં આવ્યા હોય અથવા સુધારવામાં આવ્યા હોય તે શબ્દોને ગુજરાતીમાં અપભ્રંશ થએલા ગણવા; અને તે નિયમ પ્રમાણે વરસ, શુકન, ઇન્સાફ, માગશર, મારગ, ખેતર. ઇશક, ઈજનેર, અંગ્રેજ ઇત્યાદિ શબ્દોને ગુજરાતી શબ્દો અથવા તો અપભ્રષ્ટ શબ્દો ગણવા.

## જોડણીમાં વાંધો ઉઠે તેવા ગુજરાતી અથવા અપભ્રષ્ટ શબ્દો માટે નિયમો.

૪. જો કોઇ પણ શબ્દનો ઉચ્ચાર જુદા જુદા જીલ્લાઓમાં જુદી જુદી રીતે કરવામાં આવતો હોય તો તે ઉચ્ચારો પૈકીનો જે ઉચ્ચાર લાંબા વખતથી ભાષામાં જોડણી તરીકે લખાતો હોય તે જ જોડણી માન્ય રાખવી. જેમકે–આંખ, લાવ, શું, કહીશું, બેસ, બેસી ("બેશી" નહિ ), પીરસ, પીરસ્યું, ("પીરશ્યું" નહિ ), પીરસી ( "પીરશી" નહિ ), ડોસો, ડોસી ( "ડોશી" નહિ ), વગેરે.

૫. જે શબ્દોના ઉચ્ચારમાં "**હ**" આવતો હોય તે હમેશના નિયમ પ્રમાણેજ લખવા:—
( अ ) રહે, કહે, પહોંચવું, વહેંચવું, નાહવું.

( **ब** ) પહેલું, વહેલું, સહેલું.

( **क** ) લોઢું, મોઢું, ચઢવું.

( **ड** ) નાનો, મોટો, મારો, અમારો, મોં ( મુખ ), અને બીક ( બીવું. )

૬. શબ્દમાં પહેલા સંયુક્ત અક્ષરોમાં જો અનુનાસિક અક્ષર આવે તો તેની જગોએ અનુસ્વાર લખવું. જેમકે-અંગારો, ઉંમર, કીંમત, ઇત્યાદિ.

## અનુસ્વારસહિત અથવા અનુસ્વારરહિત "ઇ" અથવા "ઈ" અને "ઉ" અથવા "ઊ" વિષે નિયમો.

( જુઓ નિયમ ૭ થા ૯ સુધી )

૭. ( **अ** ) શબ્દના અંત્ય પદમાં અથવા ઉપાંત્ય પદમાં અથવા બન્ને પદમાં ઈ ઉચ્ચાર આવતો હોય તો તે ઈ દીર્ઘ લખવો. ઉદાહરણ—ઘી, ચીં, કડી, ભીખ, શીખ, કીડી, અહીં, હીંડ, વસીલો, દરીઓ, ઇત્યાદિ.

( **ब** ) અંત્ય અથવા ઉપાંત્ય પદ સિવાયના બીજા પદોમાંઇ ઉચ્ચાર આવે તો દીર્ઘ પદની આગળના પદમાં હ્રસ્વ ઇ લખવો, અને હ્રસ્વ પદની આગળના પદમાં દીર્ઘ ઈ લખવો. જેમકે-બિલાડી, ખીચડી, ખીસકોલી, નાળિએર, ઘડિઆળ, વગેરે. પણ સંયુક્ત વ્યંજનની આગળનો ઇ હમેશાં હ્રસ્વ લખવો. ઉદાહરણ—હિસ્સો, ચિઠ્ઠી, ગિલ્લી, વગેરે. અને હિંદુ, સિંધ ઇત્યાદિ શબ્દો માટે પણ આજ નિયમ રાખવો.

૮. ( **अ** ) સૂ, લૂ, જૂ, રૂ વગેરે એકપદી શબ્દો સિવાય તથા દૂધ, ચૂક, મૂક, સૂંઢ વગેરે બેપદી શબ્દો સિવાયના બીજા બધા શબ્દોમાં જ્યાં ઉ ઉચ્ચાર આવે ત્યાં ત્યાં હ્રસ્વ ઉ લખવો. ઉદાહરણ—હું, છું, લીંબુ, લાડુ, કુવો, બુંદ, પુરૂં, જુનું, જુદું, કરવું, સુખી, સુરજ, વસુલ, ખેડુત, વસુલાત, અઠવાડીઉં, ઇત્યાદિ.

( **ब** ) જૂઓ, જુઓ, જુવો; ધૂએ, ધુએ, ધુવે; ફૂઓ, ફુઓ, ફુવો; એ ત્રણ ત્રણ વિકલ્પિત રૂપોમાંથી વચલું રૂપ (જુઓ. ધુએ, ફુઓ) માન્ય રાખવામાં આવે છે.

૯. શક્યભેદ તથા પ્રેરકભેદ સિવાયના વિભક્તિના અને ક્રિયાપદના રૂપાખ્યાનના પ્રત્યયો આગળ, તથા જે પ્રત્યયો શબ્દના છેલ્લા પદમાં મળી જતા નથી તેવા પ્રત્યયો આગળ શબ્દમાં આવેલા ઇ અથા ઈ અને ઉ અથવા ઊ નો ફેરફાર થતો નથી. શક્યભેદ તથા પ્રેરકભેદના પ્રત્યયો અને છેલ્લા પદમાં મળી જાય તેવા પ્રત્યયોની અગાઉ શબ્દમાં આવેલા ઇ ઉચ્ચારને નિયમ ૭ **ब** લાગુ પડેછે; અને ઉ ઉચ્ચારને નિયમ ૮ **अ** લાગુ પડેછે. ઉદાહરણ—ઘીએ, કડીમાં, જૂઓ ( જૂનું બહુ

વચન) દૂધે, કડીઓ (કડીનું બહુવચન) નદીઓ, પીએ, મૂકે, મૂકશે, મૂકવું, લૂંટે, લૂંટવું, સૂએ, ધીવાળો, ખુબીદાર, હાથીખાનું, મૂકનાર, દૂધવાળો, ઇત્યાદિ. પણ પિવાડ, શિખાડ, સુવાડ, શિખામણ, દુધાળો, પિવાય, શિખાય, સુવાય, રિસાળ, લુટારો.

૧૦. ગોળ (ખાધાનો), ગોળ (આકૃતિ), કેરી, કેળ, જેવા શબ્દો હાલમાં જેમ લખાય છે તેમ જ લખવા.

૧૧. સામાસિક શબ્દો તેના અસલ રૂપ પ્રમાણે જ લખવા જેમકે—દૂધભાઈ,ચીઠ્ઠીચપાટી, વગેરે.

૧૨. નીચે દર્શાવેલા શબ્દો કે જેના ઉચ્ચાર જુદી જુદી રીતે કરવામાં આવેછે, અને જે ઘણું કરીને જુદી જુદી રીતે લખવામાં આવે છે, તેવા શબ્દો નીચે પ્રમાણે લખવા:— નહિ, રાયતું, પૈંઆ, બાયડી, લડ, લડાઈ, દુ:ખ (પણ દુખે), ચૌટું, ચંપેલી, ગળણી.

૧૩. (अ) સંયુક્ત ક્રિયાપદોના ભાગ જુદા જુદા લખવા જેમકે—કૂદી પડે છે.

(ब) સંયુક્ત નામ સાથે લખવાં પણ બાળક માટેનાં પ્રાથમિક પુસ્તકોમાં તે નામના ભાગ જુદા જુદા પાડવા. ઉદાહરણ—કચરો પુંજો, વાસણ કુસણ, મા બાપ.

(क) શબ્દયોગી અવ્યય જે શબ્દની સાથે આવે તે શબ્દથી જુદો લખવો.

(ड) એ (તેની અગાઉ ત્રીજી વિભક્તિનો પ્રત્યય એ આવ્યો ન હોય તો) જ, કે (કેમકે) અને પણ (તો પણ), એ પ્રત્યયો જે શબ્દની સાથે આવે તેની સાથે જ લખવા.

૧૪. બે મહાપ્રાણ વ્યંજન સાથે આવે તો પહેલો અલ્પપ્રાણ અને બીજો મહાપ્રાણ લખવો. ઉદાહરણ—પત્થર, બુટ્ઠો, ચિટ્ઠી, વગેરે.

૧૫. ફારસી અને અરેબીક શબ્દો તથા જે ગુજરાતી શબ્દો હાલમાં જુદી જુદી રીતે બોલાય છે અને લખાય છે તે શબ્દો નર્મકોષ પ્રમાણે અને કોઇ આધુનિક પ્રમાણભૂત લેખને વળગી રહ્યા સિવાય ઉપરના નિયમાનુસાર લખવા. ઉદાહરણ—અજમાશ, (અજમાએશ અથવા અજમાઇશ નહિ), હુકમ (હૂકમ અથવા હુકૂમ નહિ.)

---

## પરિશિષ્ટ. (જ ૧). (પૃષ્ઠ ૧૭ ટીપ* જુઓ.)

# ગુજરાતી વાંચનમાળા માટે રિવિઝન કમિટિએ છેવટે સ્વીકારેલા જોડણીના નિયમો.

૧. શુદ્ધ સંસ્કૃત શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કાયમ રાખવી, પણ તેમાં નીચેના ફેરફારો કરવા:—

(અ) અનુનાસિક અક્ષરોને સ્થળે અનુસ્વાર વાપરવો; જેમકે—સંબંધ, અંગ, અંક, વગેરે; અન્ન, સન્મતિ, ઉન્માદ અને એવા બીજા શબ્દો અપવાદ છે.

(બ) હ્રસ્વ ઇકારાંત સંસ્કૃત શબ્દોનાં બનેલાં સ્ત્રીઓનાં વિશેષ નામો દીર્ઘ ઈ થી લખવાં; જેમકે—હરી, મણી, શાંતી, વગેરે.

(ક) અકસ્માત્ જેવા શબ્દો, જે વ્યંજનાંત છે અને જેને ગુજરાતી પ્રત્યયો લાગી શકે છે, તેમને અંતમાં અ છે એમ ગણીને લખવા.

૨. જે ઇંગ્રેજી શબ્દો ગુજરાતીમાં રૂઢ થયલા નથી, તેમના ઉચ્ચારો બને તેટલી ચોકસાઇથી સાચવીને ગુજરાતી જોડણીથી દર્શાવવા, પણ તેમ કરવામાં કોઇ નવી નિશાની ન દાખલ કરવાની કાળજી રાખવી. 'I' નો ઉચ્ચાર હ્રસ્વ ઈ થી દર્શાવવો.

૩. સંસ્કૃત, ઇંગ્રેજી કે બીજી પરભાષાના જે શબ્દોમાં કે તેમના કોઇપણ ભાગમાં જરા પણ ફેરફાર થયો હોય, તેવા બધા શબ્દોને અસલ શબ્દો ઉપરથી અપભ્રષ્ટ થયલા ગુજરાતી શબ્દો ગણવા.

ફારસી અને અરબી શબ્દોના ઉચ્ચારો ગુજરાતીમાં અસલ પ્રમાણે શુદ્ધ હોય કે તેમાં ફેરફાર થયલો હોય, તોપણ તેમને અપભ્રષ્ટ ગુજરાતી શબ્દો ગણવા. આ પ્રમાણે, વરસ, શુકન, ઇન્સાફ, માગશર, મારગ, ખેતર, ઇશક, ઈજનેર, અંગ્રેજ, વગેરે શબ્દોને ગુજરાતી અથવા અપભ્રષ્ટ શબ્દો ગણવાના છે.

**સૂચના**—જોડણીમાં મતભેદ થાય છે, તેવા ગુજરાતી અથવા અપભ્રષ્ટ શબ્દોને માટે નીચેના નિયમો છે.

૪. જ્યાં કોઇ શબ્દોનો જુદા જુદા પ્રાન્તોમાં જુદો જુદો ઉચ્ચાર થાય છે, પણ તેમાંનો એક, સાક્ષર વર્ગના લખાણના લાંબા રૂઢ થયલા પ્રચારથી જોડણીને માટે લાંબા વખતથી સ્વીકારાયલો છે, ત્યાં તે શબ્દની તેજ જોડણી કાયમ રાખવી; જેમકે—આંખ, લાવ, શું, કહીશું, બેસ, બેસી ('બેશી' નહિ), પીરસ, પીરસ્યું ('પીરસ્યું' નહિ), પીરસી ("પીરશી" નહિ), ડોસો, ડોસી ('ડોશી' નહિ), વિગેરે.

૫. શબ્દોના ઉચ્ચારમાં 'હ' નો અવાજ મળેલો હોય, ત્યાં હાલ જેમ લખાય છે તેમ લખવાનું જારી રાખવું.

(અ) રહે, કહે, પહોંચવું, વહેંચવું, નાહવું.

(બ) પહેલું, વહેલું, સહેલું.

(ક) ભોઠું, મોઢું, ચઢવું.

(ડ) નાનો, મોટો, મારો, અમારો, મોં (ચહેરો), અને બીક (બીવું)

૬. જોડાક્ષરનો પહેલો અક્ષર અનુનાસિક હોય ત્યાં બધા શબ્દોમાં તેને બદલે અનુસ્વાર લખવો: જેમકે—અંગારો, ઉંમર, કિંમત વગેરે.

અનુસ્વાર સહિત કે અનુસ્વાર રહિત ઇ કે ઈ અથવા ઉ કે ઊ વિષે નિયમો (નિયમ ૭ થી ૯ સુધી.)

૭ (૧) શબ્દના અંત્ય કે ઉપાંત્ય * એકાચ્‌માં, અથવા બંનેમાં ઇ નો ઉચ્ચાર દીર્ઘ ઈ થી દર્શાવવો. જેમકે—ઘી, ચીં, કડી, ભીખ, શીખ, કીડી, અહીં, હીંડ, વસીલો, દરીઓ, વગેરે.

(૨) અંત્ય કે ઉપાંત્ય સિવાયના એકાચ્‌માં આવતા ઇની પછી હ્રસ્વ એકાચ્ આવે તો તેનો ઉચ્ચાર દીર્ઘ, અને દીર્ઘ સ્વરવાળો એકાચ્ આવે તો તેનો ઉચ્ચાર હ્રસ્વ છે, માટે તે પ્રમાણે, લખવામાં (દીર્ઘ) ઈ કે (હ્રસ્વ) ઇ થી દર્શાવવું, જેમકે—બિલાડી, ખીચડો, ખીસકોલી, નાળિએર, ઘડિઆળ, વગેરે. પણ જોડાક્ષરની પહેલાં આવનાર ઈ હમેશ હ્રસ્વ જોઇએ; જેમકે—હિસ્સો, ચિઠ્ઠી, ગિલ્લી, વગેરે. હિંદુ, સિંધ, વગેરે શબ્દોમાં પણ તેમજ સમજવું.

૮. (૧) સૂ, જૂ, લૂ, રૂ, વગેરે જેવા એકાચ્ શબ્દો અને દૂધ, ચૂક, મૂક, સૂંઢ, વગેરે જેવા દ્વિસ્વર શબ્દો સિવાય જ્યાં જ્યાં ઉ આવે તે સઘળે ઠેકાણે ઉનો ઉચ્ચાર હ્રસ્વ છે, અને તે હ્રસ્વ ઉ થી દર્શાવવો; જેમકે—હું, છું, લીંબુ, લાડુ, કુવો, બુંદ, પુરૂં, જુનું, જુદું, કરવું, સુધી, સુરજ. વસુલ, ખેડુત, વસુલાત, અઢવાડીઉં, વગેરે.

(૨) જૂઓ, જુઓ, જુવો (જોવું); ધૂએ, ધુએ, ધુવે; કૂઓ, કુઓ, કુવો; વગેરે વિકલ્પે લખાતાં રૂપોમાં બીજાં એટલે જુઓ, ધુએ, અને કુઓ, એ રૂપો સ્વીકારવાં.

૯. જે શબ્દોમાં ઇ, ઈ, ઉ, ઊ, આવતા હોય, તેમને સત્તાભેદ કે પ્રેરકભેદ સિવાયના ક્રિયાપદનાં રૂપાખ્યાનના, તથા વિભક્તિના તમામ પ્રત્યયો પહેલાં,

---

* જેમાં એક અચ્ (સ્વર) આવ્યો હોય તેવા અક્ષરો, જેમકે 'કડી' માં 'ક' અને 'ડી', એ બે જુદા એકાચ્ છે

તે શબ્દોનો મૂળ ઇ, ઈ, ઉ, ઊમાં ફેરફાર કરવો નહિ. સહ્ય કે પ્રેરકભેદના, અને શબ્દોના છેલ્લા પદમાં મળી જાય એવા પ્રત્યયો પહેલાં ઇ ને માટે ૭ માનો (૨), અને ઉ ને માટે ૮ માનો (૧) નિયમ લાગુ કરવો; જેમકે- ધીએ, કડીમાં, જૂઓ (વાળની), દૂધે, કડીઓ, નદીઓ, પીએ, મૂકે, મૂકાશે, મૂકવું, લૂટે, લૂટવું, સૂએ, ધીવાળો, ખુબીદાર, હાથીખાતું, મૂકનાર, દૂધવાળો વગેરે;

પણ. પિવાડ, શિખાડ, શિખામણ,
પિવાય, શિખાય, રિસાળ,
સુવાય, સુવાડ, દુધાળો, લુંટારો.

૧૦. ગોળ (ખાવાનો), ગોળ (વર્તુળ), કેરી, કેળ જેવા શબ્દો હાલ લખાય છે તેમ જ લખવાના છે.

૧૧. સામાસિક શબ્દોમાં મૂળ શબ્દોની જોડણી કાયમ રહે છે; દૂધભાઈ ચિઠ્ઠીચપાટી.

૧૨. નીચે લખેલા શબ્દોના જેવા શબ્દો, જે જુદી જુદી રીતે બોલાય છે, અને ઘણું કરીને જુદી જુદી રીતે લખાય છે, તે નીચે પ્રમાણે લખવા:— નહિ, રાયતું, પૈંઆ, બાયડી, લડ, લડાઈ, દુ:ખ (પણ 'દુખે'), ચોટું. ચંપેલી, ગળણી.

૧૩. (અ) સંયુક્ત ક્રિયાપદોમાં, અવયવો છુટા લખવા; જેમકે—કૂદી પડે છે.

(બ) સામાસિક નામો એકઠાં લખવાં, પરંતુ બાળકોના ઉપયોગ માટે લખેલાં શરૂઆતનાં પુસ્તકોમાં મૂળ શબ્દો છૂટા પાડવા; જેમકે-કચરો પુંજો, વાસણ કુસણ, મા બાપ.

(ક) શબ્દયોગી અવ્યયો, જે નામને તે લાગેલા હોય, તેમનાથી છૂટા લખવા.

(ડ) એ (ત્રીજી વિભક્તિના 'એ' ની પછી ન આવતો હોય તેવો), જ, ('કેમકે' માં) કે, અને ('તો પણ' માં) પણ, જે શબ્દોને લાગેલા હોય તે શબ્દો સાથે જ લખવા.

૧૪. બે મહાપ્રાણ વ્યંજન જોડાયલા હોય તો પહેલો અલ્પપ્રાણ અને બીજો મહાપ્રાણ લખવો; જેમકે—પત્થર, બુઢ્ઢા, ચિટ્ઠી.

૧૫. ફારસી અને અરબી મૂળના શબ્દો, અને જે ગુજરાતી શબ્દો જુદી જુદી રીતે બોલાય છે અને લખાય છે તે, ત્યાર પછીના આધુનિક સર્વમાન્ય પ્રમાણભૂત કોષને અભાવે, નર્મકોષ પ્રમાણે લખવા, પણ તેમાં ઉપરના નિયમોનું ઉલ્લંઘન થવું ન જોઈએ. ઉ. 'અજમાશ' લખવું 'અજમાએશ' અથવા 'અજમાઇશ' નહિ, પણ 'હુકમ' લખવું, અને 'હૂકમ' કે 'હુકુમ' નહિ.

**પરિશિષ્ટ ક્ષ**—( પૃષ્ઠ ૩૪ ટીપ* જુવો. )

**( ઇ. સ. ૧૮૮૮માં પ્રસિદ્ધ થયેલા "જોડણી" વિશેના પુસ્તકમાંથી ઉતારો. પૃષ્ઠ ૪૪ )**

આમ ઘડિયે ઘડિયે નવી નિશાનિયો તે કેટલી કરતા જઇશું? આજ આટલા ઉચ્ચારમાં ફેરફાર થયો તો વળી કાલ્ય બીજા વધશે. તો હેનો ક્ય્હાં તાગ આવવાનો હતો? આમ વખતે કોઇ કહેશે. પણ તે માટે એટલું જ કહેવાનું કે શા માટે નવી નિશાનિયો ના કરવી? એમ થાકી જવું શા માટે જોઇયે? જેમ રાજ્યકારભારીને નવી નવી સ્થિતિયોમાં નવી નવી યોજનાઓ કરતાં થાકવાનું નથી,-જેમ સામાજિક સુધારામાં મચનારને નવી નવી અડચણોમાં નવી નવી તદબીરો કરતે ગભરાવાનું નથી,—જેમ રાજ્યોને નવી નવી ભૂમિ સંપાદન કરતાં "આપણે તે કેટલે કેટલે ઠેકાણે વાવટો ચઢાવીશું, અને ક્ય્હાં ક્ય્હાં રક્ષક મૂકીશું?" કરીને નિરુત્સાહ થવાનું નથી,—જેમ ધર્મશાસ્ત્ર રચનારાઓ નવી નવી કાલપરિવૃત્તિમાં નવી નવી સ્મૃતિ કરતે થાક્યા નથી,—અને જેમ નવા નવા સામાજિક વગેરે ફેરફાર થતાં નવા નવા કાયદા કરતાં કાયદા રચનાર પરિષદ્‌ને ગભરાવાનું નથી;—તેમ જ ભાષાના નિયમ સોધનારાઓએ પણ ભાષાની બદલાતી જતી ઘટનામાં ત્હેને અનુકૂળ નિયમબન્ધન વગેરે પ્રયત્ન કરતાં થાકી જવું ન જોઇયે. શાસ્ત્રનું સ્વરૂપ જ એ છે કે પોતાના લક્ષ્યને અનુસરીને પોતાની રચના વખતે વખતે ફેરવતા જવું. આમ બ્હીવું એ તો કાયરપણાનું કામ છે.

તેમ, જોવા જઇયે તો, એટલું બ્હીવાનું કારણ પણ નથી. હાલ ઉપર દર્શાવેલી બાબતોનો તથા ત્હેવી જ બીજી બાબતો બીજા ગૃહસ્થોને જડી આવે ત્હેનો કાંઇક નિયમના સ્વરૂપમાં ચુકાદો થાય, તો આગળ ઉપર વધારે ચિહ્નો વગેરે યોજનાઓ કરવાનો પ્રસંગ ભાગ્યે જ આવશે, એમ હું માનુંછું. હાલના સમામાં ગુર્જર ભાષાનો ઓઘ જૂદી જ દિશામાં વ્હેવા માંડયોછે. અક્કેક શબ્દના અંદરના સ્વરૂપમાં ફેરફાર થવાનો કાલવિશેષ વીતી ગયોછે. અને હાલ તો નવા શબ્દો જ—નવી ભાષાના, નવા વિચાર દર્શાવવા માટે અથવા એક વિચાર અનેક પ્રકારે દર્શાવવા માટે સંસ્કૃતમાંથી નવા બનેલા શબ્દો—દાખલ કરવા, વાક્યરચનાની બાબતમાં નવા નવા ફેરફાર કરવા, વગેરે હેવી હેવી બ્હારનાની જ પરિવૃત્તિમાં આપણી ભાષાનો પ્રવાહ ચાલેછે. અને કેટલા કાળ સુધી એ જ દિશામાં ચાલ્યા કરશે તે કદી નહિં કહેવાય, તો પણ હાલ થોડા જમાના સુધી તો દિશા બદલાવાનાં ચિહ્ન જણાતાં નથી.

---

## પરિશિષ્ટ ( अ )—( પૃષ્ઠ ૭૬ ટીપ્પ જુવો. )

( હ્રસ્વદીર્ઘ સ્વરો બાબત કવિ નર્મદાશંકરના નિયમો નર્મકોશ.-મુખમુદ્રા પૃ. ૭૯. )

એક અક્ષરના ઈકારાન્ત શબ્દ ( સાનુસ્વાર ને નિરનુસ્વાર ) તે દીર્ઘજ છે-ઈ, ચીં, ઘી, જી, દી ઇ૦ પણ નિરનુસ્વાર ઉકારાન્ત જૂ, રૂ, લૂ શબ્દ તે દીર્ઘ ને સાનુસ્વાર હું, શું તે હ્રસ્વ જ તેમ ધ્વનિવાચક ઊં, ચૂં, ફૂં તે દીર્ઘ જ રાખવા.

બે અક્ષરના શબ્દમાં અન્ત્ય ઈ દીર્ઘ ને અન્ત્ય ઉ હ્રસ્વ જ રાખવાં; તેમ પ્રથમ વર્ણમાં ઈ-ઉ હોય તો તે દીર્ઘ જ જાણવાં; વળી પ્રથમ ઉ ને અન્ત્યે ઓ હોય તો વિકલ્પે હ્રસ્વ ઉ ને વો થાય. અજી, વડી, જાઈ, એંસી, ઓછી, અહીં, તહીં, નહીં ઇ૦ ને કડુ, ચરુ, સારું, કરવું ઇ૦; તેમ કીડી, પીળી, તીણી ઇ૦ ને ઊઠ-ઊંટ, લૂણ, ઇ૦; વળી કૂઓ-કુવો, જૂઓ-જુવો ઇ૦.

એથી વધારે અક્ષરના શબ્દમાં પ્રથમ વર્ણ ઈ-ઉ હોય અથવા એ સ્વરવાળા હોય તો તે હ્રસ્વ જ * જાણવા. ઈઝ-જરાવું, ઉભળવું, કુટવું, કુબડું, ફુટડું, સુંવાળું, શિખવું, ગુજરાતી ઇ૦.

દીર્ઘ ઈ-ઊથી આરમ્ભાતા શબ્દ બીજા શબ્દ સાથે જોડાય તો તે હ્રસ્વ થાયછે.-કીડી પણ કિડિયારું, દૂધ પણ દુધભાઈ, કૂઓ પણ કુએતર અથવા કૂવો તથા કુવેતર થાય-છે, તેમ ઈકારાન્ત શબ્દને એ, ઓ પ્રત્યય લાગેથી હ્રસ્વ ઇ તથા યે-યો એમ પણ રૂપ થાય છે.-બારીઓ અથવા બારિયો, નદીઓ અથવા નદિયો.

---

* સંસ્કૃત શબ્દ પ્રાકૃતમાં ઉતરતાં તેમાંનો સંયુક્તાદ્યવર્ણ દીર્ઘ થાયછે એ ઉપરથી નિશાળોમાં ચાલતી ચોપડીઓમાં દીર્ઘ ઈ ઊ લખાય છે અને ઉચ્ચારણ પણ તેવુંજ થાય-છે એમ પણ કેટલાક કેહેછે અને કેટલાક કેહેછે કે ઉચ્ચારણ તો હ્રસ્વ થાયછે પણ વર્ણ લખવો તે દીર્ઘ જ એ વિષે વાદ લખવો આ ઠેકાણે અનુકૂળ આવતો નથી, તો પણ હ્રસ્વદીર્ઘ ઉચ્ચારણનું ( માત્ર પોતાનું જ નહિ પણ ઘણા જણનું ) માત્રાના ધોરણે વિવેચન કરતાં અને સર્વ પ્રાકૃત ભાષાનો નિયમ કે પ્રથમવર્ણ કંઇક જોરવાળી ઝોકથી ઉતાવળો બોલાય છે તે ઉપર લક્ષ રાખતાં સ્પષ્ટ સમજાશે કે ઉચ્ચારણ હ્રસ્વ જ છે ને હ્રસ્વ છે તો તેમ જ લખવું.

---